# કવિલોક

(કવિલોક સંસ્થાનું દ્વૈમાસિક)

અષાઢ ૨૦૧૯ | જુલાઈ ૧૯૬૩ — પુસ્તક ૭ : અંક ૧

તંત્રીઓ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ: (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨ (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી, સુદર્શન ઍન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ કલકત્તા ૧. (૫) મેલ ઑર્ડર સર્વિસ, નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી (૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨)માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

રામપ્રસાદ પ્રે. બક્ષી

# અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા

કાવ્યનો ભાવમય અર્થ ચમત્કારક બને એ રીતે શબ્દની અર્થસમર્પણની શક્તિને સમૃદ્ધ કરવી એ અર્થાલંકારનો ધર્મ છે, એ શબ્દને શ્રુતિમનોહર બનાવવો એ શબ્દાલંકારનો ધર્મ છે, અને શબ્દની ભાવવ્યંજક શક્તિને એના ભાવવ્યંજનાના કાર્યમાં લયની સહાયતા આપવી એ પદ્યમય રચનાનો ધર્મ છે.

અદ્યતન કવિતા કાવ્યનાં આ પરંપરાગત તત્ત્વોમાંથી પદ્યસ્વરૂપનું વર્જન કરે છે છતાં કોઈક વાર ભાવાર્દ્રતાનો આવેગ વધે ત્યારે લયનો અર્થાત્ છંદનો સમાશ્રય કરે છે. અપદ્ય કાવ્યકૃતિઓમાં રાચતો આજનો કવિ પણ અવારનવાર છંદોમય રચનાના પ્રયોગો પણ કરે છે. પરંતુ એના કાવ્યમાં પ્રધાન સ્થાને રહે છે અર્થાલંકાર અને અર્થાલંકારનો સમાનધર્મા પ્રતીકપ્રયોગ.

પૂ. ગાંધીજીની અભિલાષા હતી કે કાવ્યની ભાષા પૃથગ્જન પણ સમજી શકે તેવી સરલ હોય. અદ્યતન કવિઓમાંના ઘણાખરા

ગાંધીજીની એ અભિલાષાને પૂર્ણ કરતા જણાય છે તેઓ નવે
પ્રચલિત શબ્દોનો અને બહુધા સરળ વાક્યાન્વયનો ઉપયોગ કર

પણ આ વાગ્યાર્થમાં રહેલા લાગતા શબ્દ જ સેથી તેઓ ઘા વધાર કામ લે છે સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓએ સુગમ શબ્દ અ વાક્યાન્વય માટે દ્રાક્ષાપાક અને દુર્બોધ ભાષાના કઠણ કોચલા મધુર અન્તસાર છુપાવતી શૈલી માટે નાળિકેલપાક એવા શ વાપર્યા છે આજની કાવ્યશૈલીને દ્રાક્ષાપાક અને નાળિકેલપાક વિલક્ષણ સંયોગ રૂપનારી કહી શકાએ

સુગમ શબ્દો છતા દુર્બોધ તાત્પર્ય, એવી આ અદ્યતન કાવ્યશૈલી એના અર્થાલંકારોના તથા પ્રતીકોના ઉપયોગમાંથી પરિણમે છે અદ્યતન કવિતા અણધાર્યા, સાધારણ અનુભવપ્રદેશમાંથી લીધેલા, એકેકું લઈએ તો પરિચિત લાગે તેવા છતા સમુદાયમ સંકુલ બની જતા પ્રતીકોનો ઉપયોગ કર છે એ પ્રતીકો અથ- અલંકારશાસ્ત્રીની પરિભાષામા અપ્રસ્તુત-ઉપમાનાદિ, આજન જીવનના વિસ્તૃત પ્રદેશમાંથી, દૂર દૂરથી કે નિકટથી આણવામ આવે છે વિજ્ઞાન, યંત્રરચના, યુદ્ધના અસ્ત્રો આદિ અનેક ઉપમાન અથવા પ્રતીકો એવા હોય છે જે પરંપરાગત કવિતાથી ટેવાયેલાઓ અપરિચિત લાગે, અણધાર્યાં લાગે, એ અપ્રસ્તુત પદાર્થની પ્રસ્તુ પદાર્થને સ્પર્શતી સંપર્કરેખા પારખવામા મુશ્કેલી ઉપજાવે

એક બીજી બાબતમા પણ આજની કવિતાનો અલંકા વિનિયોગ વિલક્ષણ ગણી શકાય. પ્રસ્તુત વિષયના તે તે પ્રદેશ અર્થને ઉપકારક અને પ્રકાશક બને એવા, તે તે પ્રદેશને ઉચિ એવા, છૂટક છૂટક ઉપમાનો વાપરવાની રીત આપણને જાણીત છે આજના કવિને એવા એકદેશીય અલંકારવિનિયોગથી સંતો

થી થતો; અલંકારની અર્થશોભન પ્રભા આખા કાવ્યમાં વ્યાપક ને એ માટે એ પ્રયત્ન કરે છે. અલબત્ત આ લક્ષણ આજની ધી કાવ્યકૃતિઓને લાગુ નથી પડતું, પણ છતાં, એ લક્ષણ અમુક વ્યોમાં નજરે પડે છે તે છતાં, લક્ષયોગ્ય છે.

આથી ઊલટી દિશામાં જતો અલંકારવિનિયોગ પણ આજની વિતામાં અજાણ્યો નથી: કડીએ કડીએ, પંક્તિએ પંક્તિએ, આગલીપાછલી કડી કે પંકિતથી અસંબદ્ધ લાગે એવાં ઉપમાનો અને પ્રતીકો પણ વપરાય છે, અને એવાં પ્રતીકોનો અર્થસમન્વય કરવો દુષ્કર બને, એમાંથી સર્વાંગસુભગ સમગ્ર ચિત્ર ઘટાવવું મુશ્કેલ બને, એ પણ આ નવી કવિતાની દુર્બોધતાનું એક કારણ છે. અને વળી આ પ્રતીકો વડે જેની સમૃદ્ધિ અને શોભા અથવા ચમત્કારકતા વધારવાની છે એ ભાવમય અર્થ એવો માત્ર પ્રાસંગિક હોય છે, એવો વૈયક્તિક હોય છે કે આવાં અત્યન્ત વિશેષીકૃત-particularized-સંવેદનોનું સાધારણીકરણ દુર્ઘટ બને છે.

પ્રતીકોની આ અપરિચિતતા, પ્રત્યેક પ્રતીક અલગ અનુભવથી સંબદ્ધ હોય તે છતાં એ બધાં પ્રતીકો સમન્વિત થઇને સમગ્રતા સાધે એવી અપેક્ષા, પ્રતીકોની વિશેષીકૃત પ્રાસંગિકતા અને વૈયકિતકતા એ તત્ત્વો એમાંથી ઊપજતી દુર્બોધતાને કારણે વાચકને અદ્યતન કવિતાથી વિમુખ કરે એમાં આશ્ચર્ય નથી. છતાં, આ દુર્બોધતા જ જે સહૃદયતાનો દાવો કરવા બેસે એવા વાચકને એક અપરિહાર્ય આહ્વાન આપે છે. એવો વાચક આ નારિકેલપાકનાં કઠણ કાચલાંને શ્રમપૂર્વક તોડીને, છોડાંને ઉખેડીને, અંદર રહેલા સારને પામવા મથે છે, અને સાર પામીને તૃપ્ત થાય તો આહ્વાનને સ્વીકાર્યાનો તથા પાર પહોંચ્યાનો સંતોષ અનુભવે છે.

અદ્યતન કવિતાની આ આહ્વાન કરતી દુર્બોધતાને આપણા ઉખાણાઓની, કૂટ સમસ્યાઓની, દુર્બોધતા સાથે સરખાવી શકાય. આહ્વાન સ્વીકારીને વિજયી બન્યાનો આનંદ બન્નેમા એકસરખો છે. પણ, સમસ્યાઓમા જે તત્ત્વ ન જ હોય તે અદ્યતન કવિ પોતાનામા મૂકવા ઈચ્છતો હોય, અને સારો કવિ હોય તો મૂકી શકે. એ તત્ત્વ છે અંતે અનુભવાનો ભાવ આ ભાવ ન હોય, અને હોય તો ક્ષુલ્લક ક્ષણજીવી ભાવ હોય, તો અદ્યતન કવિતાની એ અનિષ્ટ મર્યાદા બને.

અલંકારના વિનિયોગમા જ અન્તર્ગત ભૂમિકા છે તે તો સનાતન છે. અલંકારનો ઉદ્ભવ શબ્દની અર્થસમર્પવાના સામર્થ્યની મર્યાદામાથી થયો છે જયારે શબ્દ કવિના અભિપ્રેત અર્થનો વાહક ન બની શકે, ત્યારે પ્રત્યક્ષ અનુભવના વાચક એવા એ શબ્દને કવિ અતીત અનુભવના વાચક અન્ય શબ્દની મદદ આપે છે, અને એ રીતે અદ્યતન મનોગત ચિત્રને કોઈ પ્રાક્તન મનોગત ચિત્રની ઓથ આપીને શબ્દની શકિતને વિસ્તારે છે અને એમા ચમત્કૃતિનુ તત્ત્વ આણે છે

પ્રસ્તુત પદાર્થની અભિવ્યકિત એ પદાર્થને આ પ્રમાણે અપ્રસ્તુત પદાર્થની ઓથે રાખીને કરવી એ પણ તિરોધાનનો એક પ્રકાર છે. તિરોધાનવ્યાપાર કવિકર્મમા મહત્ત્વનો ભાગ આદિકાળથી ભજવાતો આવ્યો છે. વક્રોકિતમા, અલંકારવિનિયોગમા, લક્ષણાવ્યાપારમા અને વ્યંજનાવ્યાપારમા સર્વત્ર આ તિરોધાનની યુકિત પ્રવર્તે છે

અલંકાર અથવા પ્રતીકપ્રયોગ આમ અપ્રસ્તુત દ્વારા પ્રસ્તુતનુ સૂચન કરવાને થાય છે. પ્રસ્તુતનો પ્રકટ નિર્દેશ ન કરવો પરંતુ

અપ્રસ્તુતનો જ નિર્દેશ કરવો અને એમાંથી વ્યંજનાવ્યાપાર દ્વારા પ્રસ્તુતનું સૂચન થવા દેવું એ અનેક અલંકારોની, અને પ્રતીકોની પણ રીત છે.

પ્રાચીનાએ જેને અપ્રસ્તુતપ્રશંસા કહેલ છે એ અલંકારની કક્ષામાં બેસે એવો પ્રતીકોનો ઉપયોગ કરનારા આપણા પ્રથમ મુખ્ય કવિ પ્રિયકાન્ત મણિયાર છે એવું મારું માનવું છે.[1] એમનું 'પ્રતીક'માંનું આ કાવ્ય એનું સુંદર ઉદાહરણ છે:

એક આ ઇંડું પડ્યું –
કોણે મૂક્યું? (એ પંખી તો નવ કોઇને હજી યે જડ્યું)
(જ્હે ગયો કે કાળ આ) નવ કોઇ ફાવે
ભેદ એનો પામવા, રે તો પછી ભીતર મહીં
જે હો ભર્યું (આ આપણી અધીરાઈની ઉપમા કંઈ ઓછી નહીં)
– બસ તો હવે એ બ્હાર આવે.

'ઇંડું' આ કાવ્યમાં પ્રતીક છે, આ સમગ્ર વિશ્વનું. અને નવું લાગતું આ પ્રતીક આમ તો નવું નથી, કારણ કે એ જ ઇંડાના – અંડના – ઉપમાનસાધક પ્રતીકનો ઉપયોગ 'બ્રહ્માંડ' શબ્દમાં પ્રાચીન સમયથી થતો આવ્યો છે.

પ્રતીકનો નૂતન ગણાતો ઉપયોગ પણ કોઇ પ્રાચીન કાવ્યમાં થઇ ચૂક્યો હોય એવું જણાય તો તેમાં આકસ્મિક સંઘટના સ્વીકારવી પડે. પ્રિયકાન્ત મણિયારે એક કાવ્યમાં આયુને શ્વાસઉચ્છ્વાસના તાણાવાણા વડે ફેફસાંની શાળ ઉપર વણાતા વાયુના વસ્ત્રની ઉપમા આપી છે. તાણો, વાણો, શાળ અને વણવાની ક્રિયા એ

1. આવી અપ્રસ્તુતપ્રશંસા રાધેશ્યામ શર્માના 'આંસુ ને ચાંદરણું' સંગ્રહમાંના 'મોટી બિલ્લખાની માટે' એ કાવ્યમાં રહી છે.

ઉપમાનસામગ્રીનો, અન્ય સંદર્ભમા, નૈષધીયકાવ્યનો 'सिताङ्गवर्णैं वर्यान्त स्म तद्गुणैः' એમ શરૂ થતા શ્લોકમાં પણ ઉપયોગ થયેલો આપણે જાણીએ છીએ.

સુરેશ જોષીનું 'સૂર્યો' કાવ્ય પ્રત્યેક કડીમા જે પ્રતીકોનો ઉપયોગ કરે છે તેમાથી તાત્પર્ય તારવવું મુશ્કેલ બને છે. એમાથી એક કડી ટાંકું છું –

ઘૂવડની આંખોમાં ઘૂંટાઇને,
અન્ધકારનું ટપકું બનેલા સૂર્યનું
લાવ તને કાજળ આંજું.

આ પંક્તિઓ વાચીને આપણને એના અર્થપરત્વે આશ્ચર્ય થાય છે: દેદીપ્યમાન સૂર્ય, એનું ઘુવડની આંખોમા અંધકારના બિન્દુરૂપે પરિવર્તન, અને એનું પ્રિયતમાની આખમા અંજન – આ પરિવર્તનની અને અંજનક્રિયાની અસંભાવ્યતા આપણને પજવે છે. પણ એ જ કડીના પંક્તિક્રમને, થોડાક શાબ્દિક ફેરફાર સાથે, બદલાવી જોઈએ –

તારી આખનુ કાજળ –
જાણે કે ઘૂવડની આખમા અંધકારનું ટપકુ બનેલો સૂર્ય.

આ રીતે મૂકતા આ પંક્તિઓ ઉત્પ્રેક્ષાનું ઉદાહરણ બની જાય છે–અને એમાની અસંભાવ્ય લાગતી કલ્પના અનેક જૂની અસંભાવ્યની સંભાવના કરનારી ઉત્પ્રેક્ષાની કક્ષામા જઇને બેસે છે.

અદ્યતન કવિતાની પ્રતીકયોજના પરત્વે વિચારવાનો મુદ્દો એક આ છે: એ પ્રતીકો જે અનુભવથી સંબદ્ધ છે એ અનુભવ કેવળ

કાલ્પનિક—કપોલકલ્પિત છે કે વાસ્તવિક લૌકિક જીવનના અનુભવનો એક અંશ છે ?

જયન્ત પારેખનું પેલું કાવ્ય[2] આપ સૌએ વાંચ્યું છે—જેમાં રાત્રિના ચંદ્રરૂપી સ્તનની પ્રકટતાનો, અને નિશા તથા કવિના સહશયનને પરિણામે જન્મતા સૂર્યનો ઉલ્લેખ છે. આ પ્રસંગ જીવનાનુભૂત નથી, કલ્પિત છે. હવે, વાઙ્મયનો ઉદ્ભવ જીવનમાંથી થાય, અને જીવનની આપણી અનુભૂતિને વાઙ્મય સમૃદ્ધ બનાવે એવી આપણી વાઙ્મયં પરત્વેની દૃષ્ટિને આવી કેવળ કલ્પનાના પ્રદેશમાં વિહરનારી પ્રતીકયોજના ચમત્કારક છતાં સર્વથા સંતર્પક લાગતી નથી.

જીવનની અનુભૂતિમાંથી ઉદ્ભવતી કલ્પના અને કવિતાનું એક ઉદાહરણ રાજેન્દ્ર શાહનાં કાવ્યોમાંથી આપું છું. એ છે 'કવિલોક'માં પ્રકટ થયેલું 'વાણીનું વક્રીભવન'[3] નામનું કાવ્ય. એમાંથી થોડીક પંક્તિઓ ટાંકું છું–

આ જ આરેથી ગાંધીની તેજોમય ઋતંભરા વાણીની
                    શત શત ધારા વહી રહી હતી...
પણ પ્રદોષની ગોધૂલિવેળાએ,
જ્યારે તપસ્વી તપને પશ્ચિમની ક્ષિતિજ ભણી
                                        ચરણ ધર્યાં ત્યારે
એનાં શ્વેત સમુજ્જ્વલ સરલ કિરણોને
ત્યહીં ઘેરાયેલ શ્યામલ વાદળે
દઈ દીધો કુટિલ વળાંક.
શ્વેત નહીં, ઊડે કંઇ કેટલાયે રંગ –
સત્ય નહીં, વાણી મહીં અગણિત વ્યંગ !

---

૨. કવિલોક અંક ૨૯ : પૃષ્ઠ ૬     ૩. કવિલોક અંક ૨૪ : પૃષ્ઠ ૪

આમા જે પ્રસ્તુત અને અપ્રસ્તુત વિષયોનું અનુસંધાન છે તે વિષયો વાસ્તવિક જીવનના અનુભવમાથી લીધેલા છે, કવિની કલ્પના એનુ અનુસંધાન કરવામા રહી છે.

પ્રસ્તુત વિષય અનુભવગત હોય અને એની કલામય અભિવ્યક્તિ કરવા માટે જે અપ્રસ્તુત પ્રતીકો કે ઉપમાનો યોજવામા આવે તે કલ્પિત હોય, ત્યા સુધી આપણને વાધો લાગતો નથી. પણ પ્રસ્તુત પણ કલ્પિત — કપોલકલ્પિત, અને અપ્રસ્તુત પણ એવું જ, એવો કેવળ કલ્પનાવિહાર થાય તો આપણને એમા ઊણપ જણાય છે.

આ બાબતમા એક સ્પષ્ટતા કરવી જોઈશે. અનુભૂતિ તો બધી યે સત્ય છે. સ્વપ્નમા વાઘ જોયો હોય તો એનુ પરિણામ-પ્રસ્વેદકમ્પ આદિ પરિણામ – જાગ્રત અવસ્થામા સંક્રાન્ત થાય છે એ દૃષ્ટિએ એ સ્વપ્નની અનુભૂતિ પણ સત્ય છે. એટલે પ્રશ્ન અનુભૂતિની સત્યતા કે અસત્યતાનો નથી. અનુભૂતિ અનુભૂતિ તરીકે સત્ય હોય ભલે, તો પણ અમુક અનુભૂતિ જીવનમાથી થયેલી હોય છે, અમુક કેવળ કલ્પનોત્થાપિત હોય છે, એ ભેદ તો છે અને રહેશે.

અદ્યતન કવિતાની આ પ્રતીકયોજનાની શૈલીમા ભયસ્થાન એ છે કે એની આ 'અચિરપ્રભા' વિદ્યુતનો ઝબકાર ચમત્કારક બને, પણ જો એમા એવુ તત્ત્વ નહિ રહે કે જે આપણુ 'કિમપિ દ્રવ્ય' બનીને ચિત્તમા સંગૃહીત થાય, તો–ભલે એ તાત્કાલિક ચેતોવિસ્તાર કરશે તો પણ–ચિરંતન હૃદયવિકાસ નહીં કરી શકે અને, કવિ સ્વકીય સામર્થ્યથી યુક્ત ન હોય તો, કેવળ નવીનતાના અનુકરણને પંથે પળીને એ જે કૃતિઓ રચશે તેમાં

સત્ય નહી હોય. ઉપરાંત, એક જ પંથે પળેલાઓના અનેકવિધ ભાસતા કલ્પનાવિલાસમાં એકવિધતા આવી જશે—આવવા લાગી છે[૪].

૪ 'કલ્પના અને કાલ્પનિકતા એ બે વચ્ચે ઘણો ખચો ભેદ છે. યથાર્થ કલ્પના ન્યાય, સંયમ અને સત્ય દ્વારા ચોક્કસ આકારબદ્ધ હોય છે. ત્યારે, કાલ્પનિકતામાં સત્યનો ઓછાયો માત્ર હોય છે, પરંતુ તેનું અદ્ભુત અતિશયતાને કારણે અસંગતતાથી ભરેલું સ્થૂળકાય હોય છે. તેમાં જો કાંઈ થોડોક પ્રકાશ હોય છે તેના કરતાં સોગણો અંશ ધુમાડાનો હોય છે. જેમનામાં શક્તિ–સામર્થ્ય ઓછું તેવા લોકો સાહિત્યની લગભગ આવી ધૂમિલ કાલ્પનિકતાનો આશ્રય લેતા હોય છે; કેમ કે આ કાલ્પનિકતા બહારથી પ્રચંડ લાગે છે, પરંતુ વાસ્તવિક રીતે તો અત્યંત ક્ષીણ હોય છે. એક શ્રેણીના વાચકો આ પ્રકારની અપરંપાર કૃત્રિમ કાલ્પનિકતાની નિપુણતામાં મુગ્ધ અને અંજાયેલા હોય છે; અને દુર્ભાગ્યે બંગાળીમાં આ પ્રકારના વાચકોનો તોટો નથી.'

— રવીન્દ્રનાથ ઠાકુર ('આધુનિક સાહિત્ય')

[જુઓ સંસ્કૃતિ વર્ષ ૧૭ : અંક ૭ (જુલાઇ '૬૩) પૃષ્ઠ ૨૫૩]

જયંત પાઠક

# કાવ્યમાં અલંકાર

કાવ્યના શબ્દાર્થ, અને શબ્દાર્થના સહિતત્વમાં સમાવિષ્ટ છંદલય, અલંકાર, પ્રતીક, પ્રતિરૂપ આદિ ઘટકઅંશોની વિચારણા કરતાં કાવ્યસર્જનની, કાવ્યરચનાની પ્રક્રિયા અંગે વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. કવિની અનુભૂતિ, કવિનું સંવેદન, એણે વસ્તુમાં જોયેલું કોઈ રહસ્ય કે અર્થ અમૂર્ત છે; એના સ્વરૂપનું, એનાં બધાં પરિમાણોનું ચોક્કસ ભાન કવિને ભાગ્યે જ હોય છે. આ સંવેદન જ્યારે સ્મૃતિરૂપે કાવ્યમાં અવતરવા કરે છે ત્યારે કવિચિત્તમાં તે પ્રતિરૂપાત્મક બને છે ને તેથી જાણે એને મૂર્તતા મળે છે. પણ વસ્તુનો, ભૂતાર્થનો સંપ્રત્યય થાય, એ વિભાવનારૂપ બનીને શબ્દમાં વ્યક્ત થાય એ પ્રક્રિયામાં વસ્તુની સહજતા, ચેતનમયતા ઓછી થાય છે ને તેથી પુનરનુભવ માટે એની શક્તિ ઘટે છે. આ ઘટ પૂરવા માટે કવિ પોતાના અનુભવ-માંથી અલંકારો, પ્રતીકો, પ્રતિરૂપો આદિ લે છે ને એમ પ્રસ્તુત સંવેદન સાથે અપ્રસ્તુત પુર્વાનુભવનું અનુસંધાન સાધી પોતાને માટે તેમ સહૃદયને માટે તે વસ્તુને મૂર્તતા, પ્રત્યક્ષવત્તા ને ઇન્દ્રિયગ્રાહ્યતા આપે છે. અલંકારનો ઉદ્‌ભવ કાવ્યરચનાની આવી પ્રક્રિયામાં રહેલો સમજાય છે.

આપણા આલંકારિકોએ કાવ્યમીમાંસાના લાંબા સમયપટમાં

અલંકારાદિ કાવ્યાંગો વિશે જે વિચારણા કરી છે તેમાં અલંકારની વિકસતી આવતી વિભાવનાનો પરિચય મળે છે. કાવ્યમાં શબ્દ અને અર્થનો અલગ અલગ મહિમા જોનારાઓએ કાવ્ય અલંકારથી ગ્રાહ્ય બને છે, એ ઘરેણાંની જેમ કાવ્યની શોભા વધારે છે, એ વૈચિત્ર્ય અને ચમત્કૃતિસાધક છે એમ કહ્યું. પછી જેમ જેમ કાવ્ય અંગેની સમજ વિકસતી આવે છે તેમ તેમ અલંકાર વિશેના ખ્યાલમાં પણ પરિવર્તન આવતું જાય છે. કાવ્યનો આત્મા ધ્વનિ કે રસ સ્વીકારવામાં આવ્યો એટલે અલંકાર અંગભૂત હોય, અંગી નહિ, કાવ્યના રસધ્વનિને ઉપકારક હોય ત્યારે જ તે ઉપાદેય, અન્યથા હેય એવી સમજ પ્રવર્તે છે. કાવ્ય સાલંકાર હોય ને ક્યારેક અનલંકૃત પણ હોય એમ મમ્મટ કહે છે. અલબત્ત, કાવ્ય વિશેની વિચારણામાં ને સંસ્કૃત કવિઓની કાવ્યરચનામાં અલંકારોનો જે પ્રભાવ પ્રવર્તતો હતો તેને લીધે કદાચ મમ્મટને ક્યારેક સ્ફુટ અલંકાર ન હોય તો પણ કાવ્યત્વ-હાનિ થતી નથી એમ કહેવું પડયું હશે. છતાં તેથી અલંકારની એક અનિવાર્ય કાવ્યાંગ તરીકેની પ્રતિષ્ઠા ઓછી તો થાય છે જ ને એમ રચના સાલંકાર હોય તો પણ તે કાવ્ય ન હોય એવો સંભવ સ્વીકારાય છે.

કાવ્યને સમજવા માટે કાવ્યવિવેચનામાં અલંકાર જેવા ઘટક અંશને સ્વ-તંત્ર ગણી ભલે તેને તપાસવામાં આવે, તત્ત્વતઃ તે કાવ્યથી નોખો નથી, કાવ્યથી નિરપેક્ષ તેનું અસ્તિત્વ નથી. અલંકાર કાવ્યને ઉપકારક બનીને, કાવ્યના ઉત્કર્ષ માટે આવે છે એમ નહિ, અભિવ્યક્તિના એક ઉપાય તરીકે, કાવ્યના એક અવિયોજ્ય અંગ તરીકે આવે છે.[1] જે સંવેદનમાંથી કાવ્ય રચાય

---

1. अलंकृतिः अलंकार्यम् अपोद्धृत्य विविच्यते ।
   तदुपायतया तत्त्वं सालंकारस्य काव्यता ॥ કુન્તક

છે ને જ સંવેદન અલંકારના ઉદ્ભવની પણ ભોય છે. કવિ-સંવેદનની તીવ્રતા ને ઉગ્રતા જ પ્રસ્તુત અનુભવ સાથે પૂર્વાનુભવનો સંયોગ સાધી લે છે ને વાણીમાં અલંકાર રૂપે વ્યકત થાય છે.

કાવ્યરચનામાં સંવેદન અને અલંકારનો આવો માર્મિક સંબંધ સ્વીકાર્યા પછી સંવેદન અલંકારનો આશ્રય છે અને સંવેદનના સ્વરૂપ અનુસાર અલંકારનું સ્વરૂપ રચાય છે એમ સમજવામાં બાધા નથી. કાવ્યનું આંતર ઉપાદાન આ વિશાળ અને ગહન, સૂક્ષ્મ અને સંકુલ જીવન છે. કવિની સૃષ્ટિ ભલે બ્રહ્માની સૃષ્ટિથી ચઢિયાતી હોય, પણ એ સૃષ્ટિની રચના માટેની સામગ્રી તો કવિએ બ્રહ્માની સૃષ્ટિમાંથી જ પામવાની હોય છે એનો અનુભવ કે એનું સંવેદન આ જીવન અને જગત સાથે કોઈ ને કોઈ તંતુથી સંબદ્ધ હોય છે. જીવન સતત છતાં પરિવર્તનશીલ છે, એટલે કાવ્યની આંતરસામગ્રી કે આશય (content) અને તેને વ્યકત કરવા મથતું તેનું રૂપ પણ પરિવર્તનશીલ હોય. જીવનમાં જેમ ભૂતકાળનું બધું ય આપણને ઇષ્ટ કે સ્વીકાર્ય બનતું નથી તેમ કાવ્યમાં પણ પરંપરાપ્રાપ્ત ખ્યાલો ઇષ્ટ કે સ્વીકાર્ય રહેતા નથી. કદાચિત્ જીવનમાં ને કાવ્યમાં આપણે ભૂતકાળના વારસાનો ઉપયોગ જરૂર કરી લઈએ છીએ એમાંથી જે કંઈ ઉપયોગી સાંપડે તેનો સ્વીકાર કરી સાંપ્રત સાથે તેનો વિનિયોગ સાધી નવું નિપજાવીએ પણ છીએ. આ રીતે કાવ્યાદિ કલાઓને આપણે વારંવાર તપાસીએ છીએ તથા એને નવી જીવનદૃષ્ટિ ને જીવનપરિસ્થિતિને અનુરૂપ કરવાનો પ્રયાસ કરીએ છીએ આમ કરતાં કાવ્યના કેટલાંક અંગોનો પુરસ્કાર તો કેટલાંકનો તિરસ્કાર થાય છે, કેટલાંક પ્રધાન તો કેટલાંક ગૌણ ગણાય છે. વ્રજ ભાષાની કવિતાના સંસ્કાર દલપતરામને શબ્દાર્થના અલંકારમાં જ કાવ્યસિદ્ધિ જોવા પ્રેરે છે;

આપણી પરંપરામાં રચાયેલી ગેય કવિતાનો પરિચય, જે કવિતા તે તો ગવાય જ એવો ખ્યાલ ઊભો કરે છે; નાનાલાલ છંદની નિયમિતતાને પડકારે છે તો ઠાકોર શબ્દ-અર્થમાં અર્થને દશાંગુલ ઉચ્ચ ગણી શબ્દના સૌન્દર્યને ઉવેખવા જેવું કરે છે; તો વળી આજનો કવિ શબ્દશક્તિનો મહિમા સવિશેષપણે સ્વીકારવાનું અને કવિતાને છંદથી બને તેટલી છૂટી કરવાનું વલણ ધરાવતો જણાય છે. કાવ્યાંગોની વિચારણામાં આમ સામસામી દિશાએથી જે મોજાં ઊઠે છે તેના મૂળમાં સંવેદનની સામગ્રીને કાવ્યની કક્ષાએ પહોંચાડવાની, સંવેદનમાંથી કાવ્ય સિદ્ધ કરવાની કવિની મથામણ પ્રતીત થાય છે. સંવેદનનું સ્વરૂપ બદલાય, તેનો મરોડ બદલાય, તેમ તેને અભિવ્યક્ત કરવાની રીતિ પણ બદલાય. આજની કવિતામાં દેખાતા સંવેદનના વિશિષ્ટ સ્વરૂપ અને મરોડને કાવ્યોચિત અભિવ્યક્તિ આપવામાં અલંકાર કેવાક ઉપકારક બને છે એ તપાસવાનું કાર્ય રસપ્રદ છે.

અદ્યતન કવિતામાં અલંકારો એકંદરે ઓછા જોવા મળે છે. આનું એક કારણ સૌન્દર્ય વિશેના કવિના ખ્યાલમાં રહેલું સમજાય છે. અલંકાર કાવ્યનું સૌન્દર્ય અભિવ્યક્ત કરે છે, પુરસ્કૃત કરે છે એ સાચું. પણ કાવ્યનું સૌન્દર્ય તે શું છે? વસ્તુજગતના જે પદાર્થો સુન્દર ગણાય છે તેમને કાવ્યમાં લાવવાથી કાવ્યનું સૌન્દર્ય સધાય છે એ માન્યતા બરાબર નથી. વસ્તુજગત તો જેવું છે તેવું છે; એ સુન્દર પણ ન હોય ને અસુન્દર પણ ન હોય. આપણે સુન્દર-અસુન્દરનો ભેદ કરી સુન્દરને કાવ્યોચિત સામગ્રી ગણી છે. ચંદ્રને સુન્દર ગણ્યો તેથી કાવ્યમાં તે જ્યાં આવે ત્યાં આહ્લાદક બનીને જ આવે. ચંદ્રને રમણીમુખ સાથે સરખાવાય, અને શરીરે પડેલા ઘારા જેવો કે પરુના ખાબોચિયા જેવો ન કહેવાય, એવી સરખામણી હીનોપમા ગણાય એમ

સમજાયું. ખરું જોતાં કાવ્યનુ સૌન્દર્ય 'સુન્દર' અલંકારો, 'સુન્દર' વાણી કે 'સુન્દર' પ્રતિરૂપો નથી. કાવ્યમાં આ બધાં અંગોનું સામંજસ્ય, એ સૌનો ઔચિત્યપૂર્વકનો વિનિયોગ એ જ કાવ્યનું સૌન્દર્ય છે ભૂતાર્થ તરીકે પ્રતિરૂપ, પ્રતીક કે વ્યવહારનો પદાર્થ અસુન્દર કે જુગુપ્સાપ્રેરક હોય, તથાપિ તેનો કાવ્યમા ઔચિત્યથી સમન્વય હોય તો સમગ્ર કાવ્યના સૌન્દર્યનો તે સાધક બને છે.

આપણે આગળ જોયું તેમ અલંકારનો સંબંધ કવિના સંવેદન સાથે છે, એના અનુભવનો જ એ અંગભૂત અંશ છે, એટલે કાવ્યમાં એ સંવેદનનો જ ઉત્કર્ષ કરવા – એ સંવેદનનું જ અનુસંધાન અશિથિલ કરવા – સંવેદનની તરેહને જ મૂર્ત ને પ્રત્યક્ષ કરવા આવે છે. આજે જે પરિસ્થિતિમાં માનવી જીવે છે તેમાં વિષમતાના, ભયના, વ્યગ્રતાના, હતાશાના, વ્યકિતત્વ માત્રના હ્રાસના, જીવનના નિર્જીવપણાના અંશો સારા પ્રમાણમાં છે. પટુકરણ કવિને આ અંશો વધારે તીવ્રતાથી સ્પર્શે છે ને એના સંવેદનતંત્રને હલાવી મૂકે છે. એનો ઉદ્વેગ, એની અકળામણ એ જયારે કાવ્યમાં વ્યકત કરે છે ત્યારે સ્વાભાવિક રીતે જ એની અલંકારસામગ્રી એ ભાવથી રંગાયેલી હોય છે એવી મનોદશામાં કવિને નગરી તે 'ફરફાયેલી એડોળ કાળા પૂતના જેવી'[૨] લાગે છે ને આકાશ 'મરેલી ગાયના જેવી ફીક્કી પોળાશથી ઉભરાઇ જતું'[૨] ભાસે છે. પૂતનાને કે મરેલી ગાયને આપણા વસ્તુજગતમાં સુન્દર નથી ગણુતા અને તેથી નગર કે આકાશં માટેની આવી ઉપમામાં હીનોપમા જોઈએ; પણ અલંકારની એવી સંવેદનનિરપેક્ષ પરીક્ષા જ નિરર્થક છે. આવા અલંકારના

---

૨. નલિન રાવળ : ઉદ્ગાર (પૃષ્ઠ ૧૨)

પુરસ્કારતિરસ્કારમાં કવિને માત્ર ઔચિત્યની જ આણ માનવાની હોય. કોઇ કહે કે આવા અલંકારો જુગુપ્સા પ્રેરે છે, તો કહીએ કે કોઇ પણ ભાવ તટસ્થ રૂપમાં, તેના ભાવનારૂપમાં આસ્વાદ્ય છે. કવિ આવાં ચિત્રો વડે ઉદ્વેગનું જો ચિત્ર આપી શકતો હોય તો, તેનું અનુભાવનં રોચક હોય તો કાવ્યનું સૌન્દર્ય એણે સિદ્ધ કર્યું છે ને એ જ એની નેમ છે.

આજે મોટે ભાગે ગીતો અને ટૂંકી રચનાઓ થાય છે. ગીતમાં કવિ તરલલલિત ભાવોને વિવિધ લયમાં રમાડે છે, તો ટૂંકી છાંદસ કે અછાંદસ રચનાઓમાં એ સાંપ્રત જીવનની મૂંઝવણમથામણ યા કોઇ તરંગ કે ખુટ્ટો ચમત્કારક રીતે રજૂ કરે છે. ગીતમાં જે કવિ શબ્દનો ઉડાઉ ઉપયોગ કરે છે તે અગેય રચનાઓમાં શબ્દને વધારે કરકસરથી વાપરે છે; પ્રત્યેક શબ્દ એના પૂરેપૂરા સામર્થ્ય સાથે અનિવાર્ય બનીને આવે એવો એનો પ્રયાસ હોય છે. આવા શબ્દવિવેક ને વાણીસંયમની અલંકારરચના ઉપર પણ અસર પડે છે. કવિનું લક્ષ્ય પોતાના વક્તવ્યને બરાબર રજૂ કરવાનું છે, જરા ઓછું કે જરા પણ વધારે નહિ. આથી ભાવ કે વિચારનું યોગ્ય નિયમન કરવા માટે તે વાગ્વિલાસથી ને તેથી અલંકારવૈભવથી બંને તેટલો દૂર રહેવા કરે છે. એકાદ શબ્દ જ જો એના ભાવવિચારને મૂર્તતા આપવા પર્યાપ્ત હોય તો અલંકારપ્રપંચમાં એ પડતો નથી. અલંકારમાં કાવ્યસિદ્ધિ નથી, કાવ્યસિદ્ધિમાં સાલંકારતા (Beauty) છે, એ એને સમજાયું છે.

અલંકાર કવિસંવેદનનો અંશ છે એ ખરું, પણ એનો ય બેધ્યાન કવિને મોહ થાય છે. સારો કવિ પણ ક્યારેક એવા મોહમાં તણાય છે ને અલંકારનો ખડકલો કરી અભીષ્ટ કાવ્યાર્થની

ઉપલબ્ધિમાં વ્યવધાન આણે છે. કાવ્યે ભાવરૂપ ચમત્કાર સાધવાનો છે; ચોંકાવવાનું એનું કાર્ય નથી. વિચિત્રતા કે નવીનતાના લોભમાં ક્યારેક કવિ અલંકારોની શોધમાં નીકળે છે ને કંઈક નવું કરવાના પ્રામાણિક પણ મૂઢ કોડથી અવનવીન અલંકારો યોજે છે. આમ કરતાં સમગ્રતા તથા ઔચિત્ય પરત્વે તે પ્રમાદ સેવે છે. એક કાવ્યમાં કવિએ પ્રિયતમાનાં સકલ અંગો ઉપર પ્રણયીની દૃષ્ટિ ફરી વળતી આલેખી છે. આ દૃષ્ટિવર્ણન માટે એ અલંકાર પ્રયોજે છે:

> તારા સમગ્ર તનપે મુજ દૃષ્ટિ ચંચલ
> દોડી ફરી વળી! (યથા ખિસકોલી વૃક્ષે
> ધૂમી વળે ચલ થલે!)[3]

આમાં પ્રણયીની દૃષ્ટિનું સામ્ય ખિસકોલીમાં આરોપવાથી પ્રસ્તુત વિષયમાં કશો અર્થચમત્કાર સધાતો લાગતો નથી. અહીં સુન્દરમની એવી એક ઉપમા યાદ આવે છે. નાનકડા સ્ટેશને ગામડિયાં ઉતારુઓ ૧૩-બની સોડલમાં જેમ તેમ ખડકાય છે ને આખરે ગાડી ઉપડવાનો સમય થતાં 'ફરુરે ગાર્ડની સીટી ખિસકોલી જેમ ખાખરે!' કાવ્યવિષયના વિશિષ્ટ વાતાવરણનું–અણઘડતા, દુર્ભગતા, તુચ્છતા ને ગ્રામ્યતાના વાતાવરણનું યોગ્ય ઉપમાથી કવિ કેવું ઉત્કટ અનુભાવન કરાવે છે! એમાં નવીનતા કે વિચિત્રતા નથી એમ નહીં, પણ માત્ર નવીનતા કે વિચિત્રતા નથી, કાવ્યાર્થમાં એની ઉપકારકતા પણ છે.

આજની પરિસ્થિતિમાં જગત અને જીવન વધારે જટિલ અને સંકુલ બન્યાં છે. વિજ્ઞાને જેમ સ્થૂલ જીવનવ્યવહારને અટપટો બનાવ્યો છે તેમ ચિત્તંત્રની સંકુલતાને પણ પ્રકટ કરી

૩. હેમન્ત દેસાઈ: ઇંગિત (પૃષ્ઠ ૧૧)

આપી છે. આપણી લાગણીઓ, આપણા વિચારો પહેલાં સમજતા હતા એવા સરળ નથી એની આપણને પ્રતીતિ થઇ છે. સંવેદનનાં સ્તરોની ભાળ કાઢવાનો પ્રયાસ કરીએ છીએ ત્યારે આપણા આંતરમનમાં કેટલાક પરસ્પર સંવાદી તો કેટલાક પરસ્પર વિરોધી, કેટલાક સ્પષ્ટ તો કેટલાક અસ્પષ્ટ ભાવવિચારો એક સાથે અસ્તિત્વ ધરાવતા જોવા મળે છે. સંવેદનનું આ જાળું વાણી દ્વારા પ્રકટ કરવાનો આજના કવિનો પ્રયાસ હોય છે; સંવેદનના બધા સ્તરોની નોંધ એને કાવ્યમાં આપવી છે. એને લાગણી કે વિચારના. પારંપરિક વ્યવહારને લીધે ઊંડા થઇ ગયેલા આંકેલા ચીલાઓમાં ચાલવું નથી, નવી કેડીઓ દ્વારા નવા આંતરપ્રદેશોની ખોજ ને ઝાંખી કરવી છે. કવિ જ્યારે આવા કાર્ય સાથે બાથ ભીડે છે ત્યારે સ્વાભાવિક રીતે જ એને પ્રથમ પેલા ઊંડા ચીલામાં– ચરેડમાં ન પડી જવાય એ સંભાળવાનું હોય છે. રૂઢ થઈ ગયેલાં અલંકારો, પ્રતીકો, પ્રતિરૂપો ને ભાષાભંગિઓનો ઉપયોગ કરીએ ત્યારે આપણા આગવા ને અનેક પાસાંવાળા અનુભવો અળપાઇ જવાનું જોખમ રહે છે.

સંવેદન અને કાવ્યમાં તેને પ્રકટ કરનાર અલંકાર વચ્ચે જેટલા પ્રમાણમાં સામંજસ્ય હોય, બન્ને વચ્ચે જેટલા પ્રમાણમાં એકાકારતા કે અભેદ હોય તેટલાં પ્રમાણમાં એ સંવેદનને મૂર્તતા મળે ને એનું ઉત્કટ અનુભાવન થય,.[૪] 'ચંદ્ર જેવું મુખ' કહીએ, 'મુખ જાણે ચંદ્ર' કહીએ, 'મુખ એ જ ચંદ્ર' કહીએ એમાં પ્રસ્તુત અને અપ્રસ્તુતને બને તેટલાં નજીક લાવવાનો ને તેમની વચ્ચે એકરૂપતા સ્થાપવાનો આશય હોય છે. પણ હજીય મુખ અને ચંદ્ર બેયનો ઉલ્લેખ આવશ્યક રહે છે. કવિ એથી ય આગળ

૪. A Figure looks best when it escapes one's notice that it is a F igure. –Longinus

જઈ પ્રસ્તુત અપ્રસ્તુતનો અભેદ સાધી આપે છે આમ કરવા માટે એ પ્રતીકનો ઉપયોગ કરે છે એમા સવેદનને કોઈ ચિત્રમા ઢાળીને કવિ પ્રસ્તુતનુ સપૂર્ણ તિરોધાન કરે ને અપ્રસ્તુતને આગળ ધરે છે આમ કરતા ઊર્મિ કે વિચારનુ નિયમન થાય છે, ને કાવ્યમા લાગણીવેડા કે વિચારક્ષોભથી મુક્ત રહી શકાય છે આજનો કવિ લાગણીનો રગડો કે વિચારની અતિમુખરતા ટાળવાના પ્રયાસમા પ્રતીકોની સહાય લે છે કવિ માટે લાગણીજડતા કે વિસ્મયશૂન્યતા ઇષ્ટ સ્થિતિ નથી, સવેદનની તીવ્રતાનો કે વિસ્મયની શક્તિનો હ્રાસ એટલે કવિ માટે તો મૃત્યુ આવો ભાવ પ્રતીકની સહાયથી, અન્યોક્તિથી ચિત્રાત્મક રીતે કાવ્યમા વ્યક્ત થાય છે

## કવિનું મૃત્યુ

ચોકની વચ્ચે પડેલા
એક ઉંદરના મરેલા
દેહ પર તીણા ઉઝરડા ન્હોરના
થીજી રહ્યા છે આજ કઈ પ્હોરના
જોઉં છુ હુ, જોઉં છુ હુ
જોઉં છુ – જોતા નથી
મારી નજર તો સાવ ખાલી,
આખ જાણે કાચનો કટકો,
અને હુ કાળજે કપુ નહીં,
ને આ હૃદયમા કપાય ના ખટકો!
હવે તો બસ કરુ
જપુ અહીં ૫

કાવ્યમા 'આખ જાણે કાચનો કટકો'મા ઉત્પ્રેક્ષા છે, બાકી

૫. હસમુખ પાઠક : નમેલી સાંજ (પૃષ્ઠ ૨)

આખી રચના અનલંકૃત ને સાદી વાતચીતની વાણીમાં છે; તથાપિ કવિનો અનુભવ પૂરી મૂર્તતા ધારણ કરે છે. આખું કાવ્ય જ અલંકાર છેઃ સંવેદનને એ શોભા, ચમત્કારકતા, મૂર્તતા અને આસ્વાદ્યતાનું રૂપ ( transfiguration of experience ) આપે છે.

વાણીને સંવેદનની તીવ્રતાનો સ્પર્શ થાય એટલે એમાં છંદલય, અલંકાર આદિ પ્રવેશે ને એનો વિકાસ થાય. સાચો કવિ કાવ્ય કરતાં કરતાં ભાષાને ઘડે છે; ભાષામાં રહેલી શક્તિ ને ક્ષમતાને પ્રગટ કરી આપે છે, એટલું જ નહીં એની શક્તિના સીમાડાઓ વિસ્તારી પણ આપે છે. વાણીના આજ સુધી થતા આવેલા વિકાસમાં કવિતાનો ફાળો પણ નાનોસૂનો નથી. આજના કવિનું ધ્યાન આ મુદ્દા ઉપર બરાબર રહ્યું છે ને તેથી ભાષાની શક્તિ ખીલે, કાવ્યનું એ માધ્યમ સંવેદનના પ્રગટીકરણ માટે ભરપૂર કાર્યક્ષમ બને એ રીતે એને પલોટવાનો એનો પ્રયાસ છે. અલંકારયોજનાને પણ એ આ વિશાળ પ્રયોજનના સંદર્ભમાં જ અપનાવતો કે અવગણતો જણાય છે.

જયંત કોઠારી

# અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા

આપણે ત્યાં અલંકારના બે મુખ્ય પ્રકારો પડતા મને દેખાય છે. આમ તો, અલંકાર એ વાણીની વક્રતા કે વૈચિત્ર્ય જ છે, પરંતુ એ વક્રતા કે વૈચિત્ર્ય સાદૃશ્યવૈષમ્યાદિ વસ્તુસંબંધનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો આકાર લે તો એ અલંકારનો એક પ્રકાર થાય–જેમ કે ઉપમા, રૂપક, વિરોધાભાસ, લક્ષણા ( એ એક જાતની વાણીની વક્રતા જ છે, અને એને અલંકારથી જુદા ખાનામાં મૂકવાની જરૂર નથી ) વગેરે. આને આપણે અલંકારનો કંઈક અંશે વસ્તુનિષ્ઠ પ્રકાર કહી શકીએ. અલંકારના બીજા વર્ગને વાક્યનિષ્ઠ કહી શકાય. એમાં વસ્તુસંબંધ ઉપર ભાર હોતો નથી, વાણીસંગિનું વૈચિત્ર્ય જ રસવિષય હોય છે. આક્ષેપ જેવા અલંકારો આ કોટિમાં આવે. જ્યારે આપણે કવિતામાં અલંકારના વિનિયોગની ચર્ચા કરતા હોઈએ ત્યારે આ બન્ને પ્રકારો લક્ષમાં રાખવા જોઇએ.

' અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા ' એ વિષયનો અર્થ હું એવો સમજું છું કે અદ્યતન કવિતાનો

અલંકારના વિનિયોગ પાછળ શો હેતુ હોય છે અને એ હેતુને અનુરૂપ રીતે અદ્યતન કવિ કાવ્યમાં અલંકારને કેવું સ્થાન આપે છે તથા અલંકારમાં રહેલા વૈચિત્ર્યના કોઈ નવા ઉન્મેષો પ્રગટાવે છે કે કેમ એની ચર્ચા કરવી.

આજનો કવિ કાવ્યસર્જન સિવાયનો હેતુ ભાગ્યે જ સ્વીકારે. પણ કાવ્યસર્જન એટલે શું ? આજ સુધી આપણે કાવ્યની વ્યાખ્યા કંઈક એવી રીતે આપતા હતા કે કાવ્ય એટલે અમુક વિષય, વસ્તુ, અનુભવ કે ભાવની ધ્વનિમય રીતે સાધેલી અભિવ્યક્તિ. કાવ્યત્વ અભિવ્યક્તિમાં છે, વસ્તુમાં નહિ એમ આપણે કહેતા હતા, છતાં વસ્તુનું મહત્ત્વ આપણાથી વીસરાતું નહોતું. આજે કવિતાનો એક પ્રવાહ એવો જોવા મળે છે કે જે વસ્તુના આ મહત્ત્વને લગભગ 'અત્યન્ત તિરસ્કૃત' કરે છે. આજની ચિત્રકળાએ જેમ વિષય કે વસ્તુને ગૌણ કરી દઈ આકૃતિ, રંગ અને પોત (Texture)ની ઉપાસના માંડી છે, એની વૈવિધ્યભરી લીલાને પોતાનું ચરમ લક્ષ્ય બનાવ્યું છે, તેમ આ કવિતાએ પણ પોતાનું ચરમ લક્ષ્ય બનાવ્યું છે અભિવ્યક્તિને, ભાષાને, શબ્દને. શબ્દ અને ભાષાના આગવા વ્યક્તિત્વને—વિષયને બહાને—ઉપસાવવું, એના આત્માને, અનંત પ્રાણને, 'બ્રહ્મ'ને જગાવવો, એની લીલાને સાક્ષાત્કૃત કરવી એ કાવ્યસર્જનનો હેતુ આજે બનવા લાગ્યો છે. વિષય કે વસ્તુ માત્ર સાધનરૂપ બની ગયાં છે, અને એક પ્રચલિત પ્રયોગ વાપરીએ તો એનું 'વિલીનીકરણ' થઈ ગયું છે.

આવી કવિતામાં અલંકારની સ્થિતિ કેવી રહે ? વસ્તુનો જ જ્યાં લોપ થયો હોય ત્યાં વસ્તુનિષ્ઠ અલંકારોની દશા કેવી થાય ? એટલે જ તો આ કવિતામાં આપણા જૂના અલંકારો

જયંત કોઠારી

# અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા

આપણે ત્યાં અલંકારના બે મુખ્ય પ્રકારો પડતા મને દેખાય છે. આમ તો, અલંકાર એ વાણીની વક્રતા કે વૈચિત્ર્ય જ છે, પરંતુ એ વક્રતા કે વૈચિત્ર્ય સાદૃશ્યવૈષમ્યાદિ વસ્તુસંબંધનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો આકાર લે તો એ અલંકારનો એક પ્રકાર થાય—જેમ કે ઉપમા, રૂપક, વિરોધાભાસ, લક્ષણા (એ એક જાતની વાણીની વક્રતા જ છે, અને એને અલંકારથી જુદા ખાનામાં મૂકવાની જરૂર નથી) વગેરે. આને આપણે અલંકારનો કંઈક અંશે વસ્તુનિષ્ઠ પ્રકાર કહી શકીએ. અલંકારના બીજા વર્ગને વાક્યનિષ્ઠ કહી શકાય. એમાં વસ્તુસંબંધ ઉપર ભાર હોતો નથી, વાણીભંગિનું વૈચિત્ર્ય જ રસવિષય હોય છે. આક્ષેપ જેવા અલંકારો આ કોટિમાં આવે. જ્યારે આપણે કવિતામાં અલંકારના વિનિયોગની ચર્ચા કરતા હોઈએ ત્યારે આ બન્ને પ્રકારો લક્ષમાં રાખવા જોઈએ.

'અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા' એ વિષયનો અર્થ હું એવો સમજું છું કે અદ્યતન કવિતાનો

અલંકારના વિનિયોગ પાછળ શો હેતુ હોય છે અને એ હેતુને અનુરૂપ રીતે અદ્યતન કવિ કાવ્યમાં અલંકારને કેવું સ્થાન આપે છે તથા અલંકારમાં રહેલા વૈચિત્ર્યના કોઈ નવા ઉન્મેષો પ્રગટાવે છે કે કેમ એની ચર્ચા કરવી.

આજનો કવિ કાવ્યસર્જન સિવાયનો હેતુ ભાગ્યે જ સ્વીકારે. પણ કાવ્યસર્જન એટલે શું ? આજ સુધી આપણે કાવ્યની વ્યાખ્યા કંઇક એવી રીતે આપતા હતા કે કાવ્ય એટલે અમુક વિષય, વસ્તુ, અનુભવ કે ભાવની ધ્વનિમય રીતે સાધેલી 'અભિવ્યકિત. કાવ્યત્વ અભિવ્યકિતમાં છે, વસ્તુમાં નહિ એમ આપણે કહેતા હતા, છતાં વસ્તુનું મહત્ત્વ આપણાથી વીસરાતું નહોતું. આજે કવિતાનો એક પ્રવાહ એવો જોવા મળે છે કે જે વસ્તુના આ મહત્ત્વને લગભગ 'અત્યન્ત તિરસ્કૃત' કરે છે. આજની ચિત્રકળાએ જેમ વિષય કે વસ્તુને ગૌણ કરી દઇ આકૃતિ, રંગ અને પોત (Texture)ની ઉપાસના માંડી છે, એની વૈવિધ્યભરી લીલાને પોતાનું ચરમ લક્ષ્ય બનાવ્યું છે, તેમ આ કવિતાએ પણ પોતાનું ચરમ લક્ષ્ય બનાવ્યું છે અભિવ્યકિતને, ભાષાને, શબ્દને. શબ્દ અને ભાષાના આગવા વ્યકિતત્વને–વિષયને બહાને–ઉપસાવવું, એના આત્માને, અનંત પ્રાણને, 'બ્રહ્મ'ને જગાવવો, એની લીલાને સાક્ષાત્કૃત કરવી એ કાવ્યસર્જનનો હેતુ આજે બનવા લાગ્યો છે. વિષય કે વસ્તુ માત્ર સાધનરૂપ બની ગયાં છે, અને એક પ્રચલિત પ્રયોગ વાપરીએ તો એનું 'વિલીનીકરણ' થઇ ગયું છે.

આવી કવિતામાં અલંકારની સ્થિતિ કેવી રહે ? વસ્તુનો જ જ્યાં લોપ થયો હોય ત્યાં વસ્તુનિષ્ઠ અલંકારોની દશા કેવી થાય ? એટલે જ તો આ કવિતામાં આપણા જૂના અલંકારો

જયંત કોઠારી

# અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા

આપણે ત્યાં અલંકારના બે મુખ્ય પ્રકારો પડતા મને દેખાય છે. આમ તો, અલંકાર એ વાણીની વક્રતા કે વૈચિત્ર્ય જ છે, પરંતુ એ વક્રતા કે વૈચિત્ર્ય સાદૃશ્યવૈધર્મ્યાદિ વસ્તુસંબંધનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો આકાર લે તો એ અલંકારનો એક પ્રકાર થાય-જેમ કે ઉપમા, રૂપક, વિરોધાભાસ, લક્ષણા ( એ એક જાતની વાણીની વક્રતા જ છે, અને એને અલંકારથી જુદા ખાનામાં મૂકવાની જરૂર નથી ) વગેરે. આને આપણે અલંકારનો કંઈક અંશે વસ્તુનિષ્ઠ પ્રકાર કહી શકીએ. અલંકારના બીજા વર્ગને વાક્યનિષ્ઠ કહી શકાય. એમાં વસ્તુસંબંધ ઉપર ભાર હોતો નથી, વાણીભંગિનું વૈચિત્ર્ય જ રસવિષય હોય છે. આક્ષેપ જેવા અલંકારો આ કોટિમાં આવે. જ્યારે આપણે કવિતામાં અલંકારના વિનિયોગની ચર્ચા કરતા હોઈએ ત્યારે આ બન્ને પ્રકારો લક્ષમાં રાખવા જોઇએ.

'અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા' એ વિષયનો અર્થ હું એવો સમજું છુ કે અદ્યતન કવિતાનો

અલંકારના વિનિયોગ પાછળ શો હેતુ હોય છે અને એ હેતુને અનુરૂપ રીતે અદ્યતન કવિ કાવ્યમાં અલંકારને કેવું સ્થાન આપે છે તથા અલંકારમાં રહેલા વૈચિત્ર્યના કોઈ નવા ઉન્મેષો પ્રગટાવે છે કે કેમ એની ચર્ચા કરવી.

આજનો કવિ કાવ્યસર્જન સિવાયનો હેતુ ભાગ્યે જ સ્વીકારે. પણ કાવ્યસર્જન એટલે શું ? આજ સુધી આપણે કાવ્યની વ્યાખ્યા કંઇક એવી રીતે આપતા હતા કે કાવ્ય એટલે અમુક વિષય, વસ્તુ, અનુભવ કે ભાવની ધ્વનિમય રીતે સાધેલી 'અભિવ્યકિત. કાવ્યત્વ અભિવ્યકિતમાં છે, વસ્તુમાં નહિ એમ આપણે કહેતા હતા, છતાં વસ્તુનું મહત્ત્વ આપણાથી વીસરાતું નહોતું. આજે કવિતાનો એક પ્રવાહ એવો જોવા મળે છે કે જે વસ્તુના આ મહત્ત્વને લગભગ 'અત્યન્ત તિરસ્કૃત' કરે છે. આજની ચિત્રકળાએ જેમ વિષય કે વસ્તુને ગૌણ કરી દઇ આકૃતિ, રંગ અને પોત (Texture)ની ઉપાસના માંડી છે, એની વૈવિધ્યભરી લીલાને પોતાનું ચરમ લક્ષ્ય બનાવ્યું છે, તેમ આ કવિતાએ પણ પોતાનું ચરમ લક્ષ્ય બનાવ્યું છે અભિવ્યકિતને, ભાષાને, શબ્દને. શબ્દ અને ભાષાના આગવા વ્યકિતત્વને—વિષયને બહાને—ઉપસાવવું, એના આત્માને, અનંત પ્રાણને, 'બ્રહ્મ'ને જગાવવો, એની લીલાને સાક્ષાત્કૃત કરવી એ કાવ્યસર્જનનો હેતુ આજે બનવા લાગ્યો છે. વિષય કે વસ્તુ માત્ર સાધનરૂપ બની ગયાં છે, અને એક પ્રચલિત પ્રયોગ વાપરીએ તો એનું 'વિલીનીકરણ' થઇ ગયું છે.

આવી કવિતામાં અલંકારની સ્થિતિ કેવી રહે ? વસ્તુનો જ જ્યાં લોપ થયો હોય ત્યાં વસ્તુનિષ્ઠ અલંકારોની દશા કેવી થાય ? એટલે જ તો આ કવિતામાં આપણા જૂના અલંકારો

–રૂપક, ઉત્પ્રેક્ષા, ઉપમા–ના મરોડ જ બદલાઈ ગયા છે. શબ્દને એક પ્રતીક તરીકે યોજવો–વાચ્યવ્યંગ્યને પ્રસ્તુતઅપ્રસ્તુતને જોડવાના હેતુથી નહિ, અહીં તો ગણો તો બન્ને એકીસાથે પ્રસ્તુત અથવા બન્ને અપ્રસ્તુત હોય છે–પરંતુ શબ્દના અસીમ ધ્વનિવર્તુળોની શક્યતા સિદ્ધ કરવાના હેતુથી–એ આ કવિતાની અલંકારરીતિ છે.

બીજી બાજુથી, આજનો કવિ વાક્-ચતુર છે. (પહેલાના કવિઓ વિદ્યા-ચતુર હતા; આજના કવિને શ્રીધરાણીએ મનાઇ ફરમાવી છે વિદ્યા-ચતુર થવાની.) આપણી ભાષાની કેટલીય વિશિષ્ટ છટાઓ આજની કવિતામા મૂર્ત થઇ રહી છે. આ બધા વાક્યનિષ્ઠ અલંકારો જ છે – જૂના કોઈ અલંકારનુ નામ ન આપી શકીએ છતા. ખરી વાત એ છે કે આજની કવિતા જૂના અલંકારોને વાપરે છે, છતા એ એના દાસત્વમાથી મુક્ત થઇ છે. એણે એને વહેતા કર્યા છે. અરૂઢ શૈલીની તાજગી આજની કેટલીયે કવિતામા દેખાય છે. આજની કવિતામાં આવા વ્યાપક ભાવે અલંકારને ઘણો અવકાશ છે, છતાં કાવ્યથી સ્વતંત્ર એવી અલંકારની ઉપાસના કરવાનું આજનો કવિ સ્વીકારે છે એમ તો નહિ કહી શકાય.

દેહ પર ઘરેણાની જેમ કાવ્યમાં અલંકાર લાદવાનો ખ્યાલ તો અત્યંત જૂનવાણી બની ગયો છે, અને અત્યારનો કોઈ કવિ એવી રીતે પોતાના કાવ્યને શણગારવાની વાત ન કરી શકે. છતાં એનો અર્થ એવો નથી કે કાવ્યમાં એકરૂપ ન થઇ ગયા હોય એવા અલંકાર આજની કવિતામાં નથી હોતા. કવિના સિદ્ધાંતની ઉપરવટ થઇને એવું ક્યારેક બની જતું હોય છે. આજના કવિની

દૃષ્ટિ નવાં પ્રતીકો–ઉપમાનો શોધે છે, અથવા તો નવાં પ્રતીકો ઉપમાનો આજના કવિની દૃષ્ટિએ ચડ્યા કરે છે, અને મોહવશ થઈ, કશી અનિવાર્યતા વિના એ એને પોતાની કવિતામાં બેસાડી દે છે – ભલે ને છેવટ કૌંસનો પડદો રાખીને. કવિની વાક્ચાતુરી પણ કેટલાક કૌંસ લાવે છે. કૌંસના ઉપયોગે આજના કવિને જરા આડી વાત કરવાની ઠીક સગવડ કરી આપી છે. ક્યારેક એ ભારે કાર્યક્ષમ પણ નીવડે છે. છતાં નાટકના જનાન્તિકે જેવી આ કૌંસની કરામત હંમેશાં કવિતાને ઉપકારક હોય છે કે કેમ તે તપાસ કરવા જેવું છે. સંભવ છે કે કવિતાના દરબારમાં અજાણ્યા 'આગંતુક'ને કવિ (ના નહિ કહી શકવાને કારણે) કૌંસના પડદા પાછળ બેસાડી દેતો હોય. આજનો કવિ આ બાબતમાં થોડી સભાનતા કે જાગ્રતિ દાખવે એ કેટલીક વાર જરૂરનું લાગે છે. (સભાનતા કે અભાનતા ? કેમ કે આ પરિણામ જ કદાચ વધુ પડતી સભાનતાનું જણાય છે.)

વિષયની સુસંગતતા અને અર્થના સામંજસ્યનું મહત્ત્વ ઘટે, અને અભિવ્યક્તિના ચમત્કારનું મૂલ્ય વધે તો કવિતા તરંગપ્રધાન બની જવાનો પણ ભય રહે છે. કવિતામાંથી અલંકાર ઊભા થતા હોય એવું નહિ, પણ અલંકારમાંથી કવિતા સર્જાતી હોય એવું લાગે. આ ભયસ્થાનનો મુકાબલો આજની કવિતાએ કરવો રહ્યો.

આજની કવિતામાં જે બધાં નવાં વલણો દેખાય છે તે ઇષ્ટ છે કે અનિષ્ટ, અને એનું અંતિમ પરિણામ શું આવશે એની પરીક્ષા કરવાનું કામ મારું નથી. એ સૂક્ષ્મ અભ્યાસ માગી લે એવો વિષય છે. આજની કવિતામાં કેટલીક વાર વસ્તુની નક્કરતાનો, અર્થની–ધ્વનિની પરિમિતતાનો અવિધ્ના ભાવસંક્રાન્તિનો, સદ્ય:

પરનિવૃત્તિનો—કાવ્યાસ્વાદનાં આ જૂના પરિમાણોનો એટલી હદે સ્થાનભ્રંશ થતો જોઉં છું કે હું અકળાઈ ઊઠું છું. બુદ્ધિથી સમજવા કોશિશ કરું છું, પણ હૃદયને એ ઘણી વાર જચતુ નથી છતાં લાગે છે કે આટલી બધી મથામણનું કશુંક શુભ પરિણામ આજની રીતે નહિ તો બીજી રીતે આવશે. અને તેથી 'stand and wait'નો સિદ્ધાંત આચરવા જેવો લાગે છે.

કવિલોક

૩૮

જ્યોતીન્દ્ર હ. દવે

# કાવ્યમાં અલંકાર

અલંકાર એટલે ઘરેણું, એ શરીરની શોભા વધારે – અને તે પણ હંમેશાં નહિ – પણ એથી શરીરને પોષણ ન મળે. આમ અલંકારનું સ્થાન સ્વાભાવિક રીતે જ ગૌણ છે. પરંતુ આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્રમાં અલંકારને અથવા અલંકારની ચર્ચાને એટલું બધું મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે કે કાવ્યશાસ્ત્રનું નામ જ અલંકારશાસ્ત્ર પડી ગયું છે. આમ કાવ્યનું સ્થાન ન લઇ શકે એવા અલંકાર એનું નામ પણ લઈ લીધું છે.

વામને કહ્યું છે કે काव्यं ग्राह्यमलंकारात् – કાવ્યનું ગ્રહણ અલંકાર વડે થઈ શકે છે. પરંતુ દંડીએ કહ્યું છે કે काव्यशोभाकरान् धर्मानलंकारान् प्रचक्षते – કાવ્યની શોભા વધારે તેવા ધર્મોને અલંકાર કહે છે; તે પ્રમાણે કાવ્યની કેવળ શોભા વધારનાર ધર્મો કાવ્યના તત્ત્વને સમજવા માટે અનિવાર્ય નથી. એટલું જ નહિ, કવિતામાં એનું સ્થાન પણ અનિવાર્ય નથી.

સંસ્કૃત આલંકારિકોએ અલંકારને આટલું બધું મહત્ત્વ આપ્યું છે તેમ છતાં અલંકાર કાવ્યમાં અનિવાર્ય નથી એમ એ સમજતા હતા. એમણે અલંકારને કાવ્યના ધર્મ ગણાવ્યા

૩૮

# કવિલોક

(કવિલોક સંસ્થાનું દ્વૈમાસિક)

ભાદરવો ૨૦૧૯ | સપ્ટેમ્બર ૧૯૬૩ – પુસ્તક ૭ : અંક ૨

તંત્રીઓ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

લવાજમ – દેશમા રૂપિયા ચાર વિદેશમા શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર નવા પૈસા લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુબઇ ૨. (૨) એન. એમ ત્રિપાઠી પ્રા લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧ (૫) મેલ ઑર્ડર સર્વિસ, નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઇ ૫૭

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી (૩૮૦ ગિરગામ રોડ, મુબઇ ૨)મા છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

---

આવરણચિત્ર ૩૭ – ભૂપેન ખખ્ખર : ૩૮ – પ્રદ્યુમ્ન તન્ના

જ્યોતીન્દ્ર હ. દવે

# કાવ્યમાં અલંકાર

અલંકાર એટલે ઘરેણું, એ શરીરની શોભા વધારે – અને તે પણ હંમેશાં નહિ – પણ એથી શરીરને પોષણ ન મળે. આમ અલંકારનું સ્થાન સ્વાભાવિક રીતે જ ગૌણ છે. પરંતુ આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્રમાં અલંકારને અથવા અલંકારની ચર્ચાને એટલું બધું મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે કે કાવ્યશાસ્ત્રનું નામ જ અલંકારશાસ્ત્ર પડી ગયું છે. આમ કાવ્યનું સ્થાન ન લઇ શકે એવા અલંકારે એનું નામ પણ લઈ લીધું છે.

વામને કહ્યું છે કે काव्यं ग्राह्यमलंकारात् – કાવ્યનું ગ્રહણ અલંકાર વડે થઈ શકે છે. પરંતુ દંડીએ કહ્યું છે કે काव्यशोभाकरान धर्मानलंकारान् प्रचक्षते – કાવ્યની શોભા વધારે તેવા ધર્મોને અલંકાર કહે છે; તે પ્રમાણે કાવ્યની કેવળ શોભા વધારનાર ધર્મો કાવ્યના તત્ત્વને સમજવા માટે અનિવાર્ય નથી. એટલું જ નહિ, કવિતામાં એનું સ્થાન પણ અનિવાર્ય નથી.

સંસ્કૃત આલંકારિકોએ અલંકારને આટલું બધું મહત્ત્વ આપ્યું છે તેમ છતાં અલંકાર કાવ્યમાં અનિવાર્ય નથી એમ એ સમજતા હતા. એમણે અલંકારને કાવ્યના ધર્મ ગણાવ્યા

છે, પણ એ ધર્માં અસ્થિર છે એમ પણ સાથે સાથે જ જણાવ્યું છે.

काव्य ग्राह्यमलंकारात् એને બદલે ઘણી વાર આપણા કેટલાક કવિઓના કાવ્યો માટે अलंकारा ग्राह्या काव्यात् કાવ્યમાંથી અલંકારોનું ગ્રહણ કરવું—એમ કહેવું પડે એવી સ્થિતિ દેખાય છે. ફૂલોના ઢગલામાં દેવની મૂર્તિ ઢંકાઈ ગઈ છે. 'દમયંતીની છે દોષરહિતા, તેના ગુણની ગાઉં ગીતા' એમ કહી દમયંતીના રૂપવર્ણનની ગીતા ગાતા પ્રેમાનંદે દમયંતી કરતાં અલંકારોનું દર્શન વધારે કરાવ્યું છે.

અલંકાર કાવ્યની શોભા વધારવા માટે આવે છે. પરંતુ કેટલીક વાર ગાયકનો સાથ કરવા માટે, એની સાથે સંવાદ સાધવા માટે વગાડવામાં આવતું વાદ્ય ઊલટું એનું બેસૂરાપણું વધારે ઉત્કટ રીતે પ્રકટ કરી દે છે, તે જ પ્રમાણે કાવ્યની શોભા વધારવા માટે યોજવામાં આવતા અલંકાર કેટલીક વાર કવિએ કરેલી રચનામાં રહેલી કવિત્વની ઊણપ વધારે સ્પષ્ટતાપૂર્વક ઉઘાડી પાડે છે.

કાવ્યની ભાષા પ્રાકૃતજનોની રોજના વ્યવહારમાં પ્રયોજાતી ભાષા કરતાં જ નહિ, પણ શાસ્ત્રીય વિષયોમાં પ્રયોજવામાં આવતી શિષ્ટમાન્ય સંસ્કારી ભાષા કરતાં પણ જુદી પડે છે. સ્પષ્ટતા કરતાં સૂચકતાનું, વિશદતા કરતાં વ્યંજનાનું કાવ્યમાં વિશેષ મહત્ત્વ છે. આથી કાવ્યમાં 'વાગ્વિકલ્પના અનંત ભિન્ન ભિન્ન પ્રકારો'નો આશ્રય લેવામાં આવે છે. વાગ્વિકલ્પના આ અનંત પ્રકારો તે જ અલંકાર એમ 'ધ્વન્યાલોક'કારે જણાવ્યું છે. તેમ જ રુય્યકે એના 'અલંકારસર્વસ્વ'માં અલંકાર એ માત્ર 'અભિધાન-પ્રકાર-વિશેષ' છે, વાણીનો વિશિષ્ટ પ્રકારનો પ્રયોગ છે

એમ કહ્યું છે. આમ વિશિષ્ટ પ્રકારના વાક્પ્રયોગને, વાણીની વિલક્ષણતા કે ઉક્તિના વૈચિત્ર્યને અલંકાર લેખે ઘટાવીએ તો, એ કવિતાના દેહની શોભા અને કેટલીક વાર માત્ર એનો ભાર વધારનાર ઘરેણાં જેવા નહિ રહેતાં દેહથી છૂટી ન પાડી શકાય એવી ત્વચા સમા બની જાય છે.

જૂની કવિતામાં કાવ્ય અને અલંકાર, એ દેહ ને તે પર ધારણ કરવામાં આવેલાં ઘરેણાંની પેઠે જુદાં તારવી શકાતાં અલબત્ત ઉત્તમ કાવ્યને એ વચન લાગુ પડતું નથી. એમાં તો અલંકાર પણ એ કાવ્યના અંગરૂપ બની જતા.

આજનો કવિ અલંકાર ખાતર અલંકાર વાપરતો નથી. આજની કવિતામાં અલંકાર આવે છે કાવ્ય સાથે અભેદ સાધીને. કાવ્યકૃતિ જન્મે છે જ સાલંકાર. આપણા પ્રાચીન આલંકારિકોએ અલંકારના શબ્દાલંકાર અને અર્થાલંકાર એવા ભેદ પાડ્યા છે. તેમાં ઉમેરો કરીને આપણે કહી શકીએ કે આજના નવીન કવિઓ જે પ્રયોજે છે તે ભાવાલંકાર છે.

શબ્દાલંકારમાં કેવળ શબ્દની શોભા વધારવા સારુ અર્થથી નિરપેક્ષ રીતે કેવળ શબ્દ અથવા વર્ણના સામ્ય ઉપર આધાર રાખી કવિ અલંકારો પ્રયોજે છે. આથી શબ્દોની શોભા કદાચ વધતી હશે, પણ ઘણી વાર એમાં અર્થને સહન કરવું પડે છે. વગર પાણીએ પુલ બાંધવા જેવી એ ક્રિયા છે.

અર્થાલંકારમાં અર્થને વિશદ કરવા, વક્તવ્યને વધારે સચોટ બનાવવા કે પદરચનાને ગદ્યની સામાન્યતામાં સરી પડતી અટકાવવા ખાતર અલંકારો યોજવામાં આવ્યા હોય છે. પરંતુ ભાવના સંચલનમાંથી ઉત્પન્ન થઈને ભાવકના હૃદયમાં પણ ભાવોદ્રેક

જન્માવવાનું કાર્ય કરતી કવિતાને માટે શબ્દ ને અર્થ બંને માત્ર સાધન છે. અને સાધનોની શોભા વધારવાને હંમેશ સાધ્યની સિદ્ધિ થાય જ છે એમ નથી.

એટલે કવિતાને ખરેખરા ઉપકારક થઇ પડે એવા અલંકાર તે ભાવાલંકાર. જે અલંકાર કવિના ભાવોદ્રેકમાંથી જન્મ્યા હોય અને સહૃદયના ચિત્તમાં ભાવ ઉત્પન્ન કરવાને સમર્થ હોય એવા અલંકારો પોતે કાવ્યના ભાગરૂપ બની જાય છે. સમગ્ર કાવ્યદેહ સાથે એવા એકરૂપ થઇ જાય છે કે તેને છૂટા પાડવા મુશ્કેલ બની જાય છે. કવિના ચિત્તમાં ભાવનું ઉદ્દીપન થાય છે ત્યારે પ્રથમ એ ડહોળાયેલા પાણી જેવા હોય છે. એનું સ્વરૂપ કંઇક અસ્પષ્ટ હોય છે. એનું સ્વરૂપ ધીરે ધીરે સ્પષ્ટ બનતું જાય છે ને પછી કવિ જ્યારે વાણી દ્વારા એની અભિવ્યક્તિ સાધે છે ત્યારે એ ભાવને વ્યક્ત કરનારા શબ્દો એ ભાવથી રંગાયેલા હોઇને કેવળ એક જ પદાર્થના વાચક ન રહેતાં લક્ષણા કે વ્યંજના પર્યંતના અર્થવિસ્તારને સાધનારા બને છે એટલે સ્વાભાવિક રીતે જ એ શબ્દ સામાન્ય વ્યવહારના શબ્દો કરતાં કંઇક વિલક્ષણ પ્રકારનું રૂપ ધરે છે. એની એ વિલક્ષણતામાં સ્ફુટ કે અસ્ફુટ અલંકારનું તત્ત્વ ઘણુંખરું રહેલું હોય છે. આમ કવિતા જન્મે છે જ 'સાલંકૃતિ'-અલંકારસહિત.

શબ્દાલંકાર એ કવિતાસુન્દરીએ ધારણ કરેલાં ઘરેણાં માત્ર છે. એનાં અંગ પરથી એ સહેલાઇથી છૂટાં પાડી શકાય. સામાન્ય પ્રકારના અર્થાલંકારો એ ત્વચા જેવા છે. એને છૂટા પાડી ન શકાય. પણ કાવ્ય સાથે જોડાએલા હોવા છતાં એના અંતસ્તત્ત્વથી એ દૂર રહેતા હોય છે. ભાવાલંકાર એના રુધિર સમા છે. આખા કાવ્યદેહમાં એ ઓતપ્રોત થઇ ગયા હોય છે. આવા અલંકારોની આપણે આપણા પ્રાચીન આલંકારિકોએ ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક

આદિ અલંકારોના પાડેલા જુદા જુદા વિભાગો મુજબ યોજના કદાચ ન કરી શકીએ. સંસૃષ્ટિ સંકર જેવા પણ એ કદાચ લાગે કે કદાચ એ અલંકાર જ નથી એમ પણ લાગે. પરંતુ 'વિશિષ્ટ પ્રકારનો વાક્પ્રયોગ' અથવા 'ઉક્તિવૈચિત્ર્ય' એવો અલંકારનો વિશાળ અર્થ કરીએ તો એ પ્રકારની વિશિષ્ટ રચનાને આપણે અલંકારયુક્ત જ ગણવી જોઇએ.

આજની કવિતા પ્રતીકાત્મક બની છે. પ્રતીક એટલે પ્રસ્તુતનો તિરસ્કાર અને અપ્રસ્તુતનો પુરસ્કાર. પ્રસ્તુતને સ્થાને અપ્રસ્તુત જેવા પ્રતીકનો પ્રયોગ કરવો એ પણ એક પ્રકારનું ઉકિતવૈચિત્ર્ય હોઈને એને આપણે અલંકાર તરીકે ગણાવી શકીએ. એ અલંકાર કોઈ પણ રીતે આગંતુક નથી, પરંતુ કાવ્યના એક ભાગરૂપ–માત્ર એક ભાગરૂપ જ નહિ, પણ મુખ્ય ભાગરૂપ–બનીને આવે છે.

અને કોઇક વાર આગંતુક પણ આવીને ઘરના માણસ કરતાં યે વધારે ઘરનો બની જાય છે. રમણીના કપાળ પરનો ચાંદલો આગંતુક છે. પરંતુ એ એનો અંગભૂત બની જઇ, એના સમસ્ત મુખમંડળ સાથે એકરૂપ થઇ જઇ એના સૌન્દર્યનો સાધક બને છે. પરંતુ એને કપાળે ઘા પડી તેમાંથી લોહી નીકળે ને તેનો ડાઘ કપાળ પર પડે, તો એ લોહી એનું પોતાનું હોવા છતાં એ માત્ર ડાઘ જ બને, સૌન્દર્યસાધક ન બની શકે. કારણ કે કપાળ પર લોહી અસ્થાને છે–ત્યાં એનું સ્થાન નથી, એનું સ્થાન શરીરના અંદરના ભાગમાં છે. અને ચાંદલો ભલે આગંતુક હોય તો યે એ પ્રસાધન વિશેષ હોવાને કારણે, એની સૌન્દર્યસાધક શકિતને લીધે એ મુખની શોભામાં એકાકાર બની જાય છે. આમ આગંતુક જેવા લાગતા કાવ્યાલંકારો પણ જો કાવ્યની સમગ્ર શોભા અથવા સૌન્દર્ય સાથે એકાકાર થઈ શકતા હોય તો જ તેનું મહત્ત્વ છે.

હરિવલ્લભ ભાયાણી

# છાંદસ અને અછાંદસ

આપણે 'અછાંદસ સાહિત્યરચના' એવો શબ્દપ્રયોગ કરીએ ને ત્યારે જ સાહિત્યરચનાઓને 'છાંદસ' અને 'અછાંદસ' એવા બે પ્રતિયોગી વર્ગોમાં વહેંચી દઈએ છીએ. આ 'છાંદસ' અને 'અછાંદસ'ની જેમ સાહિત્યનું 'ગદ્ય' અને 'પદ્ય' એવું વર્ગીકરણ તો પરાપૂર્વથી જાણીતું છે. જે છંદમાં હોય, છંદોબદ્ધ હોય તે છાંદસ; જે છંદમાં ન હોય, છંદોહીન કે નિશ્છંદ હોય તે અછાંદસઃ આમ 'છાંદસ' ને 'અછાંદસ'નો વાચ્યાર્થ સાવ સ્પષ્ટ છે. એટલે સામાન્ય સમજ 'છાંદસ = પદ્યબદ્ધ,' 'અછાંદસ = ગદ્યબદ્ધ' એવાં સમીકરણ બાંધે છે. આમાં પહેલું સમીકરણ તો બરાબર છે. પણ છંદમાં ન હોય તે બધું એકસરખું ગદ્ય કહી શકાશે ખરું?

ઋષિઓની કે સરસ્વતીની વાણી ભલે છંદોમય મનાતી, સામાન્ય માનવીની વાતચીતની કે બોલચાલના વ્યવહારની ભાષા પદ્યબદ્ધ નથી હોતી. પણ તેથી બોલચાલની ભાષાને આપણે 'ગદ્ય' કહી શકીશું? ગદ્યમાં હોય તેને સાહિત્ય કહીએ છીએ, પણ વાતચીતને સાહિત્ય નથી કહેતા. અને વાતચીતની ભાષાને ગદ્ય કહીએ તેમ જ નવલકથા-નવલિકાની ભાષાને પણ ગદ્ય કહીએ, તો બંને ગદ્યનું સ્વરૂપ એક જ છે એમ સમજવું? સંઘટના, શૃંખલિતતા, સંગતિ વગેરે દૃષ્ટિએ

બોલચાલના વ્યવહારની વાણીનું પોત અને લલિત ગદ્યની વાણીનું પોત તદ્દન જુદાં પડે છે.

તે જ પ્રમાણે નવલકથાનવલિકાનું ચાલુ ગદ્ય અને કાવ્યમય ગદ્યખંડોનું કે ગદ્યકાવ્યોનું ગદ્ય એક જ કક્ષાનું નથી. નાનાલાલની નાટકદેહી રચનાઓની ભાષા ચાલુ નાટકોની ભાષાથી સંઘટનાની દૃષ્ટિએ સ્પષ્ટપણે ભિન્ન છે. એ જેમ 'અપદ્ય' છે, તેમ 'અગદ્ય' કહેવાવાને પાત્ર ગણાઈ છે–( આ અર્થમાં 'અપદ્યાગદ્ય' સંજ્ઞા માનવામાં આવી છે તેટલી વાંધાભરેલી ભાગ્યે જ ગણી શકાશે).

આમ જે પદ્ય નહીં તે બધું ગદ્ય–એક જ લાકડીએ હાંકી-શકાય તેવું ગદ્ય : એવી વ્યાખ્યા બાંધી શકાય તેમ નથી. અછાંદસ રચનાની વાણી એટલે વૃત્તાન્ત, માહિતી, હેવાલ, વર્ણન કે ચિંતનનું ચાલુ ગદ્યઃ એવું સમીકરણ સર્વથા સાચું નથી.

આનો અર્થ એ થયો કે વાણીનાં જુદાં જુદાં સ્વરૂપોનું છંદ એ જ એકમાત્ર ભેદક તત્ત્વ નથી. અમુક વર્ણએકમોની નિયત કાલાન્તરવાળી ગોઠવણીથી થયેલું માપ તે છંદ. આવા માપમાં ઢાળેલી વાણી તે છાંદસ વાણી કે પદ્ય. એવા માપ વિનાની વાણી તે અછાંદસ વાણી. પણ આપણે જોયું કે બધી અછાંદસ વાણી એક જ કોટિની નથી. તો આપણી પાસે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અછાંદસ વાણીની ભિન્નભિન્ન કોટિઓનું ભેદક તત્ત્વ કયું?

ગદ્યનાં વિવિધ સ્વરૂપો ને પ્રકારો વચ્ચે પદાવલિ તથા અર્થના સ્વરૂપવિશેષ પરત્વે તો ભેદ હોય જ છે. આપણને અહીં એવા ભેદની સાથે સંબંધ નથી. આપણે તપાસવાનું છે તે આ કે શબ્દની ગોઠવણી કે વ્યવસ્થાને અનુલક્ષીને ગદ્યકોટિઓનું કોઈ ભેદક તત્ત્વ છે ખરું?

આને લગતી વિચારણામાં સાધારણ રીતે 'લય' એ વિવિધ ગદ્યસ્વરૂપોનો નિર્ણાયક મનાય છે. છંદમાં પણ છેવટે તો લય જ અનુસ્યૂત છે, માટે લયભેદને આધારે જ સાહિત્યિક વાણીનો સ્વરૂપભેદ થતો હોવાનું કહેવાય છે. ખાસ કરીને તો અછાંદસ કે ગદ્યકાવ્યોની અને નાનાલાલની નાટકદેહી કૃતિઓની વાણી પોતપોતાના વિશિષ્ટ લય વડે ચાલુ ગદ્યથી જુદી પડતી હોવાનું ઘણા માને છે. કોણ ?

જે તત્ત્વ સાહિત્યિક ભાષાનાં ભિન્નભિન્ન સ્વરૂપોનું વિધાયક તત્ત્વ હોય, તેનું સર્વોચ્ચ મહત્ત્વ ઉઘાડું છે, ને છતાં આશ્ચર્ય એ વાતનું થાય છે કે આપણે ત્યાં આ લયના સ્વરૂપ કે લક્ષણ વિશે ખાસ કશી ચોકકસ કે સ્પષ્ટ વિચારણા નથી થઈ. ઊલટું અમુક સાહિત્યકૃતિની ભાષાનો માધ્યમવિશેષ લેખે વિશિષ્ટ ઘાટ સાધતું તત્ત્વ કયું તેના નિર્ણયમાં જ્યારે જ્યારે મૂંઝવણ અનુભવાય, ત્યારે ત્યારે ટપ દઈને આપણે 'લય'ને આગળ ધરી દઈએ છીએ. અને 'અનુભૂતિ', 'સંવેદન', 'ધ્વનિ', 'પ્રતીક', 'રસ' વગેરેની જેમ ધૂંધળો ને રૂપાળો ભાવ ધરાવતી અને સાહિત્યિક સંદર્ભમાં સગવડ પ્રમાણે વાપરવાની ક્ષમતા ધરાવતી એક મોભાદાર સંજ્ઞા લેખે આપણે 'લય'ને ફાવે ત્યાં ફટકારીએ છીએ.

'લય' શબ્દ આપણે સંગીતની પરિભાષામાંથી લીધેલો છે, અને મૂળમાં તો તે તાલ કે સૂરની ગતિના વેગનો વાચક છે. સંગીતનો અલ્પ હોય તે પણ 'દ્રુત', 'મધ્ય' ને 'વિલંબિત' લય એ સંજ્ઞાઓથી પરિચિત હોય છે. એ રીતે 'લય' અંગ્રેજી શબ્દ 'ટેમ્પો'નો સમાનાર્થ છે. પણ સાહિત્યની ચાલુ પરિભાષામાં, પાશ્ચાત્ય વિવેચનના પ્રભાવ નીચે, આપણે અંગ્રેજી 'રિધમ'ના અર્થમાં 'લય' શબ્દ વાપરીએ છીએ, અને 'રિધમ'ના સ્વરૂપની વિસ્તૃત અને સૂક્ષ્મ વિચારણા પણ પાશ્ચાત્ય કલાવિવેચનમાં જ થયેલી છે.

'રિધમ' કે લયનો વિભાવ સંગીતની જેમ નર્તન અને સાહિત્યના ક્ષેત્રમાં જાણીતો છે, અને લાક્ષણિક અર્થમાં તે ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય આદિ કલાઓ પરત્વે પણ યોજાય છે. આથી સમજી શકાશે કે એ શબ્દ વિવિધ અર્થમાં કેમ પ્રયોજાતો રહ્યો છે અને તેના ચોક્કસ સ્વરૂપ અને અર્થક્ષેત્ર પરત્વે કેમ ઠીકઠીક મતભેદ પ્રવર્તે છે.[૧] એક મતે લયમાં પાયાનું તત્ત્વ છે ક્રમબદ્ધ આવર્તન. તો બીજા મતે એક ભૂમિકાના અસ્તમાંથી બીજીનો ઉદય કે એક ઘટકના વિલયમાંથી બીજાનો ઉદ્‌ગમ, એકના અવરોહમાંથી બીજાનો આરોહ – એ સ્વરૂપે જે સળંગ રચના હોય તે રચના લયબદ્ધ. પ્રસ્તુત ચર્ચા પૂરતું ઝીણવટમાં ન ઊતરતાં, આપણે પહેલો મત સ્વીકારીને પણ આગળ ચાલી શકીશું. કલાતત્ત્વ લેખે 'રિધમ' અર્વાચીન સૌન્દર્યમીમાંસામાં કેવા ભિન્નભિન્ન અર્થમાં લેવાયો છે તેની થોડીક સ્પષ્ટતા કરતાં અનુવાદિત અવતરણો લેખને અંતે પરિશિષ્ટમાં આપ્યાં છે.

[ આ રીતે અમુક એકમોની આનુપૂર્વીનાં બનેલાં ઘટકોનું ક્રમબદ્ધ આવર્તન તે લય. આ આવર્તનનો એક ધર્મ આકાંક્ષા જન્માવવાનો છે. ઝુલણાંમાં થોડાક લઘુગુરુનાં આવર્તન સાંભળી તેના લયનો સંસ્કાર પડ્યો, એટલે તેનું આગળ પડન સાંભળનારના ચિત્તમાં લઘુ પછી ગુરુની આકાંક્ષા ઊભી કરવાનું જ. પૃથ્વી કે મન્દાક્રાન્તાનાં બે ચરણ સાંભળ્યાં એટલે ત્રીજા ચરણનો આરંભ થતાં એ જ નિયત ક્રમમાં લઘુગુરુ સાંભળવાની અપેક્ષા રહેવાની. અમુક સૂરવિન્યાસ કે તાલવિન્યાસ સાથે લલકારાતી માત્રામેળ કે દેશીઢાળની અમુક પંક્તિ સાંભળીને બાકીની એ જ સૂરવિન્યાસ ને તાલવિન્યાસ સાથે સાંભળવા માટે આપણે સજ્જ બની જવાના. ]

૧. વેલેક અને વોરનકૃત. 'થિઅરિ ઓવ લિટરેચર' (૧૯૫૬) પૃષ્ઠ ૧૫૧-૧૬૨

કેટલાકને મતે લય એટલે ગમે તેવું ક્રમબદ્ધ આવર્તન નહીં પણ નિયમિત કે નિયત સ્વરૂપનું ક્રમબદ્ધ આવર્તન. આ મત પ્રમાણે છંદ અને લય બંને પર્યાય છે, અને અનિયમિત આવર્તન હોય ત્યાં લય હોવાનું કહેવું તે તો માત્ર કહેવાની એક આલંકારિક ભંગી જ ગણાય. એ મત ધરાવનારા પદ્ય અને ગદ્ય એવાં માત્ર બે જ સ્પષ્ટતઃ ભિન્ન સાહિત્યસ્વરૂપો સ્વીકારે છે. તેઓ લયબદ્ધ, ભાવાવિષ્ટ કે કાવ્યમય ગદ્ય (કે ગદ્યકાવ્ય) જેવા કોઈ નિરાળા અભિવ્યક્તિપ્રકારનું અસ્તિત્વ કે મહત્ત્વ સ્વીકારતા નથી. તેમની દૃષ્ટિએ ગદ્ય એટલે ગદ્ય જ, ને પદ્ય એટલે પદ્ય જ – એ બે વચ્ચે કશું વર્ણસંકર સ્વરૂપ નહીં, સાહિત્યના એક નિરાળા વાહન લેખે તેની ક્ષમતા કે મૂલ્ય સંદિગ્ધ અથવા નહિવત્. પણ આવો મત સો ટકા ચોક્કસ અને સ્પષ્ટરેખ ભેદોનો જ આગ્રહ રાખતી વિજ્ઞાનથી પ્રભાવિત વિચારણાનું પરિણામ છે. પણ સાહિત્ય તેમ જ અન્ય કલાઓનું સ્વરૂપ ગુણાત્મક હોવાથી, તેમાં પૂર્ણપણે પરસ્પરનિરપેક્ષ કે વ્યાવર્તક ભેદો સર્વત્ર કરવા જનાર ભૂલનાશને જ નોતરવાનો. એટલે લયના વિષયમાં નિયમિત આવર્તનવાળો અને અનિયમિત આવર્તનવાળો–એમ બંને પ્રકાર સ્વીકારવા એ જ ઉચિત છે.

છંદોરચનામાં આવર્તન નિયમિત, દૃઢ અને સુસ્પષ્ટ હોય છે. છંદ વર્ણમય હોય છે, અને વર્ણાશ્રિત અક્ષર, માત્રા, ભાર કે સૂરની ગોઠવણીથી બનેલા એકમના નિયત કાલાન્તરવાળા આવર્તનથી (અથવા તો એવાં એકમોના બનેલા સંકુલ ઘટકના આવર્તનથી) અક્ષરસંખ્યા, અક્ષરગણ ને માત્રાગણના બનેલા છંદો તથા ભારમેળ અને સૂરમેળ છંદો રચાય છે. સૂરનિબદ્ધ લય અક્ષરોના કે માત્રાના લય સાથે સમવેત રૂપમાં અને તાલબદ્ધ હોય છે.

લયના વિષયમાં અછાંદસ અને છાંદસ રચનાઓ વચ્ચે ફેર એ છે કે છાંદસ રચનાઓમાં વર્ણગત લય નિયમિત હોય છે. અછાંદસ રચનાઓમાં

તે નિયમિત નથી હોતો. તેમાંથી સાકાંક્ષ આવર્તનની કશી સુરેખ ભાત નથી ઊપસતી. પણ તેનો અર્થ એવો નથી કે અછાંદસ રચનાઓમાં કોઈ લય જ ન હોય. લયની આપણને અભિમત વ્યાખ્યા પ્રમાણે વર્ણગત લય એ તો લયનો એક પ્રકાર થયો. પ્રમુખ પ્રકાર અને અત્યંત સમર્થ પ્રકાર એ સાચું. પણ વર્ણ સિવાયનાં અન્ય તત્ત્વોનાં બનેલાં એકમો કે ઘટકોનાં આવર્તનથી પણ છાંદસ તેમ જ અછાંદસ રચનાઓમાં લય સધાતો હોય છે.

૧. આંતરે આંતરે વર્ણનું કે વર્ણજૂથનું આવર્તન (અનુપ્રાસ, યમક અને સ્વર વ્યંજન કે અક્ષરથી સધાતો વર્ણસંવાદ)

૨. આર્થ યતિખંડને અંતે વર્ણજૂથનું આવર્તન (પ્રાસ) X

૩. અર્થ કે ભાવના આરોહઅવરોહને સ્થાને પ્રયોજાતા સમાન કે વિરોધી શબ્દો કે સમાન ક્રિયારૂપ, સંજ્ઞારૂપ કે શબ્દગુચ્છ —આવી યોજનાનું ક્રમિક આવર્તન

૪. અલ્પાક્ષર ને અધિકાક્ષર શબ્દોના બનેલા ખંડોનું એકાન્તર આવર્તન

૫. સાદા ને અલંકૃત ખંડોની ક્રમબદ્ધ ગોઠવણી

૬. અર્થની કે ભાવની દ્રુતવિલંબિત ગતિનો ક્રમ

૭. પઠનગત કાકુઓ, અર્થના મરોડ કે ભાવભંગીઓ—એમની સાથે સંકળાયેલાં આંદોલન

૮. સમગ્ર કૃતિમાં અનુસ્યૂત રહેલી ગતિ કે ચાલનાં આંદોલન.

આ સૌ દ્વારા પણ સૂક્ષ્મ લયો નિષ્પન્ન થતાં હોય છે. જો કે છંદોલયની તુલનામાં આવા લય—વિશેષ કરીને ગદ્યલય ઠીકઠીક અંશે

અનિયમિત અને શિથિલ હોય છે. તેમની 'ક્વચિત્ પ્રવૃત્તિઃ ક્વચિદપ્રવૃત્તિઃ ક્વચિદ્ વિભાષા ક્વચિદન્યદેવ' એવી સ્થિતિ હોય છે. છાંદસ રચનાઓમાં જેમ જ અછાંદસ રચનાઓમાં આવા સ્વૈર, અનિયમિત લયો વ્યાપકરૂપે પ્રયોજી શકાય છે, અને પ્રધાનપણે એમની જ પ્રકટ કે પ્રચ્છન્ન પ્રતીતિ કેટલીક અછાંદસ રચનાઓને ચાલુ ગદ્યથી કે ગદ્યને બોલચાલની ભાષાથી ભિન્ન કરાવે છે. આમાંની કેટલીક છટાઓ સ્થૂળ રીતે વાતચીતની વાણીમાં પણ પ્રયોજાતી હોય છે, પણ એમનો વ્યવસ્થિત અને સાભિપ્રાય પ્રયોગ એ સાહિત્યિક ગદ્યની, અને વિશેષે કાવ્યમય ગદ્યની કે અછાંદસ કાવ્યની વિશિષ્ટતા છે. સંસ્કૃતમાં વાસવદત્તા, કાદમ્બરી ને દશકુમારચરિત જેવી કૃતિઓના આલંકારિક ગદ્યમાં, પ્રાચીન ગુજરાતીમાં 'પૃથ્વીચંદ્રચરિત' અને 'વર્ણકો'ના 'બોલી' સંજ્ઞા ધરાવતા ગદ્યમાં, ડિંગળમાં 'વચનિકા'ઓના ગદ્યમાં, નાનાલાલના અપદ્યાગદ્યમાં, અંગ્રેજી 'બાઇબલ'ના તથા ટોમસ બ્રાઉન અને જેરેમી ટેલરની કૃતિઓના ગદ્યમાં ઉપર્યુક્ત સ્વરૂપની લયછટાઓ પ્રકટ અને ઉત્કટ માત્રામાં વરતાશે. સંસ્કૃત પદ્યકાવ્ય અને ગદ્યકાવ્ય વચ્ચે છંદના નિયમિત લયને બાદ કરતાં બાકીનો ભેદ તો ઓછીવધતી માત્રા પૂરતો જ મર્યાદિત છે.

છાંદસ કે અછાંદસ લય આમ તો સ્વતંત્રપણે અસ્તિત્વ ધરાવતું તત્ત્વ છે. લય એ અમુક એકમો વચ્ચેનો સંબંધવિશેષ છે, એટલે શબ્દોથી અલગ તારવીને તેને 'લ', 'ગા' ને 'દા'ના સંકેતો દ્વારા, બીજગણિતના સંકેતો દ્વારા કે અનક્ષર ઢાળ રૂપે રજૂ કરી શકાય છે. અલંકાર પણ એવી જ રીતે બે કે વધુ અર્થો વચ્ચેની સમાનતા, વિરોધ, સાહચર્ય, તદ્રૂપતા ઇત્યાદિ સંબંધને રૂપે હોઇને એક સ્વતંત્રપણે વિભાવી શકાય તેવું તત્ત્વ છે. અને અમુક અંશે વર્ણ, છંદ, લય, અલંકાર, ભાવ વગેરે એમ એકલા જ – કાવ્યનિરપેક્ષ સ્થિતિમાં પણ સુંદર ને આસ્વાદ્ય હોય છે. વળી આ કારણે – તેમ જ અન્ય કારણે – કેટલાકને મતે કાવ્યમાં

માત્ર વર્ણ અને લય એ જ સર્વોપરિ માહત્ત્વના છે. વર્ણસંઘટના (એટલે કે વર્ણોનો સંવાદ કે વિસંવાદ, મધુરતા કે કર્કશતા, ગતિનાં આંદોલન, વગેરે), ધ્વાનુકરણ કે શબ્દાલંકાર (અનુપ્રાસ, પ્રાસ, યમક) તથા લયનાં અનેક સ્વરૂપો—ટૂંકમાં વર્ણોનું અને લયનું સૌન્દર્ય તથા અર્થસૂચકતા અને બીજું કાવ્યનું 'વાતાવરણ'–તેની સર્વસામાન્ય 'ભાવચ્છાયા'—એટલું જ આસ્વાદવા માટે છે. શબ્દોના અર્થ ડોળિયા કે ઓઠા લેખે જ કામમાં આવે છે. ઊલટું અર્થની ઝીણવટમાં કે વિશ્લેષણમાં ઊતરવા જતાં કાવ્યત્વ મરી જવાનો ભય ઉપસ્થિત થાય છે: આવો મત ધરાવનાર માટે લયનું સ્વતંત્ર મૂલ્ય સમજી શકાય. પણ એ મત તદ્દન એકાંગી અને ગેરસમજનું પરિણામ છે. વાસ્તવમાં તો કવિ વર્ણ, છંદ, લય, અલંકાર આદિને પોતાનું પ્રયોજન સિદ્ધ કરવાનાં સાધન તરીકે ઉપયોગમાં લેતો હોય છે. કૃતિથી છૂટું પાડેલું–તેના પરથી તારવેલું વર્ણ, છંદ અલંકાર વગેરેનું ખાલી ખોખું કે ડોળિયું એ તો તેમનું તાર્કિક સ્વરૂપ છે. તેમનું સાચું સ્વરૂપ તો અર્થ ને ભાવનાં આંદોલનો, વળાંકો ને ભંગીઓની સાથે સંવાદી રહીને અરસપરસને તેમ જ સમગ્રને ઉઠાવ આપવામાં પ્રકટ થાય છે. તેમનું સંપન્ન સ્વરૂપ ભાવસંવેદન સાથે એકતાનતા સાધીને તેને સાકાર કરવામાં જ સિદ્ધ થાય છે. બીજી રીતે કહીએ તો, કલાકૃતિની અર્થરચના કે ભાવરચના અને લયરચના પરસ્પરને અનુપ્રાણિત કરતી હોય છે.

આ વસ્તુ લક્ષમાં રાખતાં સમજાશે કે 'વર્ણ, છંદ કે લય એ તો કૃતિનું માત્ર બાહ્ય કલેવર છે, અલંકાર એ તો શણગાર રૂપ છે અને ભાવ કે રસની તુલનામાં તેઓ ગૌણ કે અલ્પ મૂલ્યનાં છે' એવી માન્યતા કેટલી એકાંગી કે ઉપરછલ્લી વ્યાપ્તિના સ્વરૂપની છે. કાવ્યને આપેલા પુરુષના ઉપમાનને વધારે પડતું શબ્દશઃ સમજવાનું એ પરિણામ છે. વાસ્તવમાં તો કૃતિથી અલગ પાડીને છંદ, લય આદિને મૂલવવાની

દૃષ્ટિ જ ખોટી છે. કૃતિવિશેષના સંદર્ભમાં – તેનું અવિભાજ્ય અંગ બન્યે જ તેને મૂલવી શકાય. કાવ્યમાંથી છંદ કાઢી લઈએ તો કાવ્ય કેટલું રહે છે, અલંકાર કાઢી લઈએ તો શું રહે છે – એ રીતની વિચારણા, ઇન્દ્રિયોના ઝઘડાની યાદ અપાવે છે – જીભ, હાથ, પગ વગેરેએ પેટે રિસાઈ જઈને પોતાનું મહત્ત્વ બતાવી આપ્યું. વાસ્તવમાં કોઈ કૃતિમાં છંદ કે લય પાસેથી, કોઈમાં વર્ણસંઘટના પાસેથી, કોઈમાં અલંકાર પાસેથી તો કોઈમાં અન્ય કોઈ ઘટક પાસેથી એટલું કામ લેવાયું હોય છે કે તે તે કૃતિમાંથી છંદ, લય ઇત્યાદિ એક ઘટક પણ અલગ કરવામાં આવે તો કૃતિ પોતે – કૃતિનું કલાતત્ત્વ નષ્ટપ્રાય થઈ જાય. આવું હોય ત્યાં તે તે ઘટકને પ્રધાન કે પ્રાણરૂપ જ ગણવું પડે. સાથે એ પણ સાચું છે કે અનેક કૃતિઓમાં છંદ, લય ઇત્યાદિ ખાસ સમર્પક નથી હોતા – વિશિષ્ટ કલાપ્રયોજન સાધવા માટે કે કાવ્યના સંઘટિત અંગ રૂપે તેમનો ઉપયોગ નથી થયો હોતો. એવું હોય ત્યાં તેઓ અવશ્ય ગૌણ ગણાય. પણ કૃતિથી અલગ તારવીને તેમનો એક કલાકૃતિના ઘટક અંગ તરીકે તરતમભાવ નક્કી ન જ કરાય. મહત્ત્વ છે તે તેમના કાર્યનું – તેમની સાધકતા કે ઘટક સમર્પકતાનું, નહીં કે તેમના તારવેલા અમૂર્ત સ્વરૂપનું. કલાકૃતિના અંગભૂત રૂપે જ તેઓ આત્મલાભ પામે છે.[૨]

---

૨ આ ચર્ચાના અનુસંધાનમાં નીચેના મતો રસપ્રદ જણાશે.

(ક) 'કાવ્યનું દરેક ઘટક તત્ત્વ તેના બીજાં તત્ત્વો સાથે – કાવ્યના સમગ્ર પોત સાથે અનેક તંતુએ સંકળાયેલું હોય છે અને આ કારણે જ કાવ્ય એક અખંડ પુદ્ગળરૂપ રચના લાગે છે, જીવંત વસ્તુની જેમ કલાકૃતિ પણ અવિભાજ્ય હોય છે. તેનાં ઘટક તત્ત્વોને જુદાં પાડો તેવાં જ તેઓ તેનાં તે નહીં રહે – આખું બિંબ જ નષ્ટ થઈ જશે.'

– સુઝાન લેન્ગર, 'પ્રોબ્લેમ્ઝ ઑવ આર્ટ', પૃષ્ઠ ૫૭

(ખ) 'લય' (મર્યાદિત અર્થમાં) અને અર્થ વચ્ચેનો આંતરસંબંધ કે અન્યોન્યાશ્રય પર રિચર્ડ્ઝ અને એલિયટ પણ ભાર મૂકે છે.

– વિમ્સેટ ને બ્રૂક્સ 'લિટરરિ ક્રિટિસિઝમ' (૧૯૫૯), પૃ૦ ૬૪૨-૪૩

ઉપરના વિવરણ પરથી એટલું તો સ્પષ્ટ જોઈ શકાશે કે અછાંદસ કવિતા છંદનો લય જતો કરે છે તેથી તે ચાલુ ગદ્યરૂપ જ બની જાય છે એવું નથી. બીજા સૂક્ષ્મ લયોનો સાર્થ ઉપયોગ કરતા ગદ્યવિશેષને પણ અનેક વિશિષ્ટ શક્યતાવાળા એક સાધન તરીકે કામમાં લઈ શકે : શરત એટલી કે એ સૂક્ષ્મ લયોની તેને આંતરિક સૂઝ કે પ્રકટ અભિજ્ઞતા હોવી જોઇએ. આની સાથોસાથ એક પ્રશ્ન એ ઊઠે છે કે છંદ જેવા દૃઢ લયવાળા, સંકુલતા, સૂક્ષ્મતા ને વૈવિધ્યનું અખૂટ સામર્થ્ય ધરાવતા સાધનને અછાંદસ કાવ્યપ્રકાર જતું શા માટે કરે છે? કયું વિશિષ્ટ પ્રયોજન સાધવા તે આવી કઠોર અગવડ સ્વેચ્છાએ વેઠવા તૈયાર થાય છે? આની વિચારણા આજે તો આધુનિક ગુજરાતી કવિતાના નૂતન વલણ પૂરતી જ પ્રસ્તુત છે.

---

કાવ્યગત શબ્દોની પરસ્પરને અનુપ્રાણન કરવાની શકિત એ રિચર્ડઝના સંદર્ભવાદ – contextualism – નો પાયો છે.

– વિમ્સેટ ને બ્રૂકસ : 'લિટરરિ ક્રિટિસિઝમ' (૧૯૫૯), પૃષ્ઠ ૬૪૩

(ગ) 'નૂતન' વિવેચકો જુદી રીતે પણ કાવ્યઘટકોનો આંતરસંબંધ સ્વીકારે છે:

'મુકત પદ્યના સ્વરૂપના પૃથક્કરણનો પ્રશ્ન પરંપરાગત પદ્યના સ્વરૂપના પૃથક્કરણના પ્રશ્નથી મૂળભૂત બાબતોમાં નિરાળો નથી. પરંપરાગત પદ્યની દેખીતી નિયમિતતા એવો આભાસ પ્રગટાવે છે કે છંદ ને પ્રાસનું માપ કે સ્વરૂપ તારવવાથી આપણે કાવ્યસ્વરૂપના પ્રશ્નને ઉકેલવામાં આગળ વધીએ છીએ; પણ વસ્તુતઃ તો એમાં આપણે કાવ્યની વર્ણરચનાના પ્રમાણમાં એ અલ્પ કે ગૌણ અંગોની જ વાત કરીએ છીએ. મુકત પદ્ય નિયમિત પ્રાસ અને છંદ વિનાનું હોવાથી, આપણને એ બે 'હાથા'ની સગવડ નથી મળતી. આથી તેમાં આપણે કોઈ પણ સફળ સાહિત્યકૃતિનાં પરસ્પર સંબદ્ધ રૂપગત ઘટકોની ઘણી વાર તો મુંઝવી દે તેવી સંકુલતાને કેમ વ્યવસ્થિત રૂપે ગ્રહણ કરવી એ પ્રશ્નનો પ્રત્યક્ષ સામનો કરવો પડે છે....'

'કાવ્યના શબ્દબંધના સ્વરૂપમાં ચાર સ્તર સ્વીકારવા જોઇએ : વર્ણનો, વાકયવિન્યાસનો, 'અનુભવ'નો અને અર્થનો....'

કોઈ પણ નવતર વલણ કે પ્રવાહનો ઉદ્ગમ પૂર્વવર્તી પરંપરાને લક્ષમાં રાખીને જ સમજી શકાય. છંદના ઉપયોગની વાત કરીએ તો એક પણ અક્ષરને આઘોપાછો ખસકવા ન દે એવું આ યંત્રઉતાર પંક્તિઓવાળું અક્ષરગણ વૃત્તોનું પોલાદી ચોકઠું ક્રમે ક્રમે તૂટતું ગયું છે. યતિ અને ચરણ તૂટ્યાં. યથેચ્છ નમનીયતા ને પ્રવાહિતા પૂરી પાડતાં પરંપરિત રૂપો પ્રચારમાં આવ્યાં. નિયમિત લયનો વહેમ જ જાળવી રાખતો ચતુષ્કલ છંદ પ્રયોજાવા લાગ્યો, અને છેવટે એ વિકાસ નિરછંદ રચના સુધી પહોંચ્યો. આમાં પાશ્ચાત્ય સાહિત્યના (તથા તેમની અસર નીચે બંગાળી, હિન્દી, મરાઠી સાહિત્યના) નવતર વલણે પણ ઘણો મોટો પ્રભાવ પાડ્યો છે.

પણ છંદ તો અભિવ્યક્તિનું માત્ર એક સાધન છે. ભાષા, અલંકાર વગેરે અન્ય સાધનો કે ઘટક તત્ત્વોના વિનિયોગમાં પણ થયેલું આવું

---

'અર્થનો સ્તર, માત્ર 'અનુભવ'ના સ્તર સાથે જ નહીં, વર્ણ ને વાક્યવિન્યાસના સ્તર સાથે પણ ઘનિષ્ઠપણે સંકળાયેલો હોય છે. કાવ્યસ્વરૂપના આ ચાર સ્તરો કે પરિમાણો પ્રત્યેક કાવ્યમાં સહઅસ્તિત્વ ધરાવે છે. સંકુલ કે અટપટી રચનાવાળી કૃતિમાં આમાંના દરેક સ્તરમાં તેમ જ તેમના આંતરસંબંધમાં ઘણા ઉચ્ચ પ્રમાણમાં સંઘટના સધાયેલી હોય છે.'

'પ્રતિરૂપ કે પ્રતીક પર ધ્યાન કેન્દ્રિત કરવાથી કાવ્યસ્વરૂપ સમજવામાં ઘણી સહાયતા મળે છે એ ખરું, પણ એ દૃષ્ટિ સ્વરૂપના માત્ર એક પાસા પર જ બધું લક્ષ્ય આપે છે, અને એ પાસું પણ બીજા પાસાઓ સાથે અન્યોન્યાશ્રયથી સંકળાયેલું હોય છે. તે જ પ્રમાણે પરંપરાગત પિંગળ ઉપયોગી હોવા છતાં પણ પરંપરાગત પદ્યની વર્ણશક્તિના પૃથક્કરણ માટે પણ એક મર્યાદિત ઓજારનું કામ આપે છે.'

— વોલ્ટર સટન 'એનેલિસિસ ઓવ ફ્રી વર્સ ફૉર્મ', જર્નલ ઓવ ઍસ્થેટિક્સ ઍન્ડ આર્ટ ક્રિટિસિઝમ, ૧૮–૨, ડિસેમ્બર ૧૯૫૯, પૃષ્ઠ ૨૪૧, ૨૪૩, ૨૫૪

ઉત્તરોત્તર પરિવર્તન ઉત્કટ રૂપે પ્રતીત થાય છે. અને અભિવ્યક્તિનાં સાધન અને અભિવ્યક્તિની રીતિ બદલાતાં ગયાં છે–બદલાઈ રહ્યાં છે, કારણ કે જે અભિવ્યક્ત કરવાનું છે તે બદલાયું છે. ગત મહાયુદ્ધ પછીથી અને વધુ તીવ્ર રૂપે સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીથી આપણી આંતરબાહ્ય પરિસ્થિતિ અભૂતપૂર્વ ઝંઝાઝપટ અનુભવી રહી છે. શતાબ્દીજૂનાં મૂલ્યો, માન્યતાઓ ને આસ્થાઓ છિન્નવિછિન્ન થતાં લાગે છે. માનવીનું બાહ્ય વિશ્વ, તેના ચિત્તના ઊંડા સ્તરો, સ્ત્રીપુરુષસંબંધના, કૌટુંબિક સંબંધના અને સામાજિક સંબંધના સંદર્ભમાં વ્યક્ત થતું માનવીનું સ્વરૂપ-આ સૌને લગતી અનેક ક્રાંતિકારી વિચારણાઓ અને અનુભવોએ ભયંકર તુમુલ મચાવી દીધું છે. આને પરિણામે આપણું સમગ્ર વૈચારિક તંત્ર અને ભાવતંત્ર તેનાં દૃઢ અને સ્થાયી આલંબનો ગુમાવતું જાય છે. આપણા આચારવિચાર માટેના આધારસ્તંભો તૂટતા કે ડગમગતા વરતાય છે. અર્વાચીન યંત્રવાદી નગરસંસ્કૃતિની વિકટતા, ભીંસ ને ગૂંગળામણો, વ્યક્તિનું એકલવાયાપણું, આંતરિક રિક્તતા ને વિશૃંખલતા તથા પરંપરા ને આધુનિક વિચારસરણીઓની અથડામણથી ઊપજેલાં માનસિક સંઘર્ષ, વિરોધો ને અસમધારણતા–આ બધાંને કારણે જીવાતા જીવનનાં પોત અને ભાત અત્યંત ઝડપથી પલટાતાં જાય છે.[3] સંવેદનશીલ માનસ આનો આઘાત વિશેષ ઉત્કટતાથી ઝીલે. આગળની

૩. ડગ્લાસ બુશ પ્રવર્તમાન સમયમાં મૂલ્યો તૂટી પડયાં હોવાની વાતને અર્વાચીન બુદ્ધિજીવીઓની વધતીઓછી કપોલકલ્પના ગણે છે (જુઓ 'લિટરરિ ક્રાઇટેરિયન' ગ્રંથ ૫, અંક ૩ (૧૯૬૨)માં પ્રકાશિત 'કોન્ટેમ્પોરરિ અમેરિકન ક્રિટિસિઝમ' એ લેખ : પૃષ્ઠ ૧૫૯). પણ સુઝાન લેન્ગરનાં તર્કશુદ્ધ પૃથક્કરણ અને વિવરણ તેમણે જોયાં લાગતાં નથી (જુઓ 'ફિલોસોફિકલ સ્કેચિઝ' ૧૯૬૨માં પ્રકાશિત 'સાયન્ટિફિક સિવિલાઇઝેશન એન્ડ કલ્ચરલ ક્રાઇસિસ'એ ૧૯૬૧ નો લેખ. તેના મુખ્યાંશના અનુવાદ માટે જુઓ ક્ષિતિજ ૪૨, ડિસેમ્બર ૧૯૬૨, પૃષ્ઠ ૪૦૩–૪૦૯).

ભાવનારંગી, આદર્શવાદી દૃષ્ટિએ, આધુનિક વ્યક્તિની ચેતનાના સ્ફુરણને અને તેના સ્વરૂપમાં રહેલી તેજઅંધારની અકળ મેળવણીને પરખવા મથતી વાસ્તવદૃષ્ટિને માટે પણ જગા કરી આપવાની જ હતી. કલાસ્વરૂપે આવી સંવેદના પ્રકટ થવા મથે ત્યારે તેને પુરોગામી વિચારવલણો ને ભાવવલણોના સંસ્કાર ને સાહચર્યવાળાં અભિવ્યક્તિસાધનો હંમેશાં કાર્યક્ષમ ન લાગે, ને પરિણામે જુદા કે પરિવર્તિત આકાર, પ્રકાર, વાણી ને સૂરને તે યોજે એ સમજી શકાય છે અને આ વલણ કેવળ કવિતામાં જ નહીં, પણ વધતું ઓછું અને વહેલુંમોડું સાહિત્ય ને કલાના સર્વ સ્વરૂપોમાં વ્યક્ત થાય તેમાં કશું આશ્ચર્ય નથી. કહેવાતી અછાંદસ કવિતા માત્ર છંદના ઉપયોગ પૂરતી જ નહીં, પણ તેની પદાવલિ અલંકારયોજના વગેરેમાં– ટૂંકમાં અભિવ્યક્તિની આખી રીતિમાં પૂર્વપરંપરાથી ફંટાવા કેમ મથે છે તે આ દૃષ્ટિએ જ સમજી શકાય.

અછાંદસ કવિતાના ઉદ્‌ગમની આ ભૂમિકા તપાસ્યા પછી જે જોવાનું બાકી રહે છે તે એ કે આ વલણ વ્યક્ત કરતી અત્યારની રચનાઓની સમગ્રપણે કલા લેખે કેવી સફળતા કે સિદ્ધિ માની શકાય?

સમકાલીન વલણનું ચોક્કસ વિવેચન ઘણું જોખમી મનાય છે. અછાંદસ રચનાઓ આપણે ત્યાં હજી તો પ્રારંભિક પ્રયોગાવસ્થામાં છે. મારો આ વિષયનો અધિકાર અને અભ્યાસ પણ અત્યંત મર્યાદિત છે. એટલે મારાં આ પછીનાં વિધાનોનું મૂલ્ય સાધારણ કોટિના ભાવકની છાપથી વિશેષ ન જ અંકાય.

અછાંદસ રચનાઓમાં (તેમ જ કેટલીક આધુનિક પરંપરિત રચનાઓમાં) એક તરફ છે લાઘવ અને તેના પરિણામરૂપ અર્થ કે

ભાવનું ઘટ્ટપણું, અભિવ્યક્તિની પ્રગલ્ભતા ને પ્રત્યગ્રતા, તથા વાસ્તવિક ભાવજીવનનો સંસ્પર્શ, તો સામી તરફ છે ગદ્યાળુ પ્રસ્તાર, વૈદગ્ધ્ય, વિલક્ષણતાનો મોહ અને એક અખંડ પદાર્થને બદલે ખંડખંડરૂપ વિચ્છિન્ન પ્રતીતિ. તેમની વાણી ને અલંકારની છટાઓમાં ઓજસ અને તાજગી છે (જો કે આ છટાઓ અત્યારથી જ ઠીકઠીક અંશે લઢણ બનવા માંડી છે) ને ઓચિંતો આઘાત આપી તે દ્વારા નિરાવરણ ને તીવ્રતમ રૂપમાં યથાર્થ ભાવાનુભૂતિ નિષ્પન્ન કરવાનું લક્ષ્ય હોય છે. સાથે અનેક વાર તેનો આસ્વાદ પ્રધાનપણે માત્ર બૌદ્ધિક સ્તરને જ સ્પર્શી શકે છે; પ્રહેલિકાની દુર્ગમતા તેનું સાધ્ય બનતી જાય છે; અને અછાંદસ લયોની સૂઝ કે અભિજ્ઞતાનો અભાવ તથા છંદના દૃઢલયનો ત્યાગ એક પ્રકારની અકિંચનતામાં પરિણમે છે. સામગ્રીરૂપ અર્થનું તિરોધાન સાધવા જતાં સાધ્યરૂપ અર્થનો તિરસ્કાર જ પરિણમે તો તે અવશ્ય વિઘાતક નીવડે. અભિવ્યક્તિનાં સાધનોની અનંતવિધ શક્યતાઓ ને સૂક્ષ્મતાઓ હસ્તગત કરવા સતત મથતો કવિ જ તે તે ભાવસંવેદનને તેની બધી સંકુલ ને તરલસૂક્ષ્મ છાયાછટાઓ સાથે આવિષ્કૃત કરી શકે. તે જેમ ગતાનુગતિક ન જ બને, તેમ તેને પૂર્વગ્રહ કે અભિનિવેશને કારણે આભડછેટનો ભોગ થવું પણ ન જ પરવડે.

આપણી પરંપરિત અને અછાંદસ રચનાઓ એક નવીન દિશાનો આછો અધૂરો સંકેત છે, તેમ એ પણ સાચું છે કે તેનાં ભયસ્થાનોથી પૂરતા સાવધ રહ્યા વિના નહીં ચાલે.

## પરિશિષ્ટ

### ૧. કલાકૃતિમાં લય

કલાકાર જે ઇન્દ્રિયસંવેદ્ય નથી તેની ગુણાત્મક લાગણીને—એટલે કે પદાર્થગત લાગણીને કેવી રીતે ઘાટ આપે છે? બીજા શબ્દોમાં

કહીએ તો, તે જ્ઞાનઉપાર્જન કરીને ઘટક તત્ત્વોને કેવી રીતે પિંડિત કરે છે, સંઘટિત કરે છે, જોડે છે કે જેને પરિણામે એક અર્થપૂર્ણ એકતા રચાય છે? આ કાર્ય પણ કલાકૃતિના પોતાના સર્જનવ્યાપાર દરમિયાન જ પાર પાડી શકાતું હોય છે. કલાકૃતિના રૂપમાં, તેનાં અંગોપાંગોની એક સંકુલ અખંડરૂપે થતી સંઘટનામાં, લાગણી પોતે જ આપણી ભાવસમાધિનો ઘાટ પામેલી હોય તેવી, રૂપાપન્ન બની હોય તેવી દેખાય છે.

તો પછી કલાકૃતિ માટે, તેમ જ કલાકૃતિમાં સમાવિષ્ટ એવી 'પદાર્થનિષ્ઠ' કે 'પરનિષ્ઠ' (objective) લાગણીઓ માટે, રૂપની સંઘટના સાધનાર સિધ્ધાંત કયો છે? આનો ઉત્તર છે: લય. પણ 'લય' એ તો માત્ર એક શબ્દ થયો. આપણને તેનો અર્થ સમજવાનો રહે છે.

કાવ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર દ્વારા આપણે સૌ લયથી પરિચિત છીએ. કાવ્યમાં લય એટલે ભારયુક્ત ને ભારરહિત કે ગુરુ ને લઘુ અક્ષરોનું ક્રમિક આવર્તન, તો સંગીતમાં લય એટલે સૂરના ભારનું અને કાલમાનનું પરિવર્તન. આ આવર્તન નિયત સ્વરૂપનું હોય છે.

પણ વાસ્તવમાં તો લયનું સ્વરૂપ ઘણું સંકુલ હોય છે. કાવ્યની જ વાત કરીએ તો અક્ષરનું ગુરુત્વ માત્ર ગતિ અને કાલમાનને અનુલક્ષીને મુકાતા ભાર પર જ અવલંબે છે એવું નથી. તેનો આધાર ઘેરા કે ઊજળા, ભર્યા કે પોલા ધ્વનિઓ ઉપર તથા અર્થભાર ઉપર પણ હોય છે. અને લયનું વર્ચસ્વ માત્ર સંગીત અને કાવ્ય ઉપર જ નહીં, પણ તેને વિશાળ અર્થમાં લઈએ તો, સ્થાપત્ય, શિલ્પ અને ચિત્ર ઉપર પણ છે; અવકાશનો બૃહત્ ખંડ લઘુ ખંડ કરતાં ભારે હોય છે, અવકાશનું એક રૂપ (રેખામય કે પાર્શ્વમય) બીજા કરતાં વજનદાર,

વધુ ઉત્કટ કે વધુ પ્રબળ હોય છે; રંગો પણ ભિન્નભિન્ન દૃષ્ટિએ વધતીઓછી સઘોટતાની છાપ પાડે છે અને ચિત્રગત આભાસી પદાર્થોમાં પણ વજનની દૃષ્ટિએ તરતમભાવ રહેલો છે. એટલે જો લયની સર્વસામાન્ય વ્યાખ્યા આપવી હોય તો આપણે કહેવું જોઈએ કે લય એટલે ગુરુ (કે ભારયુક્ત) અને લઘુ (કે ભારરહિત કે અલ્પભાર) ખંડોનું નિયતક્રમે થતું આવર્તન.

ગુરુલઘુ ખંડો વડે સિદ્ધ થતાં લયબદ્ધ ઇન્દ્રિયસંવેદ્ય સંઘટિત એકમોની એક પછી એક, એકમાં એક અને એક ઉપર એક એવી રચના દ્વારા જ કલાકૃતિનું રૂપનિર્માણ થતું હોય છે. આ રૂપ એટલે કૃતિનો પિંડીભૂત સમસ્ત લય, બીજું કશું જ નહીં. કૃતિ રૂપ ધરાવે છે– એટલે કે લય ધરાવે છે, માટે જ કલાકૃતિ છે.

સૂર અને શ્રુતિના કે અક્ષર ને વર્ણના સ્વરગુણો, શબ્દ ને વાક્યના અર્થો, રંગો ને રૂપોની ભાવાભિવ્યક્તિની ક્ષમતા, ઉપયોગમાં લીધેલા પદાર્થોનું સ્વરૂપ, પ્રતિનિર્મિત વસ્તુઓ–આ બધાં ઉપાદાન છે. આ બધાં કલાકૃતિમાં સજીવ અને પ્રભાવક તેટલાં પૂરતાં જ બને છે, જેટલાં પૂરતાં તે તેના ઉત્તરંગ લયપ્રવાહમાં વહે છે કે તેના લયબંધનના સપ્રમાણ સંબંધોનાં અંગભૂત બને છે. આ રીતે કલાકૃતિનો લય અને જે ઉપાદાન દ્વારા તે પ્રકટ થાય છે તે ઉપાદાન એ બે વચ્ચેનો સંબંધ તે ઇન્દ્રિયસંવેદનો અને તેમના ગ્રહણ વચ્ચેના સંબંધના જેવો, અથવા તો અમુક ગ્રંથના વિચારો અને તેના તાર્કિક રૂપ વચ્ચેના સંબંધના જેવો છે. લયતંત્ર એ અમુક અર્થમાં કલાનું તર્કતંત્ર જ છે.

–ઓટો બેન્શ

(સુઝન લેન્ગર સંપાદિત 'રિફ્લેકશન્ઝ ઓન આર્ટ' (૧૯૫૮)માં અનુવાદિત 'આર્ટ એન્ડ ફિલ્ડ' એ લેખના પૃષ્ઠ ૨૫–૨૭ પરના અંશનો અનુવાદ. મૂળ જર્મન લેખ ૧૯૨૩–૨૪ માં પ્રકાશિત.)

## ૨. લયનું સારતત્ત્વ

અમુક પ્રકારનું નિશ્ચલ કે ધ્રુવ તત્ત્વ એ સૌન્દર્યાભૂતિના પ્રદેશની તેના દરેકે દરેક સ્તર પરની સર્વે ઘટનાઓનું લક્ષણ છે. આ ધ્રુવ તત્ત્વનો આપણને લયોના અધ્યયન દ્વારા આવિષ્કાર થાય છે...

લય એ કલામાત્રનું સારતત્ત્વ છે...

લય દૃશ્ય હોવું ને જ્યાં આંતરિક હોવું એમ બંને પરસ્પર વિરોધી ધર્મો ધરાવે છે...

લયનું ક્ષેત્ર આંતરિક જગત અને પદાર્થજગતના સંધિસ્થાને-'સ્વ' અને 'પર'ના સંધિસ્થાને છે...

લયોની ભૂમિકા એવી ભૂમિકા છે કે જ્યાં 'ચિત્તવાદ' અને 'રૂપવાદ'નો સુમેળ રચાય છે...

દરેક કલાના હાર્દમાં લયબદ્ધ રૂપોની પ્રવૃત્તના હોય છે. તે તેમના બંધ બારણાંવાળા વિશ્વ પર સત્તા ચલાવે છે. જગતના પદાર્થોને આપણે ધ્યાનવિષય કરીએ ત્યાં સુધી, અને નિસર્ગવિષયક આપણી સૌન્દર્યાનુભૂતિ સુધી પણ તે વિસ્તરે છે. આ પદાર્થગત લય એક ઇન્દ્રિયસંવેદ્ય ગુણ છે– એક પ્રામાણિક ગુણ છે, પણ તે ગમીયે ઇન્દ્રિયો દ્વારા વડી આવે છે. એટલે આપણે એવો નિર્ણય કરવો જ પડશે કે જેમ આપણે હલનચલન, આકાર કે સંખ્યા કળીએ છીએ તેમ લય પણ બાહ્ય જગતના કેટલાક પદાર્થોમાંથી આપણને આવી મળે છે...

અહીં જ કોઈ અમસ્તા પદાર્થની અપેક્ષાએ કોઈ સુંદર પદાર્થનું લક્ષણ બાંધી શકાય છે: સુંદર પદાર્થને સૂઝાએ લય બક્ષ્યો છે. લય જ

કોઈ પદાર્થને કલાજગતમાં પ્રવેશ કરાવી શકે છે......

રેમોં બાયર

(ઉપર્યુક્ત ગ્રંથમાં 'ધ એસેન્સ ઓવ રિધમ' શીર્ષક નીચે અનુવાદિત લેખમાંથી કેટલાંક વાકયોનો અનુવાદ. મૂળ ફ્રેન્ચ લેખ ૧૯૫૩માં પ્રકાશિત).

### ૩. લયના ચોક્કસ અર્થ

'લય' શબ્દમાં અત્યંત વિસ્તૃત અને અસ્પષ્ટ અર્થ આરોપીને તેને વધારે પડતું મહત્ત્વ આપી દેવામાં આવ્યું છે. ભલે ને વ્યાપક પણ ચોક્કસ અર્થમાં તેને વાપરીએ તો, જ્યાં ચક્રનેમિક્રમે થતા આવર્તન દ્વારા લગાતાર આનુપૂર્વીની રચના ન હોય ત્યાં લય ન જ હોય.

– અત્યેન સૂરિઓ

(ઉપર્યુક્ત ગ્રંથમાં 'ટાઇમ ઇન ધ પ્લાસ્ટિક આર્ટ્સ' એ શીર્ષક નીચે પ્રકાશિત લેખમાંથી પૃષ્ઠ ૧૩૫ પરનાં વાકયો. મૂળ લેખ ૧૯૪૯માં પ્રકાશિત).

### ૪. લય : એક નૂતન વ્યાખ્યા

સામાન્ય રીતે 'લય' એટલે એકસરખા અને ઠીકઠીક ટૂંકા સમયાન્તરે બનતી સમાન ઘટનાઓની આનુપૂર્વી' એવો લોકોનો ખ્યાલ છે.... પણ મારે મતે લયનો સંબંધ સમય કરતાં વધુ તો કાર્યવ્યાપાર સાથે છે.

... પ્રકૃતિમાં બનતી ઘટના કોઈ ક્ષણિક વસ્તુ નથી હોતી. તે એક આરંભાતું અને સમાપ્ત થતું પરિવર્તન હોય છે. જ્યારે જ્યારે

એક ઘટનાવિશેષની સમાપ્તિ બીજી ઘટનાના આરંભ રૂપે દેખાય છે ત્યારે ત્યારે એક લયાન્વિત રચના ઉદ્‌ભવે છે—જેમ કે લોલકનું ડોલન: એક ડોલન બીજાને તૈયાર કરતું હોય છે, અને બીજું ખરેખર તો પહેલામાં જ આરંભાયું હતું, ને એમ બીજું ને ત્રીજું, ત્રીજું ને ચોથું. આ થઈ એક લયબદ્ધ શ્રેણી. તેવું જ તરંગોનું... જીવંત પ્રાણીની ઘણીખરી પ્રવૃત્તિઓ લયબદ્ધ હોય છે. પણ ખાસ દેખાઈ આવે તેવા લયબદ્ધ વ્યાપારો તે હૃદયના ધબકાર અને શ્વસન.

જગતના ઘણાયે મૂળભૂત લયો નિયત સમયાન્તર પર આધારિત હોય છે; તે એટલે સુધી કે નિયત સમયાન્તરે આવર્તન એ જ ઘણી વાર લયનું મૂળ તત્ત્વ મનાયું છે. પણ ઉત્તરોત્તર ઘટનાઓનું તેમના કાર્યવ્યાપારની દૃષ્ટિએ અનુસ્યૂત હોવું એવો લયનો વ્યાપક અર્થ ઘટાવતાં નિયત સમયાન્તરવાળો લય પ્રકારવિશેષ બની રહે છે—પછી ભલે ને તે સૌથી મહત્ત્વનો પ્રકાર વિશેષ હોય.

— સુઝાન લેન્ગર

('પ્રોબ્લેમ્ઝ ઑવ આર્ટ' (૧૯૫૭)માંના 'લિવિંગ ફૉર્મ' એ લેખના પૃષ્ઠ ૫૦–૫૨ પરના કેટલાક અંશોનો અનુવાદ)



૩૯

# કવિલોક

(કવિલોક સંસ્થાનું દ્વૈમાસિક)

કારતક ૨૦૨૦ | નવેમ્બર ૧૯૬૩ – પુસ્તક ૭ અંક ૩

તંત્રીઓ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ  છૂટક નકલના સિત્તેર નયા પૈસા  લવાજમ ભરવાના સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨ (૨) એન એમ ત્રિપાઠી પ્રા લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ કલકત્તા ૧ (૫) મેલ ઑર્ડર સર્વિસ, નહેરુ રોડ વિલેપાર્લે મુંબઇ ૫૭

✻

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી (૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨)માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

---

આવરણચિત્ર  પ્રદ્યુમ્ન તન્ના

રઘુવીર ચૌધરી

## અછાંદસ રચનાઓ

કવિતા ગદ્યમાં પણ સંભવે, પદ્ય કંઈ કવિતાનો પર્યાય નથી. પરંતુ ગદ્યકાવ્યની અને કાવ્યમાં વપરાયેલા ગદ્યની ભાષા જુદી હોય છે. અર્થાત્ અછાંદસ રચના ગદ્યનો પર્યાય નથી. કાવ્યની ભાષાની ત્વચા ગદ્યથી ભિન્ન વરતાય તેવી કલાસૂઝ કવિ બતાવે ત્યારે અછાંદસ રચનાને ગદ્યકાવ્યને બદલે કવિતાના ખાનામાં મૂકી શકાય. કવિતાને મોકળાશ મળતી હોય તો છંદમાં પરિવર્તન કરવાની સ્વતંત્રતાનો અધિકાર કવિને ખરો; પણ સ્વતંત્રતા માટે સ્વતંત્રતા કલાના ક્ષેત્રમાં છે જ નહીં.

ભાષામાં વ્યાકરણનું તેવું કવિતામાં છંદનું કાર્ય છે. ભાષાના વિકાસ સાથે વ્યાકરણ બદલાય છે. કવિતામાં જ્યારે વિકાસની શક્યતાઓ પર પાણી ફેરવનારી પરંપરાઓ, જડ રૂઢિઓ વર્ચસ્વ ભોગવે ત્યારે પ્રગતિ માટે પ્રયોગની આવશ્યકતા ઊભી થાય છે. અભિવ્યક્તિના નવા માર્ગોના અન્વેષણ માટે સ્વાતંત્ર્ય જોઈએ. મુશ્કેલી ત્યાં છે કે છંદના પ્રયોજનમાં કલાના ક્ષેત્રમાં નથી એવા સ્વાતંત્ર્ય માટે કવિ વલખે છે. એટલે કે સ્વાતંત્ર્ય માટે ઊંચાનીચા થનારા મોટે ભાગે સ્વાતંત્ર્યને ખોટી રીતે સમજે છે. અનુપકારક બંધન–artificial limitation–ને તોડવાનો કવિને અધિકાર ખરો. છતાં સ્વચ્છંદ થઈને અને પરંપરાઓથી તદ્દન

જેમની રચનાઓમાં અર્થાનુદેશી અંતર્લય પણ અદૃશ્ય છે તેઓ પોતાના દાયિત્વ તરફ ગંભીર નથી. એમના યોગદાનથી અવ્યવસ્થામાં વૃદ્ધિ થશે. તેથી ઉમાશંકર, રાજેન્દ્ર જેવા સંસ્કૃત વૃત્તોને પ્રયોજવામાં અસામાન્ય સફળતા પ્રાપ્તા કરનાર કવિઓએ ગદ્યનું સારલ્ય પ્રગટ કરી શકે એવા વનવેલી સુધી આવીને આગળ આવવાનું ખાસ પસંદ કર્યું નથી. છંદને ભાર રૂપ બંધનો ઓછાં કરવાના પ્રયોગ એમણે કર્યા છે. પણ એમની સામે સમર્થ કવિ નાનાલાલના અપદ્યાગદ્યના ઉપયોગનું પરિણામ દૃષ્ટાંત રૂપે મોજૂદ હતું.

માત્ર ?

બ્લેન્કવર્સ અંગ્રેજીનો પ્રાસમુક્ત છંદ છે. પ્રાસનો આયાસ ભાષા તથા કવિ પર નાહક ત્રાસ છે એમ સમજીને rhymeને એ છંદમાં છોડી દેવાયો છે. એ ક્ષેત્રના કવિઓના પુરુષાર્થનું એલિયટે ૧૯૧૭માં આ શબ્દોમાં અભિવાદન કર્યું છે: 'પ્રાસરહિત પદ્યની સંભાવનાઓને કામે લગાડવાના ક્ષેત્રમાં આધુનિક કવિઓની સેવાઓની હું ઉપેક્ષા નથી કરતો.'[2] અહીં ઉદાર એલિયટનું બીજું વાક્ય પણ યાદ આવે છે: 'Vers libre is a battle-cry of freedom and there is no freedom in art'.

વ્યર્થ નિયંત્રણને છોડ્યા પછી એની પૂર્તિ નવા લાભપ્રદ નિયંત્રણથી થવી જોઈએ. પ્રવાહને નિયંત્રિત ન કરીએ તો એ આગળ ન વધી શકે. નિયમનનો અભાવ એટલે 'chaos – અરાજકતા. પદવિન્યાસમાં વ્યતિક્રમ ઊભો કરી દેવાથી ભાષાનો ચહેરો ગદ્યથી અલગ દેખાય છે. ક્યાંક ક્યાંક ભાષાને કુબ્જા બનાવવાનો અને એમાં બીમાર ચિત્તવૃત્તિઓને કેદ કરવાનો અખતરો દેખાય છે. ક્યાંક તો

---

૨. 'I do not minimize the services of modern poets in exploiting the possibilities of rhymeless verse.'
– T. S. Eliot : 'Reflections on vers libre'

કવિતાની ભાષા ગદ્યને પણ ખોટું લાગે તેવી હોય છે. પદ્યના કડક-નિયંત્રણોથી અકળાતા કવિઓ બહેતર છે કે ગદ્યના નામે જ ગદ્ય લખે. કેમકે પદ્ય એ કવિતાનો પર્યાય નથી જ, પણ એનો અવતાર છે. અને કાવ્યાત્મક લહેકામાં રચાયું હોય તો પણ ગદ્ય કવિતા કદાપિ નથી.[3] જી. એચ. લેવિસની આ વાત સાથે સહમત થતાં પુરાતનવાદી બની જવાતું હોય તો છૂટકો નથી. હા, પદ્ય મુક્ત હોઈ શકે, અપમાં લાગે તેટલું બધું મુક્ત હોઈ શકે.

— મુક્તછંદના નામે છંદમુક્તિ જવાબદારીમાંથી પલાયન છે. અછાંદસ રચનામાં છંદસૂઝનો અભાવ સૂચવાતો હોય તો એ રચનાઓને કાવ્યો કહેવાનો આગ્રહ છોડી દેવો જોઈએ. કોઈ પણ રૂપે 'છંદ' તો જોઈએ. અછાંદસ રચનામાં છંદ અપેક્ષિત છે જ. પ્રશ્ન છે લયના આવિષ્કારનો. છંદના સ્થૂળ નિયમોના પાલનની તુલનામાં બારીક લયની પ્રાપ્તિ મુશ્કેલ છે. સરળતાના મોહમાં અછાંદસ રચનાઓ તરફ વળનાર ભ્રમ સેવી રહ્યા લાગે છે. કાઉપરે બ્લેન્કવર્સ લખવાના અનુભવ પછી ન્યૂટનને કહ્યું હતું : 'એમાં યતિ અને લય પ્રતિ એવું સૂક્ષ્મ અવધાન જોઈએ, અભિવ્યક્તિનો એવો ખાસ મોડ જોઈએ કે જે તે રચના-વિધાઓમાં મેં હસ્તક્ષેપ કર્યો છે એ તમામમાં મને તો આ છંદ દુસ્સાધ્ય પ્રતીત થયો છે.'[4] અછાંદસ છંદમાં કોઈ પણ બંધન ન હોય

---

૩. 'Verse is not synonymous with poetry, but is the incarnation of it, and prose may be emotive-poetical, but never poetry'

– G H Leavis 'The Inner Life of Art'

૪. '...it requires so close an attention to the pause and the cadence, such a peculiar mode of expression as render it, to me at least, the most difficult species of poetry I have ever meddled with.'

– William Cowper 'Writers on writing'

તો તેથી કવિનું દાયિત્વ વધે છે.

આજની અછાંદસ રચનાઓમાં છંદનાં બધાં બંધનોનો ઈન્કાર દેખાય છે. કવિ પોતાની રચના વાંચે છે, ત્યારે એક ઢાળમાં એ વાંચી શકે છે. પણ એ ઢાળ એના સ્વરનો હોય છે, એથી કવિતાનો અંતર્લય સ્પષ્ટ થતો નથી. જાણે કે કવિને લયની પડી નથી. એણે અહીં એક લાભ જોયો હશે. છંદ પર પ્રભુત્વ ન હોય તો સર્જનપ્રક્રિયા વખતે બંધનોના કડક પહેરા નીચે ચાલવાનું હોઈ કેટલાક શબ્દો નેપથ્યે પડી રહે છે અને પોતાનો અર્થ વ્યક્ત કરવા માટે બીજા શબ્દને મોકલે છે. ત્યાં કવિને ઉદ્દિષ્ટ અર્થને અન્યાય થાય છે. પણ બીજી બાજુ નિયંત્રણોમાંથી મુક્તિ મળતાં બોગસ સભ્યોની જેમ શબ્દો ઘૂસી આવે છે. કવિતાનો સ્વર શિથિલ થઈ જાય છે, વેરાઈ જાય છે, સઘન રહેતો નથી. આજના ઘણા અછાંદસકારોની રચનાઓ આ નિયમને અનુસરે છે. અભિવ્યક્તિનો સંયમ કેળવવાનું કર્તવ્ય સમકાલીનોએ સ્વીકારવા જેવું છે. ઉમાશંકરે કેટલાંક કાવ્યોમાં ગદ્યલઢણના પ્રયોગ કર્યા છે. સમય થયો. પણ ત્યાં કવિને બેસૂરાપણું અભિપ્રેત છે અને એકે શબ્દ ફાલતુ નથી. તેથી ઉમાશંકર 'અછાંદસ' ન લખતા હોય તેવું લાગે છે.

એ શબ્દ વચ્ચેની જગા કવિતામાં પુરાવી જોઇએ, અને તે માટે લય કામનો છે. સમ્યક જાણીને, પ્રયોજીને શબ્દ વડે કવિ અર્થનું સૌન્દર્ય નિષ્પન્ન કરે છે. કાવ્યનો વાચક અર્થગ્રહણ કરે તે પહેલાં શબ્દનો ધ્વનિ એને સ્પર્શે છે. અર્થના સંવાહક તરીકે નાદસૌન્દર્યની ઉપાસના કવિ માટે શ્રેયસ્કર છે. કવિતાના પ્રભાવને અને તેના ઉત્તેજક સ્પર્શને ઓછો કરવો હોય તો લય છોડી શકાય. ચોક્કસ લયના અસ્તિત્વને કાયમ કરવા માટે કોઈ કવિએ બીડું ઝડપ્યું હોય તેવું લાગતું નથી. જેનું સંવિધાન વાચકને સમજાવી શકાય – જેનું વ્યાકરણ આગળ ધરી શકાય તેવો લય શક્ય છે. કોઈ કવિ લઈ આવે. એટલે કવિતાના વાચકનું કર્તવ્ય

છે કે તે આ પ્રયોગોને આસ્તિક દૃષ્ટિથી જોતો નથી

'પ્રત્યંચા'માં કેટલીક એવી રચનાઓ છે જેમાં છંદ-અછંદની વચ્ચેનો માર્ગ છે. 'ચાર અંધાર' અછાંદસ રચના લાગશે પણ એમાં છંદોના છૂટાછવાયા ટુકડા મળી આવશે. કેટલીક પંક્તિઓમાં પ્રાસની વાડ ઊભી કરવાથી ભાષા કાવ્યની રહી શકી છે. સુરેશ જોષીએ કેટલાક છંદોને ગદ્ય જેવા શિથિલ બનાવીને પ્રયોજ્યા છે ત્યાં વરનો દોરીસંચાર અર્થના હાથમાં હોય છે.

o

અછાંદસ રચનાઓની અન્ય વિશેષતાઓમાં કલ્પનોની અતિશયતાએ ધ્યાન ખેંચ્યું છે. પ્રમેયો-કલ્પનોનું ઉત્પાદન આટલા મોટા પાયા પર પહેલાં ન હતું. કલ્પનો નવીન હોય છે, એમના રંગોમાં વૈવિધ્ય હોય છે પણ વિષયમાં એકવિધતા જણાય છે. મોટે ભાગે અંતર્મનના જુદા જુદા પોત હોય છે કદાચ કહેવામાં આ લોકો માનતા નથી, રચવામાં માને છે. તેથી ઉપરથી ચમત્કાર-વાચાળ લાગતા આ કવિઓમાં વિચારોનું સંગીત સંભળાતું નથી. રંગીન વાદળાં દેખાય છે. એમનાં મન કલ્પનાઓ લડાવવાનો અખાડો બની ગયાં છે અને જે સૌન્દર્યની આરાધનામાં આ કવિઓ મશગૂલ થયા છે તે જીવનની યાદ અપાવવા સમર્થ નથી.

આ કવિઓ પોતાના ખંડિયેર જેવા કલ્પિત અસ્તિત્વને અલગ અલગ કોણ પર ઊભા રહીને દૃષ્ટિ વિના જોવા પ્રયત્ન કરે છે. બધા જ ખંડિત વ્યક્તિત્વની વાત કરે છે. છિન્નભિન્નતાની વાત તો આપણે ત્યાં વહેલી થઈ ગઈ. કથનની દૃષ્ટિએ આ કવિઓમાં નવું શું? કુત્સિત જગતનું નિરૂપણ? કેટલાક શબ્દોને કવિતામાં પ્રવેશવાની પરવાનગી આ કવિઓએ આપી. ખવાયેલા શબ, અસ્થિપિંજર, ધિક્કાર, કીડા, તીવ્ર દુર્ગંધ, કાગા કાદા, સૂનકાર, વંધ્યત્વ, નપુંસકતા, ઉઝરડા

વગેરે શબ્દોને આ કવિઓ લાડ લડાવે છે, ઈશ્વર અને સૂર્યના પ્રસિદ્ધ પ્રતીકાર્થનો વિપર્યય યોજવાનો આ કવિઓને શોખ છે.

ક્ષુદ્ર પદાર્થોને કાવ્યના આધાર રૂપે સ્વીકારવાનું ત્રીશીના કવિઓએ શરૂ કર્યું હતું. ત્યાં ક્ષુદ્રતા તરફ સહિષ્ણુતાનો ભાવ હતો. અહીં આલેખાતું કુત્સિત જગત કવિઓની કુંઠિત મનોવૃત્તિઓનું પ્રતિબિંબ છે. કવિતામાં બૃહદ પ્રતીકો અને નવી નવી સિચ્યુએશન્સનું સર્જન એ પણ આજના કવિનું પ્રદાન છે. માનવજાતિની જીર્ણ દેખાતી ઈમારતના કેટલાક અજાણ્યા ખૂણાઓમાં, સદંતર બંધ રહેલ ભોંયરાઓમાં વિશ્રામ કરવાની એમની બેફિકર રીતભાત મોહક હોય છે. અહીં પ્રણય એટલે સ્થૂલ શરીરસંબંધ અને વિપ્રલંભ એટલે અતૃપ્ત જાતીય વૃત્તિઓ : પ્રતીકરચનાના સહારે બની શકે એટલા નાવીન્ય સાથે કંઈક આવું કહેવામાં આવે છે. કોઈ વાર ગુહ્ય શબ્દપ્રયોગો નીડરતાપૂર્વક વપરાય છે, ત્યાં 'અવજ્ઞા પરમો ધર્મ' એ સિવાય બીજું લક્ષ્ય દેખાતું નથી, અનિવાર્ય આવશ્યકતા ન હોય તો પણ કેટલુંક નિરાવરણ કહેવામાં સંતોષ માનવાની ફેશન વધતી જાય છે. મોટા ભાગનાએ ગર્ભાશયના એકસ-રે લીધા છે. અવગણના અને નિરાશાને પ્રેમપૂર્વક ભોગવવા જતાં અશ્રદ્ધા જન્મે છે. અને અશ્રદ્ધાના દરબારમાં સંગતઅસંગત કે ઉચિતઅનુચિતનો ભેદ નથી. અતૃપ્ત કામનાઓને કવિતામાં વ્યક્ત કરીને સંતોષવાનો એમનો એકરાર અને કવિતાના પાઠકની ચોખલિયાવૃત્તિ દૂર કરવા માટેનો એમનો સજગ પરમાર્થ નોંધપાત્ર છે. કોરી ભાવુકતા અને અબોધ મુગ્ધતાના રેશમી વાઘા એમણે ઉતારીને ફેંકી દીધા છે. એક લાગણીને માંસલ પ્રતીકમાં પૂરીને પછી એનું ઓપરેશન કરે છે તેમાં બારીક હકીકતોનું એમનું રેખાબદ્ધ આલેખન દાદ માગી લે તેવું હોય છે. શેખ વિસંગત મૂર્ત આધારોથી અમૂર્તને પ્રત્યક્ષ કરે છે તેમાં એમની યોજનાશક્તિના

છે કે તે આ પ્રયોગોને આસ્તિક દૃષ્ટિથી જોતો રહે

'પ્રત્યંચા'માં કેટલીક એવી રચનાઓ છે જેમાં છંદ-અછંદની વચ્ચેનો માર્ગ છે 'ચાર અંધકાર' અછાંદસ રચના લાગશે પણ એમાં છંદોના છૂટાછવાયા ટુકડા મળી આવશે કેટલીક પંક્તિઓમાં પ્રાસની વાડ ઊભી કરવાથી ભાષા કાવ્યની રહી શકી છે. સુરેશ જોષીએ કેટલાક છંદોને ગદ્ય જેવા શિથિલ બનાવીને પ્રયોજ્યા છે ત્યાં લયનો દોરીસંચાર અર્થના હાથમાં હોય છે

○

અછાંદસ રચનાઓની અન્ય વિશેષતાઓમાં કલ્પનોની અતિશયતાએ ધ્યાન ખેંચ્યું છે. પ્રમેન્દ્ર-કલ્પનોનું ઉત્પાદન આટલા મોટા પાયા પર પહેલા ન હતું. કલ્પનો નવીન હોય છે, એમના રંગોમાં વૈવિધ્ય હોય છે પણ વિષયમાં એકવિધતા જણાય છે. મોટે ભાગે અંતર્મનના જુદા જુદા પોઝ હોય છે કદાચ કહેવામાં આ લોકો માનતા નથી, રચવામાં માને છે. તેથી ઉપરથી ચમત્કાર-વાચાળ લાગતા આ કવિઓમાં વિયોગનું સંગીત સંભળાતું નથી. રંગીન વાદળા દેખાય છે એમના મન કલ્પનાઓ લડાવવાનો અખાડો બની ગયા છે અને જે સૌન્દર્યની આરાધનામાં આ કવિઓ મગ્ન બન્યા છે તે જીવનની યાદ અપાવવા સમર્થ નથી.

આ કવિઓ પોતાના ખંડિયેર જેવા કલ્પિત અસ્તિત્વને અલગ અલગ કોણ પર ઊભા રહીને દૃષ્ટિ વિના જોવા પ્રયત્ન કરે છે. બધા જ ખંડિત વ્યક્તિત્વની વાત કરે છે. છિન્નભિન્નતાની વાત તો આપણે ત્યાં વહેલી થઈ ગઈ કથનની દૃષ્ટિએ આ કવિઓમાં નવું શું? કુત્સિત જગતનું નિરૂપણ? કેટલાક શબ્દોને કવિતામાં પ્રવેશવાની પરવાનગી આ કવિઓએ આપી ખવાયેલા શબ, અસ્થિપિંજર, સિક્કાર, કીડા, તીવ્ર દુર્ગંધ, કાણા કાટા, સૂનકાર, વંધ્યત્વ, નપુંસકતા, ઉઝરડા

વગેરે શબ્દોને આ કવિઓ લાડ લડાવે છે, ઈશ્વર અને સૂર્યના પ્રસિદ્ધ પ્રતીકાર્થનો વિપર્યય યોજવાનો આ કવિઓને શોખ છે.

ક્ષુદ્ર પદાર્થોને કાવ્યના આધાર રૂપે સ્વીકારવાનું ત્રીશીના કવિઓએ શરૂ કર્યું હતું. ત્યાં ક્ષુદ્રતા તરફ સહિષ્ણુતાનો ભાવ હતો. અહીં આલેખાતું કુત્સિત જગત કવિઓની કુંઠિત મનોવૃત્તિઓનું પ્રતિબિંબ છે. કવિતામાં બૃહદ પ્રતીકો અને નવી નવી સિચ્યુએશન્સનું સર્જન એ પણ આજના કવિનું પ્રદાન છે. માનવજાતિની જીર્ણ દેખાતી ઈમારતના કેટલાક અજાણ્યા ખૂણાઓમાં, સદંતર બંધ રહેલ ભોંયરાઓમાં વિશ્રામ કરવાની એમની બેફિકર રીતભાત મોહક હોય છે. અહીં પ્રણય એટલે સ્થૂલ શરીરસંબંધ અને વિપ્રલંભ એટલે અતૃપ્ત જાતીય વૃત્તિઓ: પ્રતીકરચનાના સહારે બની શકે એટલા નાવીન્ય સાથે કંઈક આવું કહેવામાં આવે છે. કોઈ વાર ગુહ્ય શબ્દપ્રયોગો નીડરતાપૂર્વક વપરાય છે, ત્યાં 'અવજ્ઞા પરમો ધર્મ' એ સિવાય બીજું લક્ષ્ય દેખાતું નથી, અનિવાર્ય આવશ્યકતા ન હોય તો પણ કેટલુંક નિરાવરણ કહેવામાં સંતોષ માનવાની ફેશન વધતી જાય છે. મોટા ભાગનાએ ગર્ભાશયના એક્સ-રે લીધા છે. અવગણના અને નિરાશાને પ્રેમપૂર્વક ભોગવવા જતાં અશ્રદ્ધા જન્મે છે. અને અશ્રદ્ધાના દરબારમાં સંગતઅસંગત કે ઉચિતઅનુચિતનો ભેદ નથી. અતૃપ્ત કામનાઓને કવિતામાં વ્યક્ત કરીને સંતોષવાનો એમનો એકરાર અને કવિતાના પાઠકની ચોખલિયાવૃત્તિ દૂર કરવા માટેનો એમનો સજગ પરમાર્થ નોંધપાત્ર છે. કોરી ભાવુકતા અને અબોધ મુગ્ધતાના રેશમી વાઘા એમણે ઉતારીને ફેંકી દીધા છે. એક લાગણીને માંસલ પ્રતીકમાં પૂરીને પછી એનું ઓપરેશન કરે છે તેમાં બારીક હકીકતોનું એમનું રેખાબદ્ધ આલેખન દાદ માગી લે તેવું હોય છે. શેખ વિસંગત મૂર્ત આધારોથી અમૂર્તને પ્રત્યક્ષ કરે છે તેમાં એમની યોજનાશક્તિના

વિશેષનો પરિચય થાય છે. કદાચ 'ચિત્રકાર તરીકે તો તે ચિત્રકલા કરતાં કવિતામાં મોટા હશે. પ્રાસન્નેયમાં વિચારનું તારતમ્ય હોય છે અને કૃતિમાં અન્વિતિનો નિર્વાહ હોય છે. કોઈ વાર કલ્પિત પાત્ર સાથે જૂની ઓળખ હોય એ રીતે વાત કરવાની આ કવિઓની આદત ખૂબસૂરત લાગે છે. આ નવીન સંબોધનપદ્ધતિ વાસ્તવિકતાનો આભાસ સર્જી શકે છે. જનભાષામાંથી કવિતાની ભાષા વીણી લેવા માટે કેટલાક જાગૃત છે. શેખ, પ્રાસન્નેય, રાધેશ્યામ ભારે અધ્યવસાયી છે. અત્યારે તો અકળામણ અને ઉશ્કેરાટની આબોહવામાં જીવે છે પણ એમના શોધેલા માર્ગે ઘણા જશે એમાં શંકા નથી. હમણાં વધેલી સંખ્યામાંથી આશ્વાસનપૂરતો કેટલાકનો ઉલ્લેખ કરી શકાય: સિતાંશુ, આદિલ, શ્રીકાન્ત, ચિનુ, જયંત, દિલીપ, લાભશંકર, મનહર, પ્રબોધ, પ્રિયકાન્ત

o

આ અછાંદસ રચનાઓમાંથી નીપજતી નવીનતા ફક્ત વૈચિત્ર્યવૃત્તિને પોષે છે કે તે આધુનિકતાનો પર્યાય બની શકે તેમ છે? પોતાના જમાનાને આ કવિઓ સમજે છે? યુગચેતનાનાં સ્પંદન ઝીલવામાં સ્વાતંત્ર્યોત્તર કવિઓમાં ઉમાશંકર પછી નિરંજન અને પ્રિયકાન્ત ઠીક સફળ થતા લાગે છે. પણ આ અછાંદસકારોમાં યુગબોધ ગ્રહણ કરવાનું સામર્થ્ય નથી અથવા એમણે કવિતાને સમષ્ટિના સંદર્ભથી વિખૂટી પાડી છે. પોતાના યુગની વાસ્તવિકતાથી વાકેફ થયા વિના આધુનિકતાનો તાગ નહીં મળે. આ બાબતે પોતાના સંરક્ષક સુરેશ હ. જોષીને આ કવિઓ સમજી શક્યા નથી. યુગસત્યને પામવાની તત્પરતા એ સુરેશ જોષીની એક વિશેષતા છે. વ્યાવહારિક જગત સામે પરપીડક (sadist) બનવાની હદ સુધી આ કવિ વિદ્રોહી લાગશે. કારણ કે અનેક વિડંબનાઓ વચ્ચે પોતાને ન ફાવતી દુનિયામાં એ જીવે છે. સંદિગ્ધતા અને વિમાસણના જમાનામાં પણ આ કવિ અનાસ્થાનાં આધાર પર ઊભો નથી. પોતાના,

કલાના અને જગતના અસ્તિત્વની સાર્થકતા સમજવા એ મથે છે. મૂલ્યરહિત સીમાઓને તોડીને માનવસંવેદનાઓને વિસ્તારવી એ સુરેશ જોષીનું લક્ષ્ય લાગે છે. આજ સુધી ઉપેક્ષિત રહેલી અને આ યુગમાં નવે રૂપે જાગેલી વેદનાઓને એમણે શબ્દસ્થ કરી છે. સૃષ્ટિ અને શૂન્યના અંતરાલમાં દબાઈ ગએલા જગતને ભાવાન્વિત કરીને ગુજરાતી પાઠકની નજરે પ્રતિષ્ઠિત કરવા માટે એમણે અછાંદસ માધ્યમ સ્વીકાર્યું છે. કવિતાના બહિરંગમાં વળાંક આણવાનું એમનું દષ્ટિબિંદુ સાર્થક છે. એમનામાં નવીનતાની સાથે તાજગી પણ છે. કવિતામાં અપ્રસ્તુત સાધનસંપત્તિ વાપરવાનો મોહ એ છોડી શકે છે અને એમણે પ્રયોજેલા કાકુ અભિપ્રેત અર્થને પ્રેષણીય–અવગમનક્ષમ બનાવવામાં કામયાબ નીવડે તેવા હોય છે. અઘરી હોવા છતાં પોતાના મોટાભાગના અનુગામીઓની જેમ એમની કવિતા અસ્પષ્ટ નથી. હા, એમના ભાવજગત પર અહંનું આધિપત્ય છે, બૃહત્તર વિશ્વ સાથે એમના અહંનું વિલયન સધાતું નથી અને એમનું મૌગ્ધ્ય આયાત છે. માટે ભાગે એ કવિતાને નકશા હુકમ પ્રમાણે રચાતી ઇમારત સમજતા હોય તેવું લાગે છે.

o

અછાંદસ રચનાઓ અને વાચક વચ્ચે અંતર વધતું જાય છે, અહીં સેતુબંધ બનવાનું કાર્ય વિવેચનનું છે. એ સહાનુભૂતિપૂર્ણ ન હોય તો ચાલશે પણ પૂર્વગ્રહરહિત વિવેચન આ રચનાઓને મળવું જોઇએ. આજે તો એવું લાગે છે કે આ પ્રવૃત્તિ પૂરી થાય ત્યાં સુધી કદાચ વિવેચકો ધીરજ રાખશે.

ઉશનસ્

# શુદ્ધ કવિતાની વિભાવના

શુદ્ધ કવિતાનો પ્રશ્ન આપણી આધુનિક વિવેચનામાં મોખરે આવતો જણાય છે. નાના મોટા કાવ્યરસિકોના મંડળોમાં 'શુદ્ધ કવિતા' એ શબ્દ ચર્ચા દરમિયાન અવશ્ય સાંભળાશે, જાણે કે શુદ્ધ કવિતાની એક નવી ભૂખ ઊપડતી હોય એમ લાગે છે. પણ આ રુચિ ને ભૂખ શું કેવળ આધુનિક છે? આમ તો કાવ્યમાં 'અનાત્મનો પ્રવેશ' એ સર્વદા ને સર્વત્ર જાગ્રત વિવેચનાની તકેદારીનો પ્રાણપ્રશ્ન રહ્યો જ છે, તો શુદ્ધ કવિતા વિશે આપણે આજે આટલા સચિંત ને અભિમુખ કેમ છીએ? વિચારીએ.

જ્યારે જ્યારે જમાનો કરવટ બદલે છે, ને સમયના એ તબક્કે યુગધર તરીકે કોઈ સમાજસુધારક કે શિક્ષક હોય છે ત્યારે નવી વિચારણાના બળો છૂટા મૂકવામાં આવે છે. જીવનઘડતરના કાર્યક્રમ રજૂ કરવામાં આવે છે, અને જીવનવિધાન ઉન્નીકરણ, શુદ્ધીકરણ વગેરેના લખાણોમાં પૂર આવે છે, અને મોટે ભાગે આવા શિક્ષકના લખાણો નિબંધો રૂપે પ્રગટે છે ને પ્રજાહૃદય ઉપર વ્યાપક અસર પહોંચાડે છે. આવા સંજોગોમાં શુદ્ધ કવિતાની વિભાવના જોખમાયા વિના રહેતી નથી. આપણે ત્યાં તો આમ ખાસ બન્યું છે. આપણી નવીન કવિતાનો ઊગમકાળ, તે જ ગદ્યનો ને નિબંધો

ઊર્મિકાળ છે. આપણી નવીન કવિતા સમાજસુધારાનાં બળો વચ્ચે પ્રગટી છે. આમ તે ગદ્ય, નિબંધ અને સમાજસુધારણાનાં વિચારબળોની સહજન્મા છે.

આપણી નવીન કવિતાના જે મુખ્ય ત્રણ પેટાયુગો પાડ્યા છે તે ત્રણેયમાં કોક ને કોક રીતે શિક્ષકો જ – નર્મદ, ગોમાત્રિ, ગાંધીજી જેવા જીવનશિક્ષકો જ – યુગંધર રહ્યા છે. પરિણામ સ્વાભાવિક રીતે જ જીવનવિધાયક વાદપરાયણ કવિતામાં આવ્યું છે. જીવનસુધારો જ કવિતાનો મુખ્ય આદર્શ રહ્યો છે. કવિતા નામની પ્રવૃત્તિના પૂરમાં પુષ્કળ અકાવ્યનો કાંપ દેખાય છે. નર્મદ–ગોમાત્રિ–ગાંધીજીના યુગોનાં ત્રણ ત્રણ ગળણે જે ગળાતી એ હવે કંઈક શરદની નિર્મળતા ધારણ કરે છે. આ વાદની વિચારણાને ટાળેગાળે એવી સાવધાન વિવેચનાનો અભાવ પણ આ પરિણામ માટે ઓછો જવાબદાર નથી. દા. ત. એક પ્રેમની લાગણી નર્મદમાં જ્વરજલ્પ જેવી – તે સુધરી નાનાલાલમાં સુત્રનાં પાટિયાં લટકાવતી, ને છેક ગાંધીયુગમાં કંઈ સ્વચ્છ કવિતાઇ બની છે, જો કે એમાંય હજી નાનાલાલી તારવણી, સારાંશ, જીવનમાં સમાન્તર રેખા ખેંચતી પરિશિષ્ટ જેવાં લક્ષણો નથી એમ નથી. બળવંતરાય ઠાકોરે પ્રથમ વાર નવી કવિતાનો, કલાનો, આગ્રહ સર્જનવિવેચન દ્વારા કર્યો છે એમ કહેવું જોઇએ. છેક હમણાં વીતેલો ગાંધીયુગ નર્મદયુગની જ સુધરેલી આવૃત્તિ જેવો છે; એમાં પંડિતયુગનો લાભ લઈને જ અલબત્ત, વળી પાછી સમાજાભિમુખતા ને વાદાધીનતા ખૂબ વધી ગઇ છે. બળવંતરાય ઠાકોરે એક રીતે કવિતાની શુદ્ધિનો આગ્રહ રાખ્યો છે, તો બીજી રીતે એમણે કવિતાને કડક શિસ્તની દીક્ષા પણ આપી છે ને એ દીક્ષાપ્રવૃત્તિ દરમિયાન ગાંધીવાદ-સમાજવાદ–સામ્યવાદની વિચારણાનાં સૂક્ષ્મ તો સૂક્ષ્મ પણ નિબંધાત્મક વલણો આપણી ગાંધીયુગની કવિતામાં આવ્યા વિના રહ્યાં નથી. ઉમાશંકરે

આપણી ગાંધીયુગની કવિતાપ્રવૃત્તિને વિષય પરત્વે ગાંધીજીને અને અભિવ્યક્તિ પરત્વે બળવંતરાય ઠાકોરને અનુસરતી ગણાવી છે એટલું જ નહીં, એમણે એ બંનેને અનુક્રમે જીવન અને કવનમાં આકર્ષવી કનાર પણ કહ્યા જ છે

આમ છેક ગઈ કાલ સુધી, નીચેના ગાંધીપ્રભાવિત કવિઓ સુધી કાવ્યપ્રવૃત્તિ ઉપર વાદપરાયણતાની બોલબાલા રહી છે, એટલે જ તો આજનો નવો વિવેચક નાનાલાલ સમેત ઘણા કવિઓનું પુનર્મૂલ્યાંકન માગે છે એટલે જ તો તે આપણા સ્વીકાર સંગ્રહોને જે પુણ્ય અકાવ્યનો મેદ ચડ્યો છે તે ઉતારી તેની તનુકડી આવૃત્તિઓની માગણી કરતો થયો છે. એટલે જ તો લાંબી કૃતિને આજે વહેમથી જોવામાં આવે છે, અને જરા નાનકડી સોનેટ-ગીત જેવી કૃતિઓમાં પણ અપ્રસ્તુત માનીને ઝટ પકડી પાડવામાં આવે છે આપણી આજની જાગૃત વિવેચનાને ગાંધીયુગની કવિતામાં કુંદનજોગી બીજી હલકી ધાતુનો ભેગ જોવા મળ્યો છે, એકંદરે આપણી ગઈ કાલ સુધીની કવિતામાં પંખીકંઠની સુસ્વનતા કે સુરાવટ નથી, શંખધ્વનિની ભુંગળી દેખાય છે પણ વાસળીનો સૂર સંભળાતો નથી. નવી વિવેચનાની ઘ્રાણેન્દ્રિયને ગઈ કાલની પ્રેરક ઉદ્બોધક કવિતામાં બોધકતાની ગંધ આવે છે આપણા નાનાલાલ આદિ, સુન્દરમ્ ઉમાશંકર સમેત મોટા કવિઓમાં પણ પ્રતિભાના સર્જકદ્રવમાં વાદની ધાતુ પૂરેપૂરી ઓગળી ગઈ નથી ગાંધીયુગનો કોઈ પણ પ્રતિનિધિરૂપ સંગ્રહ જોતાં આ વાત જણાઈ આવશે આ જાગૃત વિવેચન એ જ ખરી રસેન્દ્રિયની refinery છે આમ શુદ્ધ કવિતાલક્ષી સર્જન અને વિવેચન અનુગાંધીયુગમાં ખાસ કરીને વિકસતાં દેખાય છે. આ ચોથો યુગ એ જ કાવ્યના શુદ્ધીકરણની ચોથી ચાળણી છે. અને આ ગાળાના સંજોગો પણ એવા અનુકૂળ છે કે આમ થયા વિના રહે નહીં કવિતાપ્રવાસનો આ ચોથો વળાંક ખરેખર વિશિષ્ટ

છે: મધ્યયુગના ઈશ્વરને આપણે નર્મદયુગમાં શુદ્ધ કર્યો, શુદ્ધ શકિત અને સત્ત્વરૂપે સ્વીકાર્યો અને મનુષ્યને સકલ પ્રવૃત્તિના કેન્દ્રમાં સ્થાપ્યો ને એનું એક માનવી લેખે સ્વતંત્ર ગૌરવ કર્યું; સાક્ષરયુગે એ ઈશ્વરની ભાવના, એ માનવની કલ્પના ગોવર્ધનરામ ને નાનાલાલની કૃતિઓમાં ઉચ્ચતમ કક્ષાએ પહોંચાડી, આ આદર્શ ભાવનાપરાયણયુગે આ પુનરુત્થાનના બીજા ઉપક્રમે માનવીને ઈશ્વરના પાટવી વારસ તરીકે લગભગ સ્થાપ્યો, જીવનમાંગલ્યની વિધાયક શ્રદ્ધા પ્રગટ કરી, આવતી કાલનાં મોહક સ્વપ્નો–રોમેન્ટિક સ્વપ્નો દર્શાવ્યાં; ગાંધીયુગમાં તો એવો એક માનવી જ આપણી વચ્ચે માનવતાનો, દિવ્યતાનો પેગામ લઈને જીવ્યો, આપણે સર્વોદય, રામરાજ્ય, કલ્યાણરાજ્ય, સામ્ય, બંધુતા, સ્વાતંત્ર્ય વગેરે શબ્દોનો જાદૂ અનુભવ્યો, ને માનવની સામાજિક શકિતએ ઉચ્ચતમ પ્રકર્ષ અનુભવ્યો; પણ પછી તો ગાંધીજીનું જ ખૂન થયું; બબ્બે વિશ્વયુદ્ધો થયાં, વિજ્ઞાન, ટેકનોલોજીએ વિશ્વના કેન્દ્રસ્થાનેથી ઈશ્વરને દૂર કર્યો ને માનવ માનવ વચ્ચેની એકતાનો કોઈ પાયો રહ્યો નહીં, માનવી એકાકી હતાશ વિજનતામાં કાં તો ઉન્મત્ત બર્બર રૂપે અથવા હતાશ ચિંતક રૂપે ગ્લાનિ પામ્યો, સંસ્કૃતિ ઉપર પ્રકૃતિનાં બળોએ વિજય મેળવ્યો ને આપણે એક નવી બર્બર અરાજકતામાં પુનઃ મુકાઈ ગયાં – આ બધું સોદોઢસો વર્ષના ટૂંકા ગાળામાંજ બન્યું છે! એટલે આજનો અનુગાંધીયુગનો સર્જકકવિ બધા વાદોથી ઉદ્વિગ્ન ને અશ્રદ્ધ છે. એને કોઈ વાદમાં શ્રદ્ધા નથી. એને ઈશ્વરમાં, ધર્મમાં, વિજ્ઞાનમાં કોઈ અંતિમ મંગલતાની શ્રદ્ધા નથી. એ એક રીતે બુદ્ધ જેવો ક્ષણવાદી કારુણિક (જો એને વાદ કહી શકાય તો) અને ચાર્વાક જેવો મિથ્યાવાદી ભોકતા બની ગયો છે. આમ આજનો કવિ કાં તો ગઈ કાલની અતિવાદપરાયણતાના પ્રત્યાઘાતે અને આજની કેવળ નિર્ભ્રાન્ત વાદવિહીન મનોભૂમિકાએ કેવળ કવિતાકલાના શુદ્ધવાદ ઉપર આવીને

ઊભો છે. આ નિર્ભ્રાન્તિ, અનાસ્થા, હતાશાની સાથે એક સરસ પરિણામ પણ નીપજી આવ્યું છે.

ઠાકોર પછી વિષ્ણુપ્રસાદ, ઉમાશંકર, સુરેશ જોષી ને નિરંજન જેવાની જાગૃત વિવેચનાએ અકાવ્યને કોઈ પણ લેબાશમાં પકડાયું છે. ગાંધીયુગની કવિતાને પણ તીવ્ર ઘ્રાણથી ફરી સૂંઘી જોઈ છે, અને વાદગ્રસ્ત કવિતામાં વિવાદગ્રસ્તતા પણ જોઈ છે. બળવંતરાય ઠાકોરના અર્થપ્રધાનવાદને, વસ્તુપ્રધાનવાદને તથા કડક શિસ્તને પણ પડકારવામાં આવ્યાં છે. સમાજાભિમુખતાને સ્થાને સૌન્દર્યદેવતાનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે. 'વાસ્તવની કવિતા નહીં, પણ કવિતાનું વાસ્તવ જોઈએ,' એવી માગણી થવા લાગી છે. કવિતાકલા કોઈ વાદની દાસી કે ઉપજીવિની પ્રવૃત્તિ નથી, એ એક સ્વતંત્ર અનન્યપરતંત્ર સૃષ્ટિ છે, એ એક આગવું અસ્તિત્વ છે, મૂલ્ય છે એવું ગૌરવ કરવામાં આવ્યું છે. બળવંતરાય ઠાકોરે એને સંગીતથી સ્વતંત્ર કરી, હવે એને વસ્તુ ને વાદ તમામથી સ્વતંત્ર કરી દેવામાં આવી છે. ત્રીશી પછીના એક સુકવિની સુકૃતિ 'બારીબહાર'ની પ્રસ્તાવનામાં છેક ૧૯૪૦માં ઉમાશંકરે આ શુદ્ધ કવિતાનો સત્તાવાર પુરસ્કાર કર્યો છે. એ આખી પ્રસ્તાવના 'શુદ્ધ કવિતા'ની મેગ્ના ચાર્ટા જેવી બની છે. તેઓ લખે છે: 'શ્રી. પ્રહ્લાદ પારેખ અને બીજા નવીનતર કવિઓ એવા સમયે આવ્યા છે કે ..એમણે ભાવની નિર્ભરતા ઉપર, રસની ગહનતા ઉપર જ આધાર રાખવાનો રહે છે... જેમને હું નવીનતર કવિઓ કહું છું તેમનું લક્ષણ મને અવશ્ય એ લાગે છે કે તેઓ આગળનાઓ કરતાં સવિશેષપણે સૌન્દર્યાભિમુખ છે.' મમ્મટે ગણાવેલાં કાવ્યનાં તમામ ગૌણ પ્રયોજનોને નવી વિવેચનાએ રદ કર્યાં છે ને ચરમપરમ सकलप्रयोजनमौलिभूत आनन्दने જ કવિતાના એકમેવ હેતુ તરીકે સ્વીકાર્યો છે.

હવે કોઈ જવાબદાર સામાજિક વ્યક્તિ નથી. પણ નર્યો

musicmaker છે ! એને સમાજના કોઈ બળતા પ્રશ્નો નિરૂપવા સમીક્ષવા નથી પણ લાગણીને ઉપસાવી ઉપસાવી રૂપોમાં, આકૃતિઓમાં કંડારવી છે. હવેની કવિતા ઠાકોર-ગાંધી બન્નેના ખભેથી ઊતરી ગઈ છે. ને એ રીતે એ મેદાનની મટી પણ ગઈ છે. ખાનગી થઈ ગઈ છે. એટલે કે માર્ક્સની મટી, ફ્રોઈડની બની ગઈ છે. આ શુદ્ધ કવિતાના આગ્રહે શુદ્ધ અગેય પ્રવાહી પદ્યનો પણ આગ્રહ છોડી દીધો છે અને એથી ઊલટું છંદોલયના માદક કેફનો આગ્રહ સેવ્યો છે. ઘૂંટાયેલા મધુર છંદો – મધુર બાનીના આગ્રહે ઠાકોરી ઓજસનો પણ ત્યાગ કર્યો છે. તોડફોડને બદલે રૂપની માવજત, અર્થપ્રાધાન્યને બદલે ઊર્મિપ્રાધાન્ય, અગેયતાને બદલે સંગીતથી જુદું પણ છંદોલયનું લોલન કવિની શક્તિના નવા ગજ બન્યા છે. આત્મા ને રસની આભાસી પદાવલીને બદલે ઇન્દ્રિયગ્રાહ્યતા – ભોગ્યતાનો આથી આગ્રહ વધ્યો છે. નવા કવિઓને જાણે જીર્ણ-પુરાણો ઇન્દ્રિયગ્રામ કશા કામનો લાગતો નથી. એમને જાણે નવી રસેન્દ્રિયો ફૂટી છે. હવે તેમની નવી ઇન્દ્રિય ધ્વનિનો ધ્વનિ, ગંધની ગંધ, સ્પર્શનો સ્પર્શ, વર્ણનો વર્ણ પકડી પાડે છે. એમની સર્જકતા હવે નવા ઐન્દ્રિય પદાર્થો સર્જી દે છે. જુદીજુદી ઇન્દ્રિયોના પદાર્થોની અનુભૂતિના સંકર તથા સંસૃષ્ટિ રચે છે. સર્જકતા નવી ધરુ રોપે છે – ને નવી કલમો કરી એક નવો જ ઐન્દ્રિય પદાર્થ ઊભો કરે છે. ઉમાશંકરે આ પ્રક્રિયા માટે ઇન્દ્રિયવ્યત્યય શબ્દ વાપર્યો છે. શબ્દશક્તિને નવેસર કસવામાં આવી છે. રસાત્મક વાક્યનાં તમામ ઘટક તત્ત્વોની માવજત વધી છે. કાવ્યમાં કશાની ઉપેક્ષા થઈ શકે જ નહીં એમ મનાયું છે. વાક્યવિન્યાસ, શબ્દવિન્યાસ, વર્ણવિન્યાસ, વર્ણોનું ધ્વનિમૂલ્ય – sound-value – બધાંની કાળજી વધી, soundથી જ sense – ધ્વનિથી જ ધ્વનિ સુધી

પહોંચવાનો ઉપક્રમ સ્વીકારવામાં આવ્યો છે. શબ્દશક્તિને આમ તળે ઉપર કરીને ઘડવામાં આવે છે ને અનુગાંધીયુગની કવિતાપ્રવૃત્તિનું મહત્ત્વનું લક્ષણ લેખાવું જોઈએ.

બીજી બાજુ કવિતા એક રહસ્યમય જાદુઈ પ્રકટીકરણ છે એવું સ્વીકારાતાં એ એક અભાન-અર્ધભાન-સમાધિઅવસ્થાની સ્વપ્નોપમ પ્રવૃત્તિ છે એમ સ્વીકારાયું છે. આથી એ એક શુદ્ધ પ્રેરણોત્થ પ્રવૃત્તિરૂપે વિકસવા માંડે છે. કવિતા લખાતી નથી, ઝિલાય છે; એને આત્માના ગહનતમ ઉચ્ચાર-ઉદ્ગારરૂપે જ પ્રગટ થવા દેવી જોઈએ એમાં કશું કરવાપણું નથી, રાહ જોવાની છે, ને માધ્યમ કે વાહન માત્ર રૂપે કવિએ વર્તવાનું છે આવી માન્યતાને પરિણામે લાંબાં વસ્તુપ્રધાન કાવ્યો ઘટતાં ગયાં છે. શુદ્ધ કવિતા લાંબી હોઈ શકે જ નહીં એવી માન્યતા સાથે ફરી આપણે રમણભાઈની વ્યાખ્યા ઉપર આવીને ઊભા રહ્યા છીએ. આપણે જેને શુદ્ધ કવિતા કહીએ છીએ એને જ લગભગ રમણભાઈએ 'રાગધ્વનિકાવ્ય' કહ્યું છે. અંતઃક્ષોભ, ઊર્મિપ્રાધાન્ય, લાઘવ, સ્વાનુભવ-રસિકતા – આ બધાં સમાન ઘટકતત્ત્વો બન્નેમાં છે.

કાવ્યની શુદ્ધિનો આગ્રહ ખોટો નથી, બલકે લાભદાયી છે; જ્યાં એનું આપણે ત્યાં જે પ્રત્યક્ષ પરિણામ આવ્યું છે તે આપણને સાવધાન કરી મૂકે તેવું છે. રમણભાઈની વ્યાખ્યાવિવેચના પછી મર્યાદાઓ વર્તાઈ તેથી આનંદશંકર, ઠાકોર, રામનારાયણ ને વિષ્ણુપ્રસાદે તેને વિકસાવીને સંપૂર્ણ કરી છે. તેમણે જીવન જેટલા પરિમાણવાળી બૃહદ્ પ્રવૃત્તિ રૂપે, સમસ્તચેતનાના સમવાયી અર્ક રૂપે, આત્માની કલા રૂપે કવિતાને પ્રતિષ્ઠિત કરી છે તેનો પુનઃસંકોચ કરવો ઠીક છે? કાવ્યની વ્યાખ્યા વિકસી શકે એટલી આનંદશંકરની વિવેચનામાં વિકસી છે. એ કશાનીય વિરોધી નથી; પણ બધાનું આકલનસંકલન કરનારી પ્રવૃત્તિ છે. એ કોઈ વાદનો નિષેધ

કરતી નથી. એને કશાની સૂગ નથી, તે સમસ્તનો સ્વીકાર કરે છે. કવિતાની વિરોધી પ્રવૃત્તિ – impurities હોય તો તે વાદ પોતે નથી, વાદની પ્રચારાત્મક કે પ્રગટ સારાંશવાદી બોધકતા છે. બધા જ વાદની ધાતુને સર્જકભઠ્ઠીનું ઉત્કલનબિંદુ ઓગાળી રસાયન બનાવી દઈ શકે છે. જોઈએ છે એવી સર્જકપ્રતિભાની જલતી ભઠ્ઠી. સુ-કવિતાના આગ્રહમાં મહાન કવિતાનો રખે અનાદર થાય એ તકેદારીનું કામ પણ આધુનિક વિવેચનાએ કરવાનું છે. કવિએ જીવનને અર્ધરૂપે જ ગાવાનું નથી પરંતુ એણે whole manને, અખિલ માનવને સર્વતોભદ્ર રીતે બાથમાં લેવાનો છે. પૂર્વપશ્ચિમે મહાન કવિતાનો ઊભો કરેલો આ મહાન પરિણામજનક આદર્શ એકાએક રદબાતલ કરવાનો કે ટૂંપાવવાનો નથી, ઝાકળનું શુદ્ધ જલ ભલે માણવામાં આવે પણ પૂર કે ભરતીનાં મહાજલોની ઉપેક્ષા ન ઘટે. આપણે પ્રાણવાયુ પર જ જીવતા નથી, હવા ઉપર જીવીએ છીએ. નહીં તો એમ બને કે કવિતાને ઓક્સિજન પર જીવવું પડે. મહાન પ્રાચીનોએ કરેલી કડક શરતોવાળી કાવ્યની વ્યાખ્યાને નવીનોએ આહ્વાન રૂપે ઉપાડી લેવી જોઈએ. એ શરતોની આપણી અશક્તિને ધોરણે ઉપેક્ષા તો ન જ કરી શકાય. નહીં તો મહાકાવ્ય કે પદ્યનાટક નહીં જન્મે. બધી કાવ્યશક્તિનો નિચોડ નાટક છે. नाटकान्तं कवित्वं–poetry culminates into drama–એ બિંદુ સુધી જવાપણું જ નહીં રહે, ને કાવ્યસરસ્વતી ક્યાંક અંતરિયાળ રણમાં જ લુપ્ત થઈ જશે.

આપણે શુદ્ધ કાવ્યને ધોરણે યથાશક્તિ મહાકાવ્ય–નાટક સાથે સફળતાપૂર્વક કામ પાડી બતાવવું જોઈએ, તો જ કવિતા કૃતકૃત્ય થશે. શુદ્ધ કવિતામાં સર્જકો સદાય પોતાની સાથે આનંદશંકર ધ્રુવની કાવ્યની મહાન વ્યાખ્યા રાખે એ વાત એકંદરે કવિના પોતાના ને કવિતાના લાભપક્ષે નહીં છે, તો કવિતા બીજા છેડે જતી નરી ફીકી જીવનદ્રવવિહોણી એનિમિક–તનુતુચ્છ થઈ જવાનો ભય ઊભો જ છે.

ભોળાભાઇ પટેલ

# શુદ્ધ કવિતા

૧.

શુદ્ધ કવિતાની ચર્ચા આપણે ત્યાં નવી છે. ફ્રેન્ચ સાહિત્યજગતમાં ૧૯૨૫ની આસપાસ શુદ્ધ કવિતાની ચર્ચા જોરશોરથી શરૂ થઇ હતી. શુદ્ધ કવિતા ( poesie pure ) આ બે શબ્દોનો ઉપયોગ પોલ વાલેરીએ પોતાના એક સમકાલીન ફ્રેન્ચ કવિના કાવ્યસંગ્રહની ભૂમિકામાં સૌથી પહેલો કર્યો. એ લખતી વખતે તે કવિચિંતકને ખ્યાલ પણ નહોતો કે સાહિત્યજગતમાં આ બે શબ્દો આટલો ઉત્પાત મચાવશે. એડગર પો દ્વારા પ્રવર્તિત 'કવિતાને કવિતા સિવાયના તમામ તત્ત્વોથી હંમેશને માટે મુક્ત કરવાના'–( to isolate poetry once for all from every other essence than itself) સિદ્ધાંતને નવાજી તથા બોદલેરની કવિતામાં આ સિદ્ધાંતને મૂર્તિમંત થયેલો જોઇ વાલેરીએ તેની પ્રશંસા કરી હતી. જો કે છેક ૧૮૭૧માં વર્લેને બોદલેરની કવિતાને 'અલૌકિક શુદ્ધતાસમ્પન્ન' કહી હતી અને ૧૮૯૧માં 'બોદલેર અને વર્લેનની જેમ જે કવિતા નથી તેમાંથી કવિતાને મુક્ત કરવાનો' આદર્શ રાખીને યેટ્સ વગેરેએ લંડનમાં રાઇમર્સ ક્લબ ( Rhymers' club )ની સ્થાપના કરી હતી. સંક્ષેપમાં એમ કહી શકાય કે એડગર પોથી કવિતામાં શુદ્ધિનો આગ્રહ સેવાવા માંડ્યો અને

બોદલેર, વર્લેન, માલાર્મેની કવિતામાં આ આદર્શ મૂર્તિમંત થયો અને યેટ્સ આદિ કવિઓ દ્વારા અંગ્રેજી કવિતામાં પણ આ પ્રમાણેની શુદ્ધિ લાવવાનો પ્રયત્ન થયો.

વાલેરીની આ ભૂમિકા પછી હૅારી બ્રેમૉ નામના ઇતિહાસવિદ્ અને સાહિત્યવિવેચકે ફ્રેન્ચ એકેડમી આગળ la poesie pure પર એક પ્રવચન આપ્યું. અલબત્ત તેની માન્યતાઓ જુદા પ્રકારની છે. તે કવિને christian mystic તરીકે જાણે જુએ છે અને શુદ્ધ કવિતા silent mystical contemplationની ભૂમિકાએ પહોંચાડે છે તેમ તે કહે છે. ફ્રેન્ચ પ્રતીકવાદી કવિઓની જેમ એણે પણ કવિતામાં સંગીતના ઉપયોગ પર ભાર મૂકીને કહ્યું કે pure poetry is simply verbal music.

માલાર્મેનાં કાવ્યોને અંગ્રેજી અવતાર આપનાર રોજર ફ્રાયે માર્લામેની કવિતાની ચર્ચા કરતી વખતે શુદ્ધ કવિતા વિષે ચર્ચા કરતાં word-image complex અને melody આ બન્નેનું આ પ્રકારની કવિતામાં રાસાયણિક સંયોજન થયું હોવું જોઇએ તેમ કહ્યું છે.

૨.

'શુદ્ધ કવિતા' એમ કહીએ છીએ ત્યારે કવિતામાં આવી જતી અશુદ્ધિઓનો પહેલો ખ્યાલ આવે છે. સામાન્ય રીતે તો એવું લાગે કે કવિતામાંથી આ અશુદ્ધિઓને ગાળી નાખીએ તો શુદ્ધ કવિતા સર્જાય. ખરું છે, પણ એટલું જ પર્યાપ્ત નથી. કવિએ બીજું ઘણું સિદ્ધ કરવાનું રહે છે. અને તેમ કર્યા પછી પણ જો સાચા અર્થમાં શુદ્ધ કવિતા રચાઇ જાય તો તે કવિ કૃતાર્થ થઇ જાય.

સામાન્ય લોકો (અને ક્યારેક તો વિદગ્ધ લોકો પણ) કવિતા

પાસેથી જાતજાતની આશા રાખતા હોય છે. કવિતાએ એવાં કામો કર્યાં પણ છે. કવિના પાસેથી એવું કામ લેનાર કવિ ન તો પોતાની જાતને કે ન તો કવિતાને વફાદાર હોય છે. કવિતાનું કામ માણસને સુધારવાનું નથી, ઓળખવાનું છે જગતને પલટી નાખવાનું નથી, તેનો અનુભવ કરાવવાનું છે. કવિતામાં નૈતિકતા નથી તેથી એ જીવનનો વિદ્રોહ કરનારી છે એમ માનનારા લોકો આપણે ત્યાં અને પશ્ચિમમાં પણ છે કવિના દ્વારા લોકકલ્યાણ થતું હોય તો ભલે થાય, કોઈનું જીવન પલટાઈ જતું હોય તો ભલે પલટાય પણ એ કવિનાનો ઉદ્દેશ નથી.

કવિતા ધર્મપ્રચારનુ મોટામા મોટુ શસ્ત્ર બની છે. ક્યારેક તેણે રાજકારણના દાસીપણા પણ કર્યાં છે નો કયારેક લોકોને નીતિમાન બનાવવા વડીલ તરીકેનો ભાગ ભજવ્યો છે, કયારેક વ્યર્થ પાંડિત્યના ભાર નીચે દબાઈ ચપટી પણ થઇ ગઈ છે તો કયારેક પોતાને unacknowledged legislator તરીકે ઘોષિત કરનારાઓને હાથે તેઓના 'સ્વ'ની વાહક બનીને રહી છે, અને કયારેક મોટક વાગ્મિના(rhetoric)ની જાળમાં અટવાઈ ગઇ છે.

અને તેથી અકવિતાતત્ત્વોથી કવિતાને મુક્ત કરવાનું આવશ્યક બન્યુ. કવિતા જ કવિતાનું ધ્યેય બને તેમ કેટલાક કવિઓને લાગ્યુ. કવિનામાં શુદ્ધિનો આગ્રહ અને અશુદ્ધિઓનો બહિષ્કાર જાહેર થયો. અનેક સાહિત્યિક આંદોલનોની જેમ ફ્રેન્ચ કવિઓ (જો કે અહીં એડગર પો ખ્યાલમાં છે જ) દ્વારા આ પ્રકારની કવિતાની ઉપાસના થવા માંડી.

૩.

કવિતા શબ્દની સૃષ્ટિ છે. માલાર્મેએ કહ્યુ છે કે કવિતા વિચારોથી નહિ શબ્દોથી સર્જાય છે-( poetry is made not with ideas,

but with words). અને ત્યાં જ તો કવિની અને ખાસ તો શુદ્ધિનો આગ્રહ સેવતા કવિની મોટી મુશ્કેલી છે. સહજ રીતે સર્જાઈ જાય, કોઈ અગમ્ય પ્રેરણાને બળે કાગળ પર પંક્તિઓ આપમેળે ઊતરતી જાય અને કવિ તો માત્ર વાહક બની રહે – આટલી સહેલી કવિતાની સાધના નથી. 'વૃક્ષને જે સહજતાથી પાદડાં ફૂટે તેટલી સહજતાથી કવિતા લખાવી જોઇએ' એમ ભલે કિટ્સે કહ્યું, પણ તેણે પોતે જ પોતાની અમુક રચનાઓ પર કેટકેટલી વાર રંદો ફેરવ્યો છે? કવિતા સહજ ભલે લાગવી જોઈએ પણ એ સહજ જન્મતી નથી. सम्यक् ज्ञातः सुप्रयुक्तः શબ્દ સહજ ક્યાં છે? આ મથામણ એલિયટે અનુભવી છે, કવિમાત્રએ અનુભવી છે. એલિયટ કહે છે કે કવિનું કાર્ય તો–'trying to learn to use words' છે.

શબ્દ અર્થાત્ ભાષા તો માણસને વારસામાં મળે છે. ભાષા લોકવ્યવહારનું ઘણું મોટું સાધન છે. કવિને પણ આ જ ભાષા વારસામાં મળે છે. કવિ કવિતામાં જ્યારે આ ભાષા દ્વારા કૈંક અભિવ્યક્ત કરવા મથે છે ત્યારે વ્યાવહારિક ભાષાની સીમા તેને નડે છે. કવિતા દ્વારા તે કૈંક માહિતી આપવા નથી માગતો. જે કવિઓ માત્ર માહિતી આપવા માગે છે તેમને તો તેથી ભાષાનો પ્રશ્ન નડતો જ નથી. પણ કવિ તો ભાષા દ્વારા જે કામ લેવા માગે છે તે માલાર્મેના શબ્દોમાં કહીએ તો – 'to pass from the world of concrete to the world of pure ideas' છે. એટલે કવિએ અભિવ્યક્તિની પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે ભારે મથવું પડે છે. વાલેરીએ આ મથામણ અનુભવી છે. તે કહે છે: Language is a common and practical element, it is therefore necessarily a crude instrument. So the poet's problem must be to draw from this practical

instrument the means to realize an essentially non practical work અને એ ભારે કામ છે.

કવિને પોતાની ભાષા ઘડવી પડે છે કોઈ પણ કવિની, સિદ્ધ અર્થ કવિની સ્તુતિ કરવી હોય તો વાલેરીએ માલાર્મે માટે વાપરેલા શબ્દો વાપરવા – 'This poet used a language as if he invented it'. તેથીજ્યારે કવિતાની ભાષા કવિના વ્યક્તિત્વની મુદ્રા ધારણ કરી શકતી નથી ત્યારે કવિ સંકેતોમાનો એક બની જાય છે, તે આગવો તરી આવતો નથી આપણે ત્યા ત્રીશીના કવિઓની કાવ્યબાનીની એટલી તો ચીલાચાલુ બની ગઈ કે અમુક શબ્દો તો બધા કવિઓમા એકસરખી રીતે મળી આવવાના, એટલું જ નહિ બધાના મરોડ પણ સરખા લાગે. આ મર્યાદા છે ને મર્યાદાને અતિક્રમી જવામા કવિની સિદ્ધિ રહેલી છે

માલાર્મેએ આ મર્યાદાને અતિક્રમી જવામા પોતાનો માર્ગ કરી લીધો છે એ વ્યંજનાનો આશ્રય લે છે. વળી સામાન્ય નામને બદલે ભાવવાચકનો ઉપયોગ કરે છે પાંખ( wings )ને સ્થાને ઉડ્ડયન (flight) સૂના મેદાન( empty landscape )ને સ્થાને માત્ર નિર્જનતા( solitude ) 'શ્વેત કાગળ'મા 'શ્વેતતા'ના વાગેવાગે એટલા વિચાર તે કરે છે કે માત્ર 'શ્વેતતા' લખે છે ત્યા તો કાગળ અદૃશ્ય થઈ જાય છે. તો વળી અન્યત્ર 'ખડક જેવું વાદળુ' (cloud like a rock) એમ કહેવાને બદલે 'કાળો ખડક' ( black rock )નો પ્રયોગ કરે છે.

પણ પ્રશ્ન એ થાય છે કે જો આમ જ ચાલ્યા કરે તો કવિની કવિતાને સમજશે કોણ? માલાર્મે અને તેના શ્રોતાઓ (હવે તો

પાડ્યો ) વચ્ચે તેની ચુંગીમાંથી નીકળતા ધુમ્રનું આચ્છાદન રહ્યા જ કર્યું છે. તેથી તેની કવિતાનો કોઈ ચોક્કસ અર્થ નથી અને તેનાં multiple interpretations થયા જ કરે છે. (માલાર્મેએ તેમ ઇચ્છ્યું પણ હતું.) આપણા આલંકારિકોએ તો ધ્વનિની ચર્ચા કરતી વખતે ગૂઢ વ્યંગ્ય અને અગૂઢ વ્યંગ્યની સૂક્ષ્મ ચર્ચાઓ કરી તેની સીમાનો નિર્દેશ કર્યો છે, તે અહીં ધ્યાનમાં રાખી શકાય.

વારુ. એક શબ્દ જ્યારે બોલાય છે ત્યારે તે એક કલ્પન (image) ઊભું કરે છે. બીજો શબ્દ તેની સાથે આવે છે ત્યારે બન્નેનું એક સંયુક્ત કલ્પન રચાય છે. અને આમ કવિ ideas through images વ્યક્ત કરતો જાય છે.

આગળ કહ્યું તેમ ભાષામાં રહેલી વ્યવહારુતાથી કવિ બચી શકતો નથી. અને જ્યાં આ વ્યવહારુતા આવી ત્યાં તરત જ કવિતામાં અશુદ્ધિનો પ્રશ્ન આવીને ઊભો જ રહેવાનો. તો પણ કવિને માટે તો નિરંજન ભગતે નિખિલ ભારત બંગ સાહિત્ય સમ્મેલનના તેત્રીસમા અધિવેશનમાં કવિસમ્મેલનના ઉદ્ઘાટન વખતે કહેલા શબ્દો ટાંકી શકાય. 'કવિનું વિશિષ્ટ કર્તવ્ય માલાર્મેના પ્રસિદ્ધ શબ્દોમાં છે 'જનસમુદાયના શબ્દોને શુદ્ધતર અર્થ અર્પવાનું'. કવિનો વિશેષ ધર્મ 'લોકબોલીની શુદ્ધિ' કરવાનો છે. શબ્દરૂપી રહસ્યની એ અનંત ખોજ કરે છે.'

૪.

પોતાના correspondences નામના સૉનેટમાં બોદલેરે કહ્યું છે કે શ્રુતિ, સ્પર્શ, દૃશ્ય, ગન્ધ આ બધા ઇન્દ્રિયબોધ interchangeable છે. કવિતાને અને ચિત્રકલાને, કવિતાને અને શિલ્પ-

સ્થાપત્યને, અને સંગીતને છૂટાછેડા નથી. ઊલટાનુ એમ કહેવું જોઈએ કે આ બધી લલિતકલાઓ એક બીજાની પૂરક બની શકે તેમ છે ખાસ કરીને કવિતામા સંગીતના તત્ત્વનો વધારે ઉપયોગ કરી કવિતાને પણ સંગીતની જેમ 'શુદ્ધતા'ની નજીક લાવી શકાય બોદલેરે પોતાની કવિતા દ્વારા કવિતા અને સંગીતના સુમેળનું દર્શન કરાવ્યુ છે વર્લેને કહ્યુ છે કે કવિતાનો ખરો ઉદ્દેશ તો તેનું શ્રવણ કરવામા છે, માત્ર કાગળ પર છપાયેલી જોવામા નથી. વાલેરીને તો speaking verseનુ તેનું લાગ્યુ હતું તેમ કહીએ તો ય ચાલે પણ આનો અર્થ એવો નથી કે કવિતામા શાસ્ત્રીય સંગીતના સ્વરોનું અવતરણ કરવાનુ છે પણ સંગીતમા એક વાતાવરણ ઊભુ કરવાની શક્તિ છે તેવી રીતે કવિતામા પણ તેના પાઠમાત્રથી (અર્થની વાત પછી) એમા રજૂ થતી લાગણીનો સ્પર્શ કરાવવાની શક્તિ હોવી જોઈએ અર્થાત્ અર્થને પામવાનુ માધ્યમ તે આ નાદમાધુર્ય (melody) છે. વાલેરીની કવિતા સંબંધી એક વિવેચકે જે કહ્યુ છે-the poems of Valery are addressed to the ear rather than to the eye'—તે આ પ્રકારની કવિતા લખવા ઇચ્છતા—કોઈ પણ કવિ માટે કહી શકાય તેટલી તે કવિની સિદ્ધિ હોવી ઘટે.

પ્રતીકી કાવ્યધારાના અને કવિતામા શુદ્ધિનો આગ્રહ સેવતા આ કવિઓમા એવા શબ્દોનો પ્રયોગ જોવામા આવે છે કે એક સાથે અનેક ઇન્દ્રિયબોધ જગાડી એક મનોરમ અનુભવ કરાવે છે.

કવિતામા synesthesiaના આ પ્રયોગો એક રસિક અભ્યાસનો વિષય બને તેમ છે કિટ્સ આદિ રોમેન્ટિક કવિઓ અને બોદલેર આદિ પ્રતીકી કવિઓમા આવા ઉદાહરણો અનેક મળશે.

અલબત્ત આ બધામાં શ્રુતિબોધને અને તેથી સંગીતને વધારે પ્રાધાન્ય આપ્યું છે કારણ કે સૌથી વધારે શુદ્ધ કલા છે.

૫.

આપણે 'શબ્દ' અને 'સંગીત' વિષે વાત કરી, અલગ અલગ. પણ કવિતામાં તો તેમની યુગપત સહસ્થિતિ હોવી જોઇએ. નાદમાધુર્ય દ્વારા જ કાવ્યાર્થને પામવાનો ઉપક્રમ રહેલો છે. શબ્દો અને તે દ્વારા રજૂ થતાં કલ્પન તથા નાદતત્ત્વ એ બન્નેની અવિભાજ્ય એકતા દ્વારા શુદ્ધ કવિતા સુધી પહોંચી શકાય.

કવિતાનું કાર્ય વિચારો સિદ્ધ કરવાનું નથી. કવિતાએ પોતે ઘાટ ધારણ કરવાનો છે. કવિ કયો વિષય લઇને કવિતા લખે છે તેમાં કવિતાનું મૂલ્ય નથી. કોઇ મોટો વિચાર કવિતા દ્વારા વ્યક્ત થાય તેમાં કવિતાની મહત્તા વધી જતી નથી. પણ જે આકાર સિદ્ધ થાય છે તે મહત્ત્વની વસ્તુ છે. આ બધું સહજ થઇ જતું નથી. ઉમાશંકર જોષીએ 'કવિતા એ સાહસ' છે એમ જે કહ્યું છે તેને પારમાર્થિક રૂપમાં ન લેતાં કવિએ કવિતા સિદ્ધ કરવાના જે ભગીરથ પુરુષાર્થ પર ભાર મૂકયો છે તે અર્થમાં જોવું જોઇએ. આપણે ત્યાં કવિતાના કેન્દ્રવર્તી અર્થને જાણવાની વૃત્તિ સવિશેષ છે. 'કવિ શું કહેવા માગે છે? કવિનો કવિતા લખવા પાછળનો મૂળ ઉદ્દેશ શો છે? કવિને કેમ કરતાં આ કવિતા સૂઝી? આવા બધા અવાન્તર પ્રશ્નો પૂછી પૂછીને કવિતાને પામવાનો પણ પૂરો ઉપક્રમ જોવામાં નથી આવતો.

આટલી ચર્ચાને અંતે પણ હજુ પ્રશ્ન તો ઊભો જ છે કે શુદ્ધ કવિતાની વિભાવના શી છે? શુદ્ધ કવિતાને કેન્દ્રમાં રાખીને જે ચર્ચા વિચારણા થઇ છે તેનો તો આ એક લઘુ આલેખ છે.

સ્થાપત્યને, અને સંગીતને છૂટાં પાડ્યાં નથી. ઊલટાનું એમ કહેવું જોઈએ કે આ બધી લલિતકલાઓ એક બીજાની પૂરક બની શકે તેમ છે ખાસ કરીને કવિતામાં સંગીતના તત્ત્વનો વધારે ઉપયોગ કરી કવિતાને પણ સંગીતની જેમ 'શુદ્ધતા'ની નજીક લાવી શકાય બોદલેરે પોતાની કવિતા દ્વારા કવિતા અને સંગીતના સુમેળનું દર્શન કરાવ્યું છે વર્લેને કહ્યું છે કે કવિતાનો ખરો ઉદ્દેશ તો તેનું શ્રવણ કરવામાં છે, માત્ર કાગળ પર છપાયેલી જોવામાં નથી. વાલેરીને તો speaking versenું તેનું લાગ્યું હતું તેમ કહીએ તો ય ચાલે પણ આનો અર્થ એવો નથી કે કવિતામાં શાસ્ત્રીય સંગીતના સ્વરોનું અવતરણ કરવાનું છે પણ સંગીતમાં એ વાતાવરણ ઊભું કરવાની શક્તિ છે તેવી રીતે કવિતામાં પણ તેના પાઠમાત્રથી (અર્થની વાત પછી) એમાં રજૂ થતી લાગણીનો સ્પર્શ કરાવવાની શક્તિ હોવી જોઈએ અર્થાત્ અર્થને પામવાનું માધ્યમ તે આ નાદમાધુર્ય (melody) છે. વાલેરીની કવિતા સંબંધી એક વિવેચકે જે કહ્યું છે-the poems of Valery are addressed to the ear rather than to the eye'–ને આ પ્રકારની કવિતા લખવા ઇચ્છતા–કોઈ પણ કવિ માટે કહી શકાય તેવી તે કવિતા સિદ્ધિ હોવી ઘટે

પ્રતીકી કાવ્યધારાના અને કવિતામાં શુદ્ધિનો આગ્રહ સેવતા આ કવિઓમાં એવા શબ્દોનો પ્રયોગ જોવામાં આવે છે કે એક સાથે અનેક ઇન્દ્રિયબોધ જગાડી એક મનોરમ અનુભવ કરાવે છે.

કવિતામાં synesthesiaના આ પ્રયોગો એક રસિક અભ્યાસનો વિષય બને તેમ છે કિટ્સ આદિ રોમેન્ટિક કવિઓ અને બોદલેર આદિ પ્રતીકી કવિઓમાં આવાં ઉદાહરણો અનેક મળશે.

અલબત્ત આ બધામાં શ્રુતિબોધને અને તેથી સંગીતને વધારે પ્રાધાન્ય આપ્યું છે કારણ કે સૌથી વધારે શુદ્ધ કલા છે.

૫.

આપણે 'શબ્દ' અને 'સંગીત' વિષે વાત કરી, અલગ અલગ. પણ કવિતામાં તો તેમની યુગપત સહસ્થિતિ હોવી જોઇએ. નાદમાધુર્ય દ્વારા જ કાવ્યાર્થને પામવાનો ઉપક્રમ રહેલો છે. શબ્દો અને તે દ્વારા રજૂ થતાં કલ્પન તથા નાદતત્ત્વ એ બન્નેની અવિભાજ્ય એકતા દ્વારા શુદ્ધ કવિતા સુધી પહોંચી શકાય.

કવિતાનું કાર્ય વિચારો સિદ્ધ કરવાનું નથી. કવિતાએ પોતે ઘાટ ધારણ કરવાનો છે. કવિ કયો વિષય લઇને કવિતા લખે છે તેમાં કવિતાનું મૂલ્ય નથી. કોઇ મોટો વિચાર કવિતા દ્વારા વ્યક્ત થાય તેમાં કવિતાની મહત્તા વધી જતી નથી. પણ જે આકાર સિદ્ધ થાય છે તે મહત્ત્વની વસ્તુ છે. આ બધું સાહજ થઈ જતું નથી. ઉમાશંકર જોષીએ 'કવિતા એ સાહસ' છે એમ જે કહ્યું છે તેને પારમાર્થિક રૂપમાં ન લેતાં કવિએ કવિતા સિદ્ધ કરવાના જે ભગીરથ પુરુષાર્થ પર ભાર મૂક્યો છે તે અર્થમાં જોવું જોઈએ. આપણે ત્યાં કવિતાના કેન્દ્રવર્તી અર્થને જાણવાની વૃત્તિ સવિશેષ છે. 'કવિ શું કહેવા માગે છે? કવિનો કવિતા લખવા પાછળનો મૂળ ઉદ્દેશ શો છે? કવિને કેમ કરતાં આ કવિતા સૂઝી? આવા બધા અવાન્તર પ્રશ્નો પૂછી પૂછીને કવિતાને પામવાનો પણ પૂરો ઉપક્રમ જોવામાં નથી આવતો.

આટલી ચર્ચાને અંતે પણ હજુ પ્રશ્ન તો ઊભો જ છે કે શુદ્ધ કવિતાની વિભાવના શી છે? શુદ્ધ કવિતાને કેન્દ્રમાં રાખીને જે ચર્ચા વિચારણા થઇ છે તેનો તો આ એક લઘુ આલેખ છે.

અને એ કારણે શુદ્ધ કવિતાના સ્વરૂપને સમજવાનો આ પ્રયાસ માત્ર છે એક પ્રશ્ન એ છે કે આવી શુદ્ધ કવિતાને કોઈ કવિ કેટલા પ્રમાણમાં સિદ્ધ કરી શકે? શુદ્ધ કવિતાની વિભાવના તો કવિઓ માટે એક દુષ્પ્રાપ્ય આદર્શ છે આ સંબંધી વાલેરીની આ પંક્તિઓ પરીશ

The conception of pure poetry is that of an inaccessible type, an ideal boundry of the poet's desires, efforts, and powers...

આધાર સામગ્રી

(૧) ધ આર્ટ ઑવ પોએટ્રી – પૉલ વાલેરી
(૨) સ્ટેફાન માલાર્મે : પોએમ્સ – અનુવાદક રૉજર ફ્રાય
(૩) પોએટ્રી ઑવ ધ એજ – જે. એમ. કોહેન
(૪) ફ્રોમ ગોતિયેર ટુ એલિયટ – ઍનિડ સ્ટાર્કી
(૫) ધ લાસ્ટ રોમૅન્ટિક્સ – ગ્રેહામ હો
(૬) શાર્લ બોદલેયાર : તાঁর કવિતા (બંગાળી) – અનુવાદક : બુદ્ધદેવ બસુ
(૭) કવિલોક પુ ૧ અંક ૪

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

# કાવ્યવિવેચનની સમસ્યાઓ

'કવિતા સ્મૃતિરૂપ થયેલી ઊર્મિ છે.' કવિતાવિવેચનનું વર્ડ્ઝવર્થનું આ પ્રસ્થાન, અતિશય જાણીતું અને ચર્ચાયેલું હોવા છતાં એક સત્યના દ્યોતક તરીકે ખૂબ મનનીય છે. મનની સ્વસ્થતા વિના અને તેની સમસ્ત શક્તિઓના સમુલ્લાસ વિના સૌન્દર્યનિર્માણ અશક્ય છે એમ તેના વચન ઉપરથી ઘટાવી શકાય—સ્મૃતિ અને કલ્પનાને ગાઢ સંબંધ છે. સ્મૃતિમાં કલ્પના અનુભવવિષયને યુગપત્ ગ્રહણ કરે છે, અનુભવવિષયનો પ્રતિબોધ (intuition) થાય છે. એવો પ્રતિબોધ આપણા સામાન્ય અનુભવમાં પણ આમોદપ્રેરક હોય છે; અત્યંત વેદનાપૂર્ણ હોય તથાપિ તેમાં મનુષ્યસત્ત્વનું ઉદાર સ્ફુરણ વરતાતું હોય તો માત્ર સહ્ય નહિ, મુદાજનક પણ થાય છે. આવા સ્મૃતિજન્ય અનુભવમાં આપણે સૌ, કવિઓ અને 'બાહ્યો', કલ્પનાનો આશ્રય લઇએ છીએ, અંશતઃ તટસ્થ હોઇએ છીએ, અને સૌન્દર્યરસિક તરીકે ઓછીવત્તી મુદા કે વિશ્રાન્તિ પામીએ છીએ. કલાના પ્રત્યક્ષ રૂપમાં અનુભૂતિ આવે તો જ સૌન્દર્યવિષયક લાગણી થાય એમ નથી. અનુભૂતિ ભાષામાં આકાર લે તે પહેલાં તેના કલ્પનાજન્ય પ્રતિબોધે સૌન્દર્યવિષયક કામ કરેલું હોય છે. કવિકર્મ તો તેને સ્થિર ને સ્મરણીય કરવા માટે છે. આ વસ્તુ સમજાય અને

ધ્યાનમાં રાખીએ તો કવિકર્મનો મહિમા તેની યોગ્ય મર્યાદામાં સમજી શકાય.

સ્મૃતિવ્યાપાર અને તેનો કલ્પના સાથે અપરિહાર્ય સંબંધ કળીએ તો કવિ અને અકવિ, કવિ અને પ્રાકૃત જન, કવિ અને વિવેચકનો કૃત્રિમ ભેદ ટાળી શકીએ. આ ભેદ સ્વાભાવિક નથી, વ્યાવસાયિક છે; મેધાના સ્વરૂપનો નહિ પણ તેની માત્રાનો છે. વ્યવહાર માટે એ ભાષાભેદ ઉપયોગી ને આવશ્યક છે, જેમ કૂંપળ અને પર્ણ વચ્ચે ભેદ કરીએ છીએ તેમ; પણ એ તાત્ત્વિક નથી, માનવહૃદયના બંધારણને સ્પર્શતો નથી.

આંતરિક સૌન્દર્યપ્રતિભાન અને તેના કલારૂપ આવિષ્કારમાં એક મહત્ત્વનો ભેદ છે ખરો. લાગણીનું આંતરિક સ્ફુરણ ભાષામાં કે અન્ય વાહનમાં વ્યક્ત થાય ત્યારે તેની હૃદયસંચાર અને હૃદયસંચલનની શક્તિ ઘણી વધી જાય છે. લાગણીનો સમુચિત આવિષ્કાર ચિત્તનાં અન્ય સંચલનોને તથા વૃત્તિઓને અળગાં કરી, દબાવી દઈ, ચિત્તને એક જ દિશામાં પ્રવૃત્ત કરે છે, એક જ ભાવમાં જાણે સમાધિસ્થ કરે છે; તીવ્ર અને તેથી કલાકૃતિ દ્વારા થયેલો લાગણીનો બોધ ભદ્ર અને ગાઢ હોય છે. એ બોધ આસ્વાદમય હોય છે તેથી તેનો આનંદ પણ તે પ્રમાણમાં શુદ્ધ અને લોકોત્તર લાગે છે. કાવ્યમય આકાર આપતાં કવિએ આ તાત્ત્વિક ને માનસિક પ્રક્રિયા લક્ષમાં લેવાની છે. કલ્પનને વ્યક્ત કરતાં કવિતાનાં આ ધર્મ અને પ્રયોજન અનુસાર કવિએ પર્યવેક્ષા, પદેપદની ચિન્તા, કરવાની રહે છે. વાચકના ચિત્તને ઈષ્ટ દિશામા ગતિ આપી એકાગ્ર કરવા સારુ કવિ ભાષાની, લયની, અલંકારની પ્રતિરૂપપ્રતીકની અનેક યુક્તિઓ અજમાવે છે. એ યુક્તિઓના પરિણામનો પ્રથમ સાક્ષી કવિ પોતે જ છે.

# શુદ્ધિપત્ર

કવિલોક ૩૭

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૬ | અદ્‌ભૂત | અદ્દ્ભુત |
| ૯ | ૯ | સામથ્થર્ય | સામથ્ર્ય |
| ૧૬ | ૧૧ | થશે!) | થશે!) |
| ૧૬ | ૧૩ | સુંદરમ | સુંદરમ્ |
| ૧૭ | ૨૦ | થય, | થાયઃ |
| ૧૮ | ૨૦ | કપું | કંપું |
| ૨૦ | ૨ | અધતન | અદ્યતન |
| ૨૩ | ૨૪ | અવિદના | અવિ[illegible] |
| ૨૪ | [illegible] | પરનિવૃત્તિ | પરનિર્વૃતિ |

કવિલોક ૩૮

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૭ | અસ્ફુટ | અસ્ફુટ |
| ૧૩ | ૨૩ | વધારે | વધારે |
| ૧૫ | ૧૪ | ક્રિટિસિજમ | ક્રિટિસિઝમ |
| ૨૦ | ૧ | હમિઉપાદન | હાનઉપાદા |
| ૨૧ | ૨૩ | સુજાન | સુઝાન |
| ૨૧ | ૨૩ | રિફ્લેકશન્જ | રિફ્લેકશન્ઝ |
| ૨૧ | ૨૪ | ફિલ્ડ | ફિલિંગ |
| ૨૩ | ૫ | લયના | લયનો |
| ૨૪ | ૧૪ | સુજાન | સુઝાન |
| ૨૪ | ૧૫ | પ્રોબ્લેમ્જ | પ્રોબ્લેમ્ઝ |
| ૨૪ | ૧૫ | લિવિડ | લિવિંગ |

કવિલોક ૩૯

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૪ | પ્રાપ્તા | પ્રાપ્ત |
| ૧૧ | ૧ | ઊમળકાળ | ઊગમકાળ |

# કવિલોક

(કવિલોક સંસ્થાનું દ્વૈમાસિક)

પોષ ૨૦૨૦ | જાન્યુઆરી ૧૯૬૪ – પુસ્તક ૭ : અંક ૪

તંત્રીઓ
જયંત પારેખ
પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર · વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર નયા પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ: (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧ (૫) મેલ ઓર્ડર સર્વિસ, નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી (૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨)માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

---

આવરણચિત્ર : પ્રદ્યુમ્ન તન્ના

ચન્દ્રકાન્ત મહેતા

# કાવ્યવિવેચનના પ્રશ્નો

આપણા કાવ્યવિવેચનમાં જે મહત્વનો પ્રશ્ન આપણી સમક્ષ ઉપસ્થિત થયો છે તે પક્ષીલતાનો છે. આપણા કાવ્યવિવેચનમાં પરાપૂર્વથી કોઈ નિશ્ચિત ધોરણ દૃષ્ટિએ પડતું નથી. માત્ર પક્ષપાત ને પૂર્વગ્રહ જ વિવેચનમાં પ્રેરણારૂપ બને છે. આથી જ પંડિતયુગમાં કુસુમમાળાને એક જણ ખારાસાગરમાં મીઠી વીરડીરૂપ ગણે, તો બીજો એને રસરૂપગંધવર્જિત કુસુમોની માળા કહે; આપણા જ યુગના વિષ્ણુભાઈ જેવા સુપ્રતિષ્ઠિત વિવેચક, ખબરદાર કે લલિતની કવિતાને છાપરે ચઢાવે, તો શેષની કવિતાને એ કાવ્યજ્ઞની કવિતા છે એમ કહીને એની સુંદરતા પ્રત્યે આંખમીંચામણાં કરે. વિશ્વનાથ ભટ્ટ જેવા પણ ખોટાદકરની સામાન્ય કક્ષાની કવિતામાં સૌંદર્ય દર્શાવવાનો મિથ્યા પ્રયત્ન કરે; ઠાકોર જેવા, ગાંધીવાદ પ્રત્યે એમને અણગમો હોવાથી, ઉમાશંકરની 'બળતાં પાણી' જેવી સુંદર કૃતિને ઊતરતી કોટિની ગણે, ને ગોવર્ધનરામની 'વૃષ્ટિ તે પછી કુદરતનું સૌંદર્ય' જેવી સામાન્ય કૃતિને ઉત્કૃષ્ટ લેખે. એ સર્વે આપણી કવિતાની વિવેચનામાં જે અરાજકતા પ્રવર્તતી હતી ને આજે

પણ પ્રવર્તે છે તેના ઉત્કૃષ્ટ દૃષ્ટાંતો છે વળી સ્વાતંત્ર્યોત્તર યુગની કવિતાની વિવેચનામાં પણ, પંડિતયુગના વિવેચકોમાં ગાંધીયુગની કવિતા પ્રત્યે જેવો અણગમો હતો તેવો અણગમો પ્રવર્તતો જોવામાં આવે છે અને તેથી સ્વાતંત્ર્યોત્તર યુગના વિવેચકો ગાંધીવાદની કવિતામાં કાવ્યત્વ છે જ નહિ એવું પ્રતિપાદિત કરે છે, અને એથી ગાંધીયુગ પૂર્વેની પંડિતયુગની કવિતા તરફ એમનું હેત વર્ષે છે આમ આપણે ત્યાં કાવ્યવિવેચનના કોઈ સર્વમાન્ય ધોરણો નથી, માત્ર અંગત રાગદ્વેષ જ કાવ્યવિવેચનામાં પ્રેરકબળ બને છે

આપણા કાવ્યવિવેચનમાં બીજો અગત્યનો પ્રશ્ન એ વિવેચક અને કવિ વચ્ચે એક પ્રકારની તડજોડ યા સમજૂતી થયેલી જોવામાં આવે છે તે છે એ લગભગ પ્રત્યેક નવો કવિ કોઇ જાણીતા વિવેચક પાસે પ્રસ્તાવના કે આમુખ લખાવે છે એથી નવા કવિને રાતોરાત પ્રતિષ્ઠા મળી જાય છે અને વિવેચક પણ પોતાને મહત્ત્વ મળે છે, પોતાની પ્રતિષ્ઠા તથા મૂલ્ય વધે છે એવા ભ્રમમાં રહે છે આપણે ત્યાં ઘણા સામાન્યકક્ષાના કવિઓને આ આમુખની પ્રણાલિએ ગૌરવપ્રદ કવિપદ મળ્યું છે આ પરિસ્થિતિ અત્યંત દયાજનક છે એથી સાચું કાવ્યવિવેચન પાંગરતું નથી, ને અહોરૂપં અહોધ્વનિની પરિસ્થિતિ ઘર કરીને બેઠી છે આથી આજે એક એવી પરિસ્થિતિ નિર્માણ કરવાની જરૂર છે કે જેમાં કોઇ પણ કવિ આમુખને જોરે નહિ પણ પોતાની કવિતાની ગુણવત્તાને જોરે જ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની પ્રામાણિક વૃત્તિ રાખે

કાવ્યવિવેચનમાં એક બીજો મહત્ત્વનો પ્રશ્ન પણ આપણને મૂંઝવે છે ગયા સો વર્ષમાં આપણે કોઇ નવી આપણી જ કહી શકાય એવી આગવી પદ્ધતિ ઉપજાવી નથી આપણે કાં તો મમ્મટે

ચીંધેલા માર્ગે થઇને રસ, અલંકાર, ધ્વનિ વગેરે દષ્ટિસમક્ષ રાખી વિવેચન કરીએ છીએ, યા તો આપણે એરિસ્ટોટલ, વડર્સ્વર્થ કે મેથ્યુ આર્નોલ્ડ, એલિયટ કે વાલેરીએ આંકેલા માર્ગને અનુસરીએ છીએ, અને એ ચોકઠામાં ગમે તે પ્રકારની કવિતાને બેસાડવાનો પ્રયત્ન કરીએ છીએ ને એમાં ન બેસે તે કવિતાને આપણે નિકૃષ્ટ પ્રકારની લેખીએ છીએ. એટલે અત્યારે આપણી વિશેષ આવશ્યકતા, આપણે કાવ્યવિવેચનની કોઈ નિશ્ચિત રીતિ, કોઇ નિશ્ચિત ધોરણ, તૈયાર કરવાની છે. એનાથી અત્યારની અરાજકતાને દૂર કરી શકાશે. જૂનાં કાટલાં કે પશ્ચિમનાં નવાં કાટલાંથી હવે આપણું કામ ચાલે એમ નથી. નવાં કાટલાં યોજવાની જરૂર ઘણા કાળથી ઉપસ્થિત થઈ છે.

આપણે ત્યાં અસ્તિત્વવાદની અસર આવી છે એ કાળે નવી કવિતાનું મૂલ્યાંકન એ દષ્ટિનો અભ્યાસ કરીને તદનુસાર કરવું જોઇએ. કાવ્યવિવેચનના પરંપરાગત ચોકઠામાં એ કવિતાને બેસાડવાનો પ્રયત્ન કરવો ને એમાં એ નથી બેસતી માટે હલકી કોટિની કવિતા છે એમ કહેવું એ ઉચિત નથી; આપણા વિવેચનના વિકાસમાં એ બાધારૂપ છે. બીજે પક્ષે અસ્તિત્વવાદની અસરવાળા વિવેચકો ગાંધીવાદના કવિઓ પ્રત્યે પૂર્વગ્રહથી જુએ છે, અને એથી એ સમયના કવિઓનું મૂલ્ય જાણી જોઇને ઓછું આંકે છે એ પણ કાવ્યવિવેચનમાં એક અનિચ્છનીય લક્ષણ છે. તેનો પણ પ્રતિકાર થવો જોઇએ. જેમ કેવળ વિચાર કે ઊર્મિતત્ત્વ જ કવિતા નથી. તેમ કેવળ બાહ્યાકૃતિ પણ કવિતા નથી, એ વાત ભાર મૂકીને કહેવા જેવી પરિસ્થિતિ આજે ઊભી થઈ છે.

●

## આદિલ મન્સૂરી

### ૨૭મી વર્ષગાંઠે

કાળી બિલાડીની
ઊભી કીકી જેવા
પરોઢના ભીના હોઠો વચ્ચે દબાયેલો
સૂર્ય જોઈ,

મીંડા વર્ષમાં પગ મૂકતી
કન્યાના મન જેવી
સવારનાં ફૂલો પર
મ્યુ.ના સુકાયેલા નળ પર
બાઝેલા પાણીના છેલ્લા ટીપા જેવા
ઝાકળમાં મોઢું ધોતો
સૂર્ય જોઈ,

સ્મશાને સળગતી ચિતામાંથી
છૂટી પડેલી જ્વાળા સમ બપોરે
પુલના નોર્તિંગ પડછાયા નીચે
કચડાતી નદીમાં
સ્નાન કરવા ઊતરતો
સૂર્ય જોઈ,

ક્ષયના રોગીને થયેલી
લોહીની છેલ્લી ઊલટી જેવી લાલ સાંજે
યુવાન વિધવાના ઊછળતા મન જેવા
સમુદ્રની આંધળી કબરમાં પોઢી જતો
સૂર્ય જોઈ,

ઘરના જર્જરિત દર્પણમાં
૨૭ વર્ષની કેદ પુરાયેલો પરિચિત ચહેરો
યાદ આવી જાય છે.

## રાતે

રાતભર શે'રને ડંખતી ચાંદની;
શેરીઓ, શેરીના શ્વાન સંગ જાગતી.

મૌનની ડાળ પર ઝૂલતી સ્તબ્ધતા,
આભને ચીરતી વીંજની નગ્નતા.

ગંધની નાગણો રંગની ઝાંયમાં;
હાંફતી શૂન્યતા આભની છાંયમાં.

આંખમાં ડોલતાં સ્વપ્નનાં જંગલો,
ઊંઘનાં ખેતરો બાળતો ચાડિયો.

હાથ પર ઊગતા કંટકો થોરના
દેહને બાળતી રક્તની ઉષ્ણતા.

ને પછી ચન્દ્રના ટુકડા બે થયા;
એક તો આભમાં ને બીજો સૂર્યમાં.

•

રાજેન્દ્ર શાહ

## ઇચ્છાવતી

ઇચ્છાવતી તરંગિણી તીરે
તેજ ને છાયા રમતાં તરલ કલકલરવ નીરે:
ઇચ્છાવતી તરંગિણી તીરે.
સહુને વિમલ પાન
મળે અહીં
સહુને શીતલ સ્નાન
મેખડઊંચી બેઉ બાજુની ધરતી આંહીં ઢળે:
જલની ભીતર ભળે.

કેટલી રે અણજાણ દિશાની આવતી કેડી
કેટલાં ઝરણ
કેટલાં ચરણ તેડી?
આપણે આવી મળિયાં એમ જ
તરસ્યાં ભીની સોડમાં સર્યાં ધીરે,
ઇચ્છાવતી તરંગિણી તીરે.

પુલિન એના પટની બાજુ પર બાંધી છે
આપણી કુટીર
નેણની સામે ઊછળે ભૂરાં નીર.
ઉપર નીચે હેતઅડોઅડ આપણી આવનજાવન
મોસમ નિતની રે મનભાવન
છોળની છાલક ઝીલતો ભળે
વાયરો અધીર ધીર
નેણની સામે ઊછળે ભૂરાં તરલ ગભીર નીર.

એક દી તીરે આવિયું સોનલ હરણ
એને જોઇને મોહ્યાં નયન.
મનમાં એવી લે' લાગી–કંઇ કામના જાગી,
હિરણની મેં કાંચળી માગી.
તીરનું ભાથું લેઇ પળ્યો તું, મૃગલે લીધી ફાળ;
ક્ષણ મહીં તો બેઉએ સીમા પાર.
કોઇ ઘવાયું કોઇ રઝાયું,
ચીસ નહીં, ન્હૈં વીંધ્યાનો હુંકાર;
આકુલ મારા કાનમાં સૂના વગડાનો ભેંકાર.
દગડ ને ઝડઝાંખર ઠેકી
દૂર તું દોડ્યો કેટલા કાઠા કોષ?
જલતા રે અંધારમાં બેઠી
અવળી મારી મતને દેતી દોષ.
લોચનિયાં વહી જાય રે ઊનાં નીરે
ઇચ્છાવતી તરંગિણી તીરે.

હેતઅડોઅડ આપણને તે ફેંકશે આવાં દૂર!
જાણતી ના હું, કામના–
જે કમનીય ગણી તે–
આટલી હશે ક્રૂર!
આણશે તો યે અવ નકામી કાંચળી મારે મન,
અળગાં રાખે આપણને જે કેટલાંયે જોજન.
હાથ ભલેરા હોય જો ખાલી
ખેલશું ને ક્ષણક્ષણનાં સુખે દેઇશું તાળી.
આવ
પુરાણા પ્રગટે ફરી ભાવ...

આવતાં ને ઓસરતાં જતા જલને જોતી
સૂના રે અવકાશમા તને રહું છું ગોતી
અવ હું એકલડી રે
ઇચ્છાવતી તરંગિણી તીરે.



જયંત પાઠક

## ઉનાળો

આભની આંખે લાલ સાજુકના
વંટોળિયે એવી ધૂળ ઉડાડી;
ફાળિયુ માથે, અંગ ઉઘાડે
આદિવાસી પેલા તાડને ચઢી તાડી!
આખો દી' આળોટી ખાટલે થાકયું ગામ
સાંજે એને ઢોલપિપૂડીએ દીધું ઉડાડી.
આભને પીરી મારગ ચાલી જાન
સજાવી રાતની ઘૂઘરગાડી!
અકળામણમાં આઘા કરી સહુ વસ્ત્ર
ધરા પડી અંગઉઘાડી
ધીમો સમીરણ શ્વાસ ચલે
વહે ધીમી નદીયુની નાડી!

કયાંકથી આવે સૂર ભજનના
સીમ વળોટી, ખોરડું ઘેરી
કાળજું કૂણું જાય ઉપાડી!



લાભશંકર ઠાકર

કાચની અહીં
ખૂણા મહીં
મૂકી છ મત્સ્યમંજૂષા
ક્ષિતિજમાં ઝૂકી ઉષા
પ્રકાશનું
શિરીષની છબીભર્યું
વિલોલ રૂપ શું ગયું
સુરમ્ય ફર્શની પરે !
તૈલરંગની દિવાલ ક્યાં સરે...સરે...

(અધૂકડે જ વેશ
સરોવરે તરે છ કો' કિશોરી મુક્તકેશ)
ગૌર એ પગો
સરી જતા જ બ્હાર
બ્હાર ઝૂલતા
શિરીષના જરી જરી શું ખૂલતા
વિલોલ પુષ્પના
પૃથુ પ્રદેશમાં પ્રવેશતા
ક્ષિતિજનાં ય બંધ બારણાં ખૂલી જતાં.

ફર્શની પરે અરે
ખસી ગયેલ કેશની લટો જરીક, બાંધતી
દેહયષ્ટિ પાતળી ફરે ફરે
આભની નીચે
અસંખ્ય માછલી તરે તરે.



## દિલીપ ઝવેરી

### પવન અને બારી

આ બારીને પવન સાથમા ઊડી જવાની હોશ ઘણી
એની બને પાખો ફફડે વારવાર
પણ

દૂર
ધજા ફરકે છે ભૂરી
એમા સમદરજલનો વાસ
એમા તરતી તડકાની માછલીઓ
એક ઝપાટે ઝડપી લેવા
તડપે બારી

દૂર
ધજા ફરકે છે ભૂરી

ભર્યા સઢે વાદળના દોડે વહાણ
એના કૂવાથભે બેસી
નીચે સળવળતા લીના પાણીને
જોયા કરવા

આઘે આઘે
ભર્યા સઢે વાદળના દોડે વહાણ.

મીંઢ ખડકની લીસી છાતી પર ચોટેલા શખ સમી

આ બારી
(એને પાંખ ફૂટી છે!)
ફરી ફરી અથડાય પવનના લોઢ
ગભરુ પાંખો ફફડે વારંવાર
અને… …

## સૂર્ય ઊગ્યો

રસ્તાની ડાળી પર ઊગે મકાન
ઊડે ચમકંતા દીવાનાં ઝાડળ.
સરી સ્વપ્નલોકેથી એવી
ઘોડાગાડી હળવે દડતી
મારામાંથી પસાર થઇ ગઇ
સૂર્યકિરણ શી.

અને એટલે પૈડાં માથે
રેશમકૂંણી ઊગી રુવાંટી.
ટાવરમાંથી પતંગિયાં શા ડંકા ઊડ્યા
સૌનાં હૈયાંફૂલે બેઠા
મંદિર પરથી કબૂતર છલકયાં.
અને ઘાસમાં સાગરના મોજા શું હળવે હલી ગયું.
હું શ્વાસમહીં આકાશ ભરીને ચાલ્યો.

## સૂર્ય આથમ્યો

કેટકેટલી પાન પાછળે સંતાયેલી
અંધકારની માછલીઓ અવ તરવા લાગી.
કુંતલમાંથી સરકી જઈને

## દિલીપ ઝવેરી

### પવન અને બારી

આ બારીને પવન સાથમા ઊડી જવાની હોંશ ઘણી
એની બન્ને પાંખો ફફડે વારંવાર
પણ

દૂર
ધજા ફરકે છે ભૂરી
એમા સમદરજલનો વાસ
એમા તરતી તડકાની માછલીઓ
એક ઝપાટે ઝડપી લેવા
તડપે બારી

દૂર
ધજા ફરકે છે ભૂરી

ભર્યા સઢે વાદળના દોડે વહાણ
એના કૂવાથભપે બેસી
નીચે સળગળતા લીના પાણીને
જોયા કરવા

આઘે આઘે
ભર્યા સઢે વાદળના દોડે વહાણ

મીંઢ ખડકની લીસી છાતી પર ચોંટેલા શંખ સમી

આ બારી
(એને પાંખ ફૂટી છે!)
ફરી ફરી અથડાય પવનના સોઢ
ગભરુ પાંખો ફફડે વારંવાર
અને... ...

## સૂર્ય ઊગ્યો

રસ્તાની ડાળી પર ઊગે મકાન
ઊડે ચમકંતા દીવાનાં ઝાકળ.
સરી સ્વપ્નલોકેથી એવી
ઘોડાગાડી હળવે દડતી
મારામાંથી પસાર થઇ ગઇ
સૂર્યકિરણ શી.

અને એટલે પેડાં માથે
રેશમકૂંણી ઊગી રુવાંટી.
ટાવરમાંથી પતંગિયાં શા ડંકા ઊડ્યા
સૌનાં હૈયાંફૂલે બેઠા
મંદિર પરથી કબૂતર છલકયાં.
અને ઘાસમાં સાગરના મોજા શું હળવે હલી ગયું.
હું શ્વાસમહીં આકાશ ભરીને ચાલ્યો.

## સૂર્ય આથમ્યો

કેટકેટલી પાન પાછળે સંતાયેલી
અંધકારની માછલીઓ અવ તરવા લાગી.
કુંતલમાંથી સરકી જઇને

આખા અંગે
આસપાસ વીંટાતું જલની લ્હેર સમું
બે હોઠમહીંનું મૌન હવે દરિયો બનતું.
ને છાતી ફરતી આંગળીઓનાં વહાણુ પર દીવા ઝગમગતા.
ચમકંતી આંખોની સાથે આછાં ચુંબન
પાંખ પસારી ઊડતાં.
અને પછી તો સળવળતા અંધાર તણો
શેવાળસુંવાળો સ્પર્શ,
અને પાનની માછલીઓની મર્મર સાથે
તરતી જાતી રાત.

•

## ચિનુ મોદી

### સવાર

ફિક્કા પડેલા
ઓરડાની આંધળી આંખો ઉપર
ધીમેશથી ચુંબન
હવા ઝીલી રહી સ્પંદન
સ્હેજ જ હલ્યું નળિયું
અને આખો ય મારો ઓરડો
સરચક સુંવાળા સ્મિતથી.
ફફડાય... ...
પાંખો વીંઝતું
(મારા વિશે છુપાયેલું)
ઘૂવડ ઊડ્યું.

હાંફેલા ઊંટોની પેઠે
રસ્તા ઉપર બિલ્ડિંગના પડછાયા
થાતા ઉપર હેઠે, હાંફેલા ઊંટોની પેઠે.
લૂખ્ખી લૂનાં લટિયાં ઊડતી રાખોડી બપ્પોર,
રતુમડી એની આંખોમાં ગુલમ્હેરિયો તોર.
ટાવરના દાંતાળા ચક્રે ઘસતી તીણા ન્હોર,
પોરો ખાતા પડછાયા ને લીલા ઊગ્યા થોર.
લીલાં થાનથી દૂધ ઊભરાતું ધોળું ચારે કોર
અંધકારનાં પગલાંઓનો સૂરજમાં છે શોર.



## રાવજી પટેલ

૧.

ઇસ્ત્રી કરેલા શબ્દને હું ગોઠવું છું
કોઇ કાનોમાં
કોઇ કાનોમાં ધગધગ થતું સીસું
તો કોઇમાં એવું પ્રવાહી રેડવું મારે પડે
કે
જીભ પર પાણી,
ને આંખ એની મુજને જોયા કરે,
આમ હું તો મધ સમો મીઠો બનું.

ને યુદ્ધના વિચાર શે। ધિક્કારવા લાયક બનું.,
લાચાર છું.
આ શહેરમાં, હોટેલમાં, સરિયામ રસ્તે કોઈ સાથે,
ટ્રેનમાં, પરગામમાં
આ સભ્યતાની કુંવરી(!)ને સાચવ્યા કરની.
હું મુરબ્બી !
કોઇ પેઢીના હિસાબી ચોપડા જેવો નર્યો જુઠ્ઠો !
સહુ સામે મને -સાચા મને - બતલાવવાનો તો
વખત મળતો નથી.
હું મને જડતો નથી.

૨.

દેહમાં પુરાયલા અસ્તિત્વના
આ સર્પને
હું ભેળવી શકતો નથી સહુમાં.
ફૂલની ફોરમ સમો એ તે બને ? !
ચોવીસમી આ પારદર્શક કાંચળી ઉતારતા એને
હવે પકડો.
નહીં તો –

•

## નલિન રાવળ

### સાંજ ઢળી

સાંજ ઢળી સાંજ ઢળી
સાંજ ઢળી,

બ્હાર બારીની દૂર સરી
દૂર સરી.

આંખ બ્હાવરી ઢૂંઢી વળી
ઢૂંઢી વળી.

કયા વૃક્ષની ટોચ લચી?
ટોચ લચી!

કયા પંખીની પાંખ ઊડી?
પાંખ ઊડી!

કયા કંઠની કરુણ કડી?
કરુણ કડી!

કયા તેજમાં મળી ગઇ?
મળી ગઇ!

કયા ફૂલ શી એક છવિ?
એક છવિ!

કયા તારકે મળી ગઇ?
મળી ગઇ!

સાંજ ઢળી સાંજ ઢળી
સાંજ ઢળી!

# અંધાર

તારાઓના સાગરમાં તરતો અંધાર.
તારી
આંખોમાંના તારાઓના સાગરમાં તરતો અંધાર.
મારી
આંખોમાં ઊગેલી
તારી
આંખોમાંના તારાઓના સાગરમાં તરતો અંધાર
મને
મૂકી એ,
વ્હેતો દૂર દૂર અતિ દૂર ક્ષિતિની પાર,
સુવાળી સૌરભીની સ્હવાર ચૂમે એને,
એને
અપાર માર્દવે ભરી સૂર્યની રાગ અંગુલિ અડતી,
(વાયુની ઘૂઘરીઓ રણઝણતી)
ફોર્યાં પારિજાતના વનમાં તરતો એ થઇ તેજ તેજનો સાગર.
મારી
આંખોમાં ઊગેલી
તારી
આંખોમાંના પારિજાતના વનમાં તરતો એ થઇ તેજ તેજનો સાગર.
મને
મૂકી એ
વ્હેતો દૂર દૂર અતિ દૂર ક્ષિતિની પાર.



## પરોઢ

પ્રત્યૂષના પવન સાગર શીત મંદ
આછેરી લ્હેરમહીં ડોલી રહે; પનાઇ
આકાશમાં તરતી મારી અગાશી કેરી
જે આખી રાત રજનીજળ ઘુમ્મરાઈ!

ક્યારેક તો ગઇ ફસાઇ અજાણુ તીરે,
તારાદ્રિપોની મહીં, ગંભીર તેજભમ્મરે
સ્વર્ગંગમાં ઘુમરડી ફરી ગૈ, હવે તે
ભૂગોળના તટપરે ક્યહીં લાંગરે છે;

છે રાત્રિનો હજી ય શીતલ સ્પર્શ વાયુમાં,
ચંપાયું એક નથી રશ્મિ હજી ય સૂર્યનું,
છે સૃષ્ટિના નયનમાં હજી ઘેન નીંદનું,
છે પોપચું અદુઘડ્યું હજી શ્રાંતિભારથી;

ડોલે પ્રભાતપવનો નીતરેલ મંદ,
ડોલે પથારી-પટપર્ણ-સૂતા મુકુંદ.

## યોસેફ મેકવાન

### એકલું

એકલું એકલું ટાવર જાગે સમયને અણુસાર!
ક્ષિતિજ ક્યારેક ધ્રૂજતી જાણે ક્ષણનો લાગે ભાર!

પથે પથે શ્હેરને દીધા
બત્તીઓના તાળા,
કાળવી સડક મૂંગી મૂંગી
ઝીલતી નેજ કુંડાળા!
તિમિરના ખંડેરથી ટપકે તારકનો સૂનકાર!
એકલું એકલું ટાવર જાગે સમયને અણુસાર!

પડછાયાના પ્હાડ જાણે કે
નીંદમાં સૌ મકાન,
લથની ચાલે વાયરો વ્હેનો
ગતનો ધબકે પ્રાણ!
હળવે એમાં ભળતા કોના ઉરતણા ધબકાર?
એકલું એકલું ટાવર જાગે સમયને અણુસાર!

### એક દિવસ

મૃત્યુ પામેલા કબૂતરની
કોરેલી આંખ શા આકાશમાં
તરતી નદી—
એ નદીના જળમહીં હું જોઉં છું

હબસી તણા કો' દેહ શો અંધાર
[મત્સ્યનો ચળકાટ જાણે]
તરફડે અંધાર એ;
તરફડે
કાંઠે ઊભેલા ઝૂંપડાની છાંય!
એ છાંયમાં
તરડાય કૈં કૈં માનવીચ્હેરા
અને,
જળ પીવાને આવતા પંખીના ઓળા!
બુદ્‌બુદો, જાણે વમળના અશ્રુઓ
જાતા સરી
આ કાળની ગુફા મહીં...
ને કાળની ગુફા થકી તો
વૃદ્ધ ક્ષણ સૌ ઊઠતી જુવાન થૈ... ...



## પ્રબોધ પરીખ

### આક્રમણ

એકાંતના ભૂરા ખંડેરમાં બેસીને
રોજ મારો જે સૂરજ પીગળી જાય છે
એનો આર્તનાદ
હવે ઇશ્વરના ઘર સુધી પહોંચી ગયો છે.
ને સમયના લોખંડી ઊંડાણનાં અંધકારમાં
મારા શ્વાસની જે કણિકાઓ

## જોસેફ મેકવાન

### એકલું

એકલું એકલું ટાવર જાગે સમયને અનુસાર!
ક્ષિતિજ ક્યારેક ચૂકતી જાણે ક્ષણનો લાગે ભાર!

પથે પથે શહેરને દીધા
બત્તીઓના તાળા,
કાળવી સડક મૂંગી મૂંગી
જીવની નેજ કુંડાળા!
તિમિરના ખંડેરથી ટપકે તારકના સૂનકાર!
એકલું એકલું ટાવર જાગે સમયને અનુસાર!

પડછાયાના પહાડ જાણે કે
નીંદમાં સૌ મકાન,
લયની ચાલે વાયરા જેનો
ગતનો ધબકે પ્રાણ!
હળવે એમાં ભળતા કોના ઉરતણા ધબકાર?
એકલું એકલું ટાવર જાગે સમયને અનુસાર!

### એક દિવસ

મૃત્યુ પામેલા કબૂતરની
ફેરેલી પાંખ શા આકાશમાં
તરની નદી—
એ નદીના જળમાંહીં હું બેઠો છું

હબસી તણા કો' દેહ શો અંધાર
[મત્સ્યનો ચળકાટ જાણે]
તરફડે અંધાર એ;
તરફડે
કાંઠે ઊભેલા ઝૂંપડાની છાંય!
એ છાંયમાં
તરડાય કૈં કૈં માનવીચ્હેરા
અને,
જળ પીવાને આવતા પંખીના ઓળા!
બુદ્બુદો, જાણે વમળના અશ્રુઓ
જાતા સરી
આ કાળની ગુફા મહીં...
ને કાળની ગુફા થકી તો
વૃદ્ધ ક્ષણ સૌ ઊઠતી જુવાન થૈ... ...



## પ્રબોધ પરીખ

### આક્રમણ

એકાંતના ભૂરા ખંડેરમાં બેસીને
રોજ મારો જે સૂરજ પીગળી જાય છે
એનો આર્તનાદ
હવે ઇશ્વરના ઘર સુધી પહોંચી ગયો છે.
ને સમયના બોખંડી ઊંડાણનાં અંધકારમાં
મારા શ્વાસની જે કણિકાઓ

ભરાઇ ગઈ હતી,
તે
ઊડી ઊડીને હવે ઇશ્વરને ચાંચો મારી રહી છે.
ઈશ્વરનો અંત ક્યારે આવે એ કહી શકાય નહિ.
મેં મારા આવરણોની કાંચળી ફેંકી દઇને
મારી બધી જ શક્તિ સાથે
એના આવાસ ઉપર
આક્રમણ કર્યું છે.

— ૨ —

અંધકારમા દિવાલના રેશમી તડકાની
ત્વચા નીચેથી
આકાશની પરીને કરેલો સ્પર્શ
જાગૃત થાય છે.
હવે ચહેરા પર બાઝેલી
આંસુની કુમાશ જીરવાતી નથી.
ન જન્મેલી હવાનો તરફડાટ
વાતાવરણને કોચી નાખે છે.
આંગળીઓ ચાલીસ વરસ સુધી
લંબાય છે.
જર્જરિત કબાટમાથી શબ્દોના શ્વાસ જાગીને
મૃતપંખીઓની પાંખોમા ભરાઇ જાય છે.
અને લાકડાના હીંચકા પર
મારું શબ ઝૂલ્યા કરે છે.

૦

# ૪૧

# કવિલોક

(કવિલોક સંસ્થાનું દ્વૈમાસિક)

ફાગણ ૨૦૨૦ | માર્ચ ૧૯૬૪ – પુસ્તક ૭ : અંક ૫

તંત્રીઓ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર વિદેશમાં શિલિંગ આઠ, છૂટક નકલના સિત્તેર નયા પૈસા લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી (૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨)મા છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

---

આવરણચિત્ર • પ્રદ્યુમ્ન તન્ના

કવિલોક

૪૧

# 'શાંત કોલાહલ'

પ્રિય ભાઇ જગન્નાથ

ભાઇ રાજેન્દ્ર શાહની કવિતામાં હું કેટલો અંગત રસ લઉં છું તે 'શ્રુતિ'ની મારી નકલમાં મેં કરેલી નોંધો ઉપરથી તારા ધ્યાનમાં આવ્યું હશે જ. 'શાંત કોલાહલ' વિષે કાંઇ લખવા માટે તું માગણી કરે છે પણ એમાં સૌથી પ્રથમ તો એ વસ્તુ છે કે હું વિવેચક નથી, એટલે મારા અધિકારનો પ્રશ્ન આવે છે. અલબત્ત, મારા પત્રથી રાજેન્દ્રની કીર્તિને લાભ કે હાનિ થવાનો સંભવ ઘણો ઓછો છે. વળી 'શાંત કોલાહલ' વિષે લખું એનો અર્થ વખણાયેલી વસ્તુના વખાણ કરીને ચાલતી ગાડીમાં ચડી બેસવા માગું છું એવો પણ નથી.

રાજેન્દ્રના સર્જનમાં એમની સતત જાગ્રત સંવેદનશીલતા, કહો સંવેદનક્ષમતા, સૌથી આગળ પડતું તત્ત્વ મને જણાય છે. એ સંવેદનશીલતા કલ્પના ઉપર આધાર રાખતી નથી, એ તો કવિના સમગ્ર માનસમાં – ઊર્મિતંત્રમાં તથા છેક નાડીયંત્ર સુધી – વ્યાપેલી છે: સમગ્ર ચિત્તંત્ર સૂક્ષ્મગ્રાહી તારોનું બનેલું યંત્ર હોય તેમ બહારના

અને અંતરના આઘાતો પ્રત્યે પ્રતિકાર્ય કરવું હોય છે. એ પ્રતિકાર્યમા અંગત તત્ત્વ લગભગ બાતલ થઈ જાઈને એમનો સ્વાનુભવ વિરાટ પ્રકૃતિના સર્વાનુભવનુ સ્વરૂપ ધારણ કરે છે જેમા સૌન્દર્યનુ દર્શન મુખ્ય હોય છે અર્થાત્ એમની સવેદનશીલતા કોઈ નિશ્ચિત વિચાર કે તત્ત્વદર્શનમા કે જીવનના વિશિષ્ટ ક્ષેત્રમા મર્યાદિત નથી

પરિણામે, એમની કવિતામા બીજું તત્ત્વ, વૈવિધ્ય, આગગપડતું થાય છે: જીવનના સર્વ ક્ષેત્રમા, માનવના સર્વ વ્યવહારમા તે સૌંદર્ય જુએ છે

નજરે નજર મળતી એમા નહિ હેરો નહિ તાવ
આછેરા ઘૂંઘટની આડે ઊછળે ઝાઝું વ્હાલ.

એક બાજુ ઘૂંઘટની પાછળ કવિને સૌંદર્યની ઝાખી થાય છે તો બીજી બાજુ 'ઘોડા ઘોડા / વીસરી સોડા'ને કવિનુ ચોખલિયાપણુ હોય તો, નડતુ નથી. વિષયનુ તેમ જ કવિતાના બાહ્ય સ્વરૂપનુ વૈવિધ્ય જોવા માટે 'શ્રુતિ' અને 'શાંત કોલાહલ'ની અનુક્રમણિકા પૂરતી છે, એમા પ્રેમ, દાંપત્યપ્રેમ, પ્રકૃતિવર્ણન, ગ્રામીણ જીવનના દશ્યો, તથા અંતરમા સક્રિય આધ્યાત્મિક તત્ત્વો વગેરેનો સમાવેશ થાય છે.

કવિ તરીકે રાજેન્દ્ર અંતર્મુખ છે એવી મતવખનુ કરી વાચેલુ યાદ આવે છે. સાચી કવિતાનુ ઊગમસ્થાન અંતરાત્મામા છે - ભલે એની આરંભની ઉત્તેજના બુદ્ધિ, ઊર્મિ, પ્રાણ કે બાહ્ય પ્રકૃતિ ગમે ત્યાથી આવતી હોય. રાજેન્દ્ર અંતર્મુખ કવિ છે એટલે એમને 'મરમી' પણ કહી શકાય; પણ 'મરમી' શબ્દની સાથે અસ્પષ્ટતા, ધૂંધળાપણુ, અજ્ઞેયતાનો સંસ્કાર વગેરે સામાન્ય રીતે સંકળાયેલા હોય છે તે રાજેન્દ્રમાં નથી.

સી. ડે. લૂઇસ પોતાના વ્યાખ્યાનોમાં – 'Poetic image'માં કવિની વિશિષ્ટતા image-making powerમાં – પ્રતીકો, કલ્પનોનાં મૂર્ત સ્વરૂપો સર્જવામાં – રહેલી છે એમ જણાવે છે. રાજેન્દ્ર શાહમાં એ શક્તિ પ્રચૂર પ્રમાણમાં જોઈ શકાય છે, અને વધારે ધ્યાન ખેંચે એવી વસ્તુ તો એ છે કે રાજેન્દ્ર જે પ્રતીકો કે કલ્પનો સર્જે છે તેમાં સત્યનું દર્શન સૌંદર્યમંડિત થઈને પ્રગટે છે.

પોષ વદ ૬(જન્મદિને)માં કવિ પ્રકૃતિનું દૃશ્ય આપીને પછી 'નાવ કો શ્વેત મરાલ શું સરે' એમ પાર્થિવલોક ભણી સરતી નાવમાં કોઈ મરાલ એટલે હંસને જુએ છે. અહીં મરાલ એટલે હંસનું પ્રતીક આત્માને માટે છેક ઉપનિષદના સમયથી વપરાય છે તેનો કવિએ સ્વાભાવિકપણે પ્રયોગ કર્યો છે. પછી,

વિલસંત હિરણ્યવર્ણમાં / દલને આસન સંચરે અજ.

સુવર્ણજ્યોતિર્મય વિકસિત કમલદલને આસને 'અજ' સંચરે છે. 'અજ' એ જ મરાલ છે, સૌ જન્મ તે 'અજ'ના જ હોય છે, એટલે છેવટે કવિ કહે છે,

સહુને મુજ અંતરે ધરું
સહુને અંતર હું ય વિસ્તરું.

વ્યક્તિ વિશિષ્ટતાનો આવિર્ભાવ છે એમ કહેવાય છે – અને તેમાં સત્ય રહેલું છે – પરંતુ વ્યક્તિ એટલે સર્વથી વિચ્છેદ એવું નથી એ સત્ય અહીં કવિ પોતાના જન્મની ઘટનામાં શાશ્વત અજન્માના અવતરણનો ઉલ્લેખ કરીને सर्वभूतानि चात्मनि तथा सर्वभूतेषु चात्मानम् એ પ્રમાણે જન્મના સાર્થક્યનો ઉલ્લેખ જન્મની ઘટનામાં જ ઉત્તમ રીતે કરે છે.

'ત્રણ અવગાહકો'માં જીવનની અનુભૂતિના ત્રણ પ્રકારો સમુદ્રમાં પડનારા મરજીવાના કલ્પનમાં કવિ રજૂ કરે છે. પેલાં પ્રખ્યાત ચાઇનિઝ ચિત્ર 'થ્રી વાઇન ટેસ્ટર્સ'ની એ કવિતા યાદ આપે છે.

ગુજરાતના જીવનના વિવિધ ક્ષેત્રો સાથે સજીવ સંબંધ રાખવાને રાજેન્દ્ર ખૂબ આગ્રહી છે એટલે લોકવાણી સાથેના એમનાં પરિચયનો વિચ્છેદ થયો નથી. ખાસ કરીને ગુજરાતી ભાષાના ઉચ્ચારમા એના શબ્દપ્રયોગોમાં જે માધુર્ય છે, જે મંજુ સંગીતનું લયતત્ત્વ છે તેના પ્રત્યે રાજેન્દ્ર જેટલી સજાગતા બીજા કવિઓમાં મળતી નથી. બંગાળીમાં એ ઉચ્ચારમાધુર્યની ટાગોરે પોતાના સર્જનમાં મધ્યકાલીન કવિઓની કૃત્રિમ ઝડઝમકથી અલગ રીતે, એક ઉત્તમ સજીવ તત્ત્વ તરીકે સ્થાપના કરી છે. એમના 'ઉપગુપ્ત' 'ઉર્વશી' વગેરે ગીતોમાં એ શક્તિ પૂર્ણ કળાએ પ્રકાશે છે. સુમિત્રાનંદન પંતના હિંદી કાવ્યોમાં પણ ભાષાના ઉચ્ચારણનું માધુર્ય સ્થાન પામે છે, રાજેન્દ્ર બંગાળી ભાષાના અભ્યાસી છે એટલે એ તત્ત્વ એમની નજર બહાર રહી જાય એ સંભવિત નથી. પરંતુ એમનાં સર્જનની ખૂબી એ છે કે બંગાળીનું અનુકરણ કર્યા વિના તળ ગુજરાતની ભાષાનું જે સ્વરમાધુર્ય અને લયનું તત્ત્વ છે તે એમણે આગવી રીતે પ્રગટ કરી બતાવ્યું છે.

વળી, રાજેન્દ્રની કવિતાનું બાહ્ય સ્વરૂપ અક્ષરમેળ ઉપર એમનુ પ્રભુત્વ દર્શાવે છે. એમણે ચતુરક્ષર' સંધિનો તથા તેના જુદા જુદા ટુકડાઓનો સારો અભ્યાસ કર્યો લાગે છે. કદાચ પયાર અને મુક્ત પયાર અને કેશવ હર્ષદ ધ્રુવના 'વનવેલી'નું પણ અનુશીલન કર્યું હોવાનો સંભવ છે. મુક્ત લયનો એક અનોખો પ્રકાર રાજેન્દ્રની કવિતામાં આપણને મળી આવે છે.

થોડાં ઉદાહરણો આ મુદ્દો સ્પષ્ટ કરવા માટે લઇશું.

**સરલ** હૃદય તવ, **ખલ** મન મારું
અમી તવ, મારું કુ**ટિલ** ગ**રલ** (છન્નનિર્મલ)

લહર મહીં ના
**ઘેલી,** વ્હી**લી** હવા જ**લ**શીત**લ** (ગગન ઘનથી ગોરંભાયું)
એકાન્ત ન શાંત (પડદો)
**રમતી** ભ**મતી** સ**મી**રની
લહરીને મૃદુ સ્પર્શ હર્ષની (પોષ વદ ૬/શ્રુતિ)
તરુપર્ણ, તૃણ, ધૂલિકણ, (ઐકાન્તિક દિન)
તૃપ્ત હૈયાના આનંદે મંદ સ્પંદતા
છંદના ધ્વનિમાં લીન (મારું છે અન્ન/શ્રુતિ)
રાગનાં અગણ્ય પ્રતિબિંબ (મેડીને એકાન્ત)
**ન**ત **ન**યન**ની** **નીચે** **ને**હે લ**સં**ત પ્ર**સન્ન**તા
(ગગન ઘનથી ગોરંભાયું)
અનંત આ **નીલિમ, સીમ**હીન (પોષ વદ ૬/શ્રુતિ)
**ભ**ર નિંદરમાં **ભ**યાવહ ! લહ્યું જે સ્વપ્ન **કરા/લ રા**તનું
(ન વાત વ્યતીતની)

આવાં ઉદાહરણો 'શ્રુતિ' અને 'શાંત કોલાહલ'માં ઠેર ઠેર મળી આવશે.

રાજેન્દ્ર જીવનનાં સૌ પાસાંઓનો સ્વીકાર કરે છે—ટાગોર પેઠે એ પણ કહી શકે—'વૈરાગ્ય સાધનેર મુક્તિ શે આમાર નય'. ઇન્દ્રિયો પર પડતા સંસ્કારો ને માત્રાસ્પર્શોને પણ કવિ આનંદપૂર્વક સ્વીકારે

છે. વિશ્વના લખરૂપ

કલગાનથી ગંધસ્પર્શથી
વળતા ઘેરી મને ઉલ્લાસમાં

શબ્દ, સ્પર્શ, રસ વગેરે આનંદના દ્વારો બને છે

પરંતુ રાજેન્દ્રની સંવેદનશીલતા એટલી સૂક્ષ્મ છે કે એ બધા બાહ્ય સ્પર્શો ઇન્દ્રિયગોચર જ હોય છે એવું એમની બાબતમાં નથી 'સ્વપ્ન'માં કવિ કહે છે —

આછી સુગંધ સાડ કો નસરત ગાન
જેની ન કર્ણશ્રુતિ, જે પણ વૃત્તિગમ્ય

ખરી ઇન્દ્રિય તો 'મન'જ છે એટલે જ 'વૃત્તિગમ્ય' 'સુગંધ અને ગાન' સૂક્ષ્મ ભૂમિકામાં અનુભવી શકાય છે 'સ્વપ્ન' કાવ્ય કવિતાના રૂપમાં કવિના સુખદ સ્વપ્નની પ્રવાહી વાર્તા જ છે, એમાં કવિ જે ગતિ, જે રંગ તથા વિવિધ અનુભૂતિઓનો સંભાર રજૂ કરે છે તથા સમગ્ર વર્ણનમાં ભાષાની જે કરકસરનો પ્રયોગ કરે છે તે ખરેખર અસાધારણ છે સ્વપ્નની આની વફાદાર, પ્રવાહી અને કવિતાની દૃષ્ટિએ સફળ રજૂઆત ઘણી વિરલ છે

પ્રકૃતિના વર્ણનોમાં રાજેન્દ્રની સંવેદનશીલતા સજીવતા અને વિવિધતા લાવે છે અને સાથે સાથે વાણીનું માધુર્ય અને લય જાળવે છે 'ભોર'ની

'રાન માજારના નેણથી વીધાય રૈણનું કાજળ માળું'

એ પંક્તિમાં રાત્રિના અંધારમાં તગતગતા માજારના નેત્રો સૂચિભેદ્ય

તમને 'વીંધે છે' એ કલ્પના પ્રકૃતિનું હૂબહૂ ચિત્ર રજૂ કરે છે, તો 'નેણ' અને 'રેણ'નું સ્વરસામ્ય ઢાંકયું રહેતું નથી.

'મેડીને એકાન્ત'ની છેવટની પંક્તિઓમાં રહેલો ધ્વનિ ધ્યાન ખેંચે છે –

દગે દગે આંહીં ઉદ્દીપન
ગોખનો દીપક કૃતકૃત્ય
જલતી જ્યોતિનું અવ સ્નેહમહીં થાય નિમર્જન
અંધકાર નહીં
અહીં દ્વયનો વિલય.

આપણાં ગામોમાં તેલના દીવા થતા – જેમાં બળતી વાટ પ્રકાશ આપતી – હવે તો વીજળીના દીવાનું નિમર્જન એના તારના ગૂંછળામાં જ થાય ને? મોટે ભાગે દીવાની વાટ ફૂંક મારીને બુઝાવવાની ક્રિયા શુભ ગણાતી નહીં – એને લઇને ધુમાડાની ગંધ પણ આવતી – એટલે વાટને તેલમાં ડુબાડી દઇને દીવો રામ કરવામાં આવતો. કવિ અહીં દીવાની જલતી જ્યોત સ્નેહમાં – તેલમાં – ડૂબે છે એમ કહીને એમાં દીપકની કૃતકૃત્યતા રહેલી છે એમ કહે છે – કારણ કે હવે જ્યોત અને સ્નેહ જુદાં હતાં તે એક થઈ જાય છે. છતાં અંધકાર થતો નથી – પરંતુ 'દ્વયનો વિલય' થાય છે! દાંપત્યજીવન વિષેનો ધ્વનિ અહીં સ્પષ્ટ છે.

'તવ પ્રવેશે' કાવ્યનો આરંભ વાત્રક પ્રદેશના નૈસર્ગિક દૃશ્યથી થાય છે. કવિને પ્રકૃતિ 'બારીથી મઢાયલ ચિત્રશી' લાગે છે. પ્રિયનો પ્રવેશ થતાં એ દૃશ્યમાં પરિવર્તન થઇ જાય છે – એટલે કાવ્યમાં સર્વાનુભવ અને સ્વાનુભવ ભેગા થાય છે. કોઇ 'મુદામય સ્પંદન – જે પહેલાં ન હતું તે – સકલ કરણોને સ્પર્શી રહે છે. અને પછી

'રગ રગ મહીં જાણે આરોહતી ગતિ સૂર્યની' કવિ અનુભવે છે. દિવસમાં પ્રકાશતું સામાન્ય સૂર્યતેજ સમગ્ર પ્રકૃતિમાં પ્રાણનું સ્પંદન જાગ્રત કરે છે તે અહીં માનવપ્રેમના સંબંધ પર છેક નાડીયંત્ર સુધી અસર કરે એને માટે ખૂબ સૂક્ષ્મગ્રાહી સંવેદનશીલતા આવશ્યક છે જે રાજેન્દ્રની એક વિશિષ્ટતા છે.

'કાળવી કીકી'માં આવો જ અનુભવ જુદી રીતે વ્યકત થાય છે: કવિને પ્રિયાની કાળવી કીકી આગળ 'સૂરજની સારી રોશની ફીકી' લાગે છે! અહીં સૂરજનો પ્રકાશ કેવળ સ્થૂલમાં જ મર્યાદિત છે અને 'કીકી'ની પ્રાણવંત રોશની આગળ તે ફીકો પડે છે. શબ્દોની પસંદગીમાં કવિની નૈસર્ગિક શક્તિ કેવી સ્વાભાવિકપણે – લગભગ સ્વયંભૂ સૂઝથી – કાર્ય કરે છે તે પણ પ્રથમ કાવ્યમાં 'ગતિ સૂર્યની' નો પ્રયોગ છે જ્યારે બીજામાં 'સૂરજની સારી રોશની' એમાં આપણે જોઈ શકીએ છીએ.

'ગ્રીષ્માંત'માં ઉનાળાનું સુંદર પ્રાકૃતિક વર્ણન છે, એમાં-થોડા શબ્દોમાં વાસ્તવિક તાદૃશ્યતા અને પ્રકૃતિમાં વ્યાપી રહેલી સચેતનતા બન્નેનું સુભગ મિશ્રણ છે. ઉનાળાની બપોર – 'સ્વ-મર્મર-વિહીન અસીમ એકાન્ત'ની લાગણી પ્રેરે છે, જાણે 'મહાકાલ ગતિહીન ક્લાંત' થઈ ગયો હોય એમ સઘળું નિશ્ચેષ્ટ બને છે. 'મહાકાલ' શાંત નથી, ગ્રીષ્મમાં એ 'ક્લાંત' છે. ગ્રીષ્મની બળબળતી 'અગન' પણ જીવંત બને છે, એના 'દગ્ધ અંતરમાં કોઈ અગમ્ય - ઝંખન' તે ધારણ કરે છે.

વર્ષાના આનંદમય આગમન માટે હશે એ ઝંખન? પરંતુ એટલામાં ચકલાંનું યુગ્મ ધૂળમાં પાંખો ફફડાવી ધૂલિસ્નાન કરતાં 'વર્ષાના અમીવર્ષણની' આગાહી કરે છે. કવિની એ તંદ્રાવસ્થામાં

'મંજુભાષિણી' શીત જલ લાવે છે, તરસવિહ્વલ કોઇ શ્વાનને પણ જલપાન મળે છે – (ઉનાળામાં તરસ કેવી વિશ્વવ્યાપી હોય છે તેનો ખ્યાલ આવે છે).

એટલામાં 'વાયુની છોળ' વાગે છે, દૂર દૂર વૃષ્ટિનો 'જ્વરહર સુશીતલ' સ્પર્શ થાય છે અને થોડી વારમાં નૂતન વૃષ્ટિથી 'સિક્ત ધૂલિમાંથી પરિમલ રેલાય છે', પૃથ્વીની સોડમ આવે છે અને ગ્રીષ્મનો અંત 'ઝીણી મર્મર'માં આવે છે!

'તળાવને તીર'માં કવિના પગ આગળ 'લખ તારલાથી સોહંત' એવું વિશાળ આકાશ વિસ્તરેલું છે. હજી સુધી ચંદ્રનો ઉદય થયો નથી, પરંતુ અંધકારના પડદા પાછળથી આવીને ચંદ્ર કવિનું એ ચિત્ર 'તોરથી' લૂછી નાખે છે: 'અંકાશ આખું સહસા ઊડી ગયું'. અનંત આકાશ તો ઊંચે એના મૂળ સ્થાનમાં હતું – તળાવમાં તો એનું સ્થિર પ્રતિબિંબ માત્ર હતું. હવે પ્રતિબિંબ લુછાઇ જતાં તળાવનું અને કવિના 'ક્ષુબ્ધ ચિત્તનું લાઘવ' અહીં રહ્યું જણાય છે.

'ઐકાન્તિક દિન'માં સવારથી રાત્રિ સુધીમાં થતાં પ્રકૃતિનાં પરિવર્તનો કવિને આમંત્રણ આપે છે પરંતુ કવિનું મન 'નિજમહીં લીન' છે અને પોતાને કશા સાથે પરિચય નથી એમ કવિને લાગે છે. હકીકતમાં કવિનું માનસ 'ધૂંધળો વિષાદ' અનુભવે છે.

આમ ને આમ જ વહી સવારની વેળ
વણમેળ.
બપોરે પણ એવી જ અંતરાવસ્થા ચાલુ રહે છે, જેમાં
નિખિલ જણાય ખાલીખમ.

સંધ્યા આવે છે ત્યારે ફરીને સમુદ્રમાં ભરતી આવે છે, વાયુ વહે છે, ધીમે ધીમે સૂર્યાસ્ત થાય છે અને 'સ્વર્લોકનું સદન'

જાણે ઊંઘતું હોય એમ કવિને લાગે છે. ચારે બાજુ અંધકાર વ્યાપે છે જેમાં

'ચોમેરનું સર્વ એનું એ જ ને છતાં ય
રૂપ ધરે છે ઇતર.

પછી કવિનું મન જાણે પાંજરામાંથી મુક્તિ અનુભવે છે. પરંતુ 'નેત્રને નિદ્રાનું ઇજન' મળે છે અને 'ઇહ લોક મેલી સરે અવર પ્રદેશ મારું મન'.

સામાન્ય રીતે આ પાર્થિવ ભૂમિકા અને ચેતનાની જાગ્રત અવસ્થા જ વાસ્તવિક છે એવી જે માન્યતા હોય છે તે કવિને સ્વાનુભવથી અસત્ય કે અર્ધસત્ય લાગે છે. માનવચેતનાને સ્થૂલ ઉપરાંત અને જાગ્રત સિવાયના પ્રદેશો ગમ્ય છે એ અનુભૂતિ અહીં કાવ્યનું સ્વરૂપ પામે છે.

'પડદો' કાવ્યમાં પોતાની કુટીરનાં બંધ દ્વારમાં રહીને કવિ સમગ્ર વિશ્વને — બધી વસ્તુઓને બહાર મૂકી દેવાનો સંકલ્પ કરે છે પરંતુ

સમીરને ય કશું કુતૂહલ
અહીંથી કે ત્યહીંથી
એ ડોકાય તરલ
સંગમહીં રવિતેજ
ઝૂકી જાય સહેજ
'ખલ'!

કવિની સંવેદનક્ષમતા કેટલી સૂક્ષ્મ અને કેટલી જાગ્રત છે તે વાયુ 'ડોકાય છે' તેમાં અને એના સંગમાં 'રવિતેજ ઝૂકી જાય સહેજ' એમાં જોવા મળે છે

પછી કવિ કબૂલ કરે છે 'એકાન્ત ન શાંત', અને વિશ્વ સકલ સાથે સમુદાર સંગ અનુભવે છે. 'કોણ તે આવ્યું?' એ કાવ્ય

ટાગોરની ગીતાંજલિના એક ગીતનું સ્મરણ કરાવે છે. અજ્ઞાત રીતે કોઈ દિવ્ય સત્ત્વની, કહો પ્રભુની, સન્નિધિ પ્રાપ્ત થાય છે પરંતુ માનવ એ વિષે સચેતન નથી. ટાગોરના ગીતમાં 'સે જે પાશે એશે બોશે છિલો, તબુ જાગિનિ' અને 'ઊંઘમાં હું, આવી ત્યારે અહીં કને જાગી જાઉં ત્યાં છુપાય' એ પંક્તિમાં ચિત્રનું સામ્ય રહેલું છે.

રાજેન્દ્રનું માનસ જીવનના ગહન પ્રશ્નો અને પાસાંઓ પ્રત્યે સતત જાગ્રત છે. એમાં કાલ અને શાશ્વતીનો કોયડો કેટલાંક કાવ્યોમાં કવિ ઉકેલે છે. 'તવ પ્રવેશે'માં

પ્રિય ! તવ પ્રવેશે ભૂમામાં સમસ્તની વ્યાપૃતિ;
સરતી ક્ષણને આધારે હું લહુ સ્થિર શાશ્વતી.

પ્રેમના દિવ્ય ભાવની અનુભૂતિ થાય છે કાલમાં, ત્યારે પણ સમસ્ત 'ભૂમા'માં – વિશ્વવિશાળ, અનંત ચેતનામાં લય પામે છે અને ત્યારે ગતિમાન વર્તમાનમાં 'સ્થિર શાશ્વતી'નો પરિચય થાય છે.

'ક્ષણને આધાર'નું સ્વરૂપ જુદું છે. એમાં શાશ્વત, અનંત પોતે ક્ષણનો આધાર લઈને સૌંદર્યનાં અભિનવ સ્વરૂપો, નિત્યનવીન પ્રકારો ધારણ કરે છે એ સત્યનું કવિ નિરૂપણ કરે છે. કેટલીક વાર આવા ગંભીર વિષયનો આરંભ અતિ સામાન્ય ઘટનાથી કવિ કરે છે: અહીં કોફી કપની વરાળ ઊંચે ચડીને તિરોધાન પામે છે તેનાથી કાલની વિકારિતા અને અનુભૂતિની નશ્વરતાનું સૂચન થાય છે. એ સમયે સમીર પુષ્પગંધથી પ્રમત્ત થઈને લથડબથડ વહી જાય છે, ક્યાંક બુલબુલ બોલે છે. આ બધી શબ્દ, સ્પર્શ, રસ વગેરેની સામગ્રીમાં કવિને 'સમયનું લઘુ ઘૂંટ મહીં સ્વાદ્ય પાન' મળે છે. જીવનમાં આનંદની સામગ્રી કાલની ગતિશીલ અને અસ્થાયી ક્ષણમાં

પણ વિપુલ પ્રમાણમાં વેરાયલી પડી છે, જો માનવ તેમનું ગ્રહણ કરી શકે તો, એ સત્ય કવિ નિરૂપે છે.

પછી, હિમાલયની મંદાકિનીના કિનારા ઉપર કવિની કલ્પના પહોંચે છે અને ત્યાંથી કેદાર શિખરનાં દર્શન કરે છે. ઊર્ધ્વમાં આરોહણ કરવાની કેડી ઉપર પોતે ચાલે છે. ધીમે ધીમે પૃથ્વી દૂર ને દૂર સરતી જાય છે, વાદળા વચ્ચમાં આવીને જનપદ, જમીન સૌ અદૃશ્ય કરી દે છે – દૃશ્યજગત વિલય પામતું જાય છે. ફક્ત 'કષાય રંગ' અને 'નીલ ઝાંય' વર્તાય છે. છેવટે 'તેજ' કેવળ રહે છે અને સઘળું 'તેજોમય શાંત, આત્મલીન' થઈ જાય છે.

હવે રહે છે કેવળ 'પ્રકાશ ભાસમાન'નું સંવેદન–પર્વત, કેડી, નદી, ખુદ દેહનો અધ્યાસ પણ દૂર થઈ જાય છે, રહી જાય છે કેવળ અસ્તિત્વનું ભાન, સત્‌નું અને ચિત્‌નું 'છે' અને 'પ્રકાશે છે' એટલું જ સંવેદન. ચારે બાજુથી આનંદનું ગુંજન કોઇ શ્રુતિહીન ધ્વનિ હોય તેમ, સૂક્ષ્મ શ્રવણગોચર થાય છે, 'છે', 'ભાસે છે', 'આનંદમય છે' એ અનુભૂતિ થાય છે.

એટલામાં 'શિશુકોલાહલ' સંભળાય છે. કાલમાં વ્યક્ત વિશ્વના વિલયની અનુભૂતિમાંથી કવિની ચેતના કાલમાં આવે છે. ત્રણ બાળકો પોતપોતાની પ્રિય વસ્તુઓ – માનવને આનંદ આપતાં રમકડાં લઈ આવીને કવિનો અભિપ્રાય માગે છે. પ્રત્યેકને પ્રોત્સાહન આપીને કવિ ચિંતનમાં લીન બને છે – બાળકો રમોડામાં દોડી જાય છે. સત્ત્વ, રજ અને તમના આવિર્ભાવથી અત્રિનું આંગણ પ્રફુલ્લ છે. કવિ પોતે કોઈ તપોવનની એકાંત કુટીરમાં વસે છે જ્યાં પ્રકૃતિ એની સેવા કરતી હોય છે : ત્યારે કવિ જુએ છે કે અતીન્દ્રિય અને કાલાતીત અનંત ત્રણ ગુણોનો આશ્રય લઇને અનંતરૂપો ધારણ કરે

છે અને માનવ જેને ભૂત, વર્તમાન અને ભવિષ્ય તરીકે અનુભવે છે એ ગતિશીલ કાળના વિવર્તનમાં એ જ શાશ્વત આવિર્ભાવ પામી રહ્યો છે. જીવનમાં સતત અભિનવ રૂપ અને સૌંદર્યમાં, બાલરવિનાં કિરણોમાં, બુલબુલના સંગીતમાં, સદ્યજાત કિસલયરૂપે એ જ શાશ્વત પ્રગટી રહ્યો છે. અને તેથી વિશ્વ નિત્યનવીન, તાજગીભર્યું રહે છે.

'કેરિયો અને કુક્કડ'માં ચિત્રનો ઉઠાવ સારો આવે છે. મારવાડી બોલની છાંટ પણ વિવિધતા લાવે છે. માનવના અસલ સ્વરૂપને પ્રતિબિંબિત કરનાર અંતસ્તત્ત્વની, કહો સકળ સચેતનતાની પાછળ સાક્ષી રહેલા ચૈતન્યની પ્રશ્ચાદ્‌ભૂમિ પર માનવની પ્રકૃતિનાં વિકારી વ્યક્તિસ્વરૂપો જીવનમાં દેખાય છે. એમાંનું કોઈ વાનરના જેવું ચંચલ છે, તો કોઈ ફણિધર નાગના જેવું ઝેરીલું છે. એ પ્રકારનાં વ્યક્તિસ્વરૂપો માનવે પોતે અનુમતિ આપેલી હોવાથી અસ્તિત્વમાં આવ્યાં છે. જ્યારે એ બધાં વિકારી, ખંડસ્વરૂપો દૂર થઈને દૃષ્ટિ નિર્મળ બને છે ત્યારે 'અહં'નો લય થાય છે. ત્યાર પછી જ્ઞાનનો ઉદય થાય છે, જેમાં એક જ આધ્યાત્મિક સત્તા જૂજવાં સ્વરૂપો ધારણ કરતી અનુભવાય છે.

'પલ પલ મુખડું બદલ બદલ નખરાળ કરે છે નાચ' એ પંક્તિમાં પ્રગટ થતું સત્ય નરસિંહ મહેતાના 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે'નું સ્મરણ કરાવે છે.

'રેણુ'માં નિદ્રાવસ્થાનું નિરૂપણ છે જેમાં માનવની ચેતના કોઈ બીજી જ દુનિયામાં પ્રવેશ કરે છે ને એને જાગતાં માણસોમાંથી કોઈ જોઈ શકતાં નથી: 'એકથી અવર લોકમાં ભમે આપણી તે કાયા'.

એ મુસાફરી ગમે તેટલી લાંબી હોય તો પણ એને માટે લાંબો સમય લાગતો નથી. 'પ્હોરને ઝૂલણ ડોલિયે તે ભવભવની હદેયું વાયુ': અનેક જન્મોના સંસ્કાર એવી સ્વપ્નાવસ્થામાં જાગ્રત થાય છે; વર્ડ્ઝવર્થ કહે છે તે winds come to me from the fields of sleep'. 'સ્મરણ' કાવ્યમાં જાગૃત સ્થિતિમાં ભુતકાળ સજીવ થતો કવિ વર્ણવે છે જ્યાં

નહીં દેશ, નહીં કાલ
હૃદયને એક માત્ર તાલ
અનાહત છંદ.

પછી પ્રશાંત આનંદની લાગણી અનુભવીને કવિ વર્તમાનમાં આવે છે ત્યારે જુએ છે કે 'ક્ષણને આંગણ આવી ગયું રે અતીત'. આમ ભૂત, વર્તમાન, ભવિષ્ય એવા જે કાલના વિભાગ માનવ કરે છે તે એની ચેતનાની મર્યાદાને લઇને આવશ્યક બને છે–વર્તમાનમાં અતીત અને ભાવિ બન્ને હોય છે.

'શાંતિ'–સાંજની, મધ્યરાત્રિની અને બ્રાહ્મમુહૂર્તની એમ ત્રણ પ્રકારની કવિએ વર્ણવી છે. તેમાં નિદ્રાની આરંભની સ્થિતિ, પછી ઘોર રાત્રિના અંધકારની 'નિગૂઢ સ્તબ્ધતા' જેનો શ્વાન, શૃગાલના અવાજો ભંગ કરે છે છતાં 'શૂન્યતા' જ જેમાં વિસ્તરેલી રહે છે તે, અને છેવટે બ્રાહ્મમુહૂર્તમાં નવચેતન પામી જાગ્રત થતી માનવચેતના પ્રફુલ્લ શાંતિ અનુભવે છે તે–એમ એક જ અનુભૂતિના ત્રણ પ્રકાર ધ્યાન ખેંચે છે.

'જાગ, જાગ' અને 'ફરી જુદ્ધ' એમાં આંતરશત્રુઓ સાથેના સનાતન યુદ્ધનો વિષય કવિ નિરૂપે છે. આત્માને અજ્ઞાનની

ઘોર નિદ્રામાંથી જાગવાને કવિ ઉદ્‌બોધન કરે છે અને સમગ્ર પ્રકૃતિમાં અંતરાત્માની આણ સ્થાપવાનો પ્રયત્ન કરવાને પ્રેરે છે.

ખારવાનાં અને વનવાસીનાં ગીત લેખકના બહોળા લોકસંપર્કના પરિણામરૂપ હોઈ ગુજરાતી સાહિત્યમાં સ્થાન પામે છે.

'શ્રુતિ'માં એમણે જેને 'મધુર અકળામણ' કહી છે તે જ અહીં 'શાંત કોલાહલ'નું રૂપ ધારણ કરે છે – અને એ કૃતિએ પોતાની શાંતિ જાળવીને સાહિત્યમાં સારો એવો કોલાહલ મચાવ્યો અને કર્તાને ઉત્તમોત્તમ પુરસ્કાર અપાવ્યો તે માટે અભિનંદન.

**– અંબાલાલ પુરાણી**

**તા. ક.** રાજેન્દ્રના સર્જનમાં શબ્દોનો પ્રયોગ પણ ધ્યાન ખેંચે છે. કેટલાક તળપદા, લોકજીવનમાંથી કે વિશિષ્ટ પ્રાંતમાંથી અપનાવેલા શબ્દો તેઓ વાપરે છે. ઉપરાંત નવા શબ્દો રચવામાં પણ કુશળ છે: લાંક, મહીન, જાગામીઠી, મલીર, શિલીન્ધ્ર, ફટાયા, ઓળકોળાંબડે, વીળ, વેકુર, ઝૂંક, વાહસ, વણજોયા, તૃપ્તિરંક, શિંજના, પાવસહેલી (મરાઠી ઉપરથી), વગેરે.

•

## મણિલાલ

### અંધારું

અંધારું પીળું આકાશ નહીં બાલમા,
અંધારું લોલ લાલ સુંવાળું ફૂલ,
અંધારુ બાવળનુ ફૂલ નહીં બાલમા,
અંધારું સુવાળી શમણાની શૂળ,
અંધારું આંખોમા આંજ્યું અંજાય,
એને ઘૂમટામા સાત્યું સંતાય માગ બાલમા,
અંધારું પીળું આકાશ નહીં બાલમા,
અંધારુ લોલ લાલ સુવાળું ફૂલ.
અંધારુ ચમકે જે આંખમહીં મધરાતે,
અંધારું મલકે જે હોઠમહીં મધરાતે,
અંધારું કાળું ગુલાબ માગ બાલમા,
અંધારું આપેલો કોલ મારા બાલમા,
અંધારું બાવળનું ફૂલ નહીં બાલમા,
અંધારું સુવાળી શમણાની શૂલ.

અંધારું કોયલનું ટોળું નહીં બાલમા,
અંધારુ સોનાનો સુવાળો સૂર,
અંધારું કૂતરાનું ભસવું નહીં બાલમા,
અંધારુ મૌનતણું ધસમસતું પૂર,
અંધારું માગો નો આપ્યું અપાય,
એને ભાગો તો ભાગ્યું ભંગાય માગ બાલમા,
અંધારું પીળું આકાશ નહીં બાલમા,
અંધારુ કાળું ગુલાબ મારા બાલમા.

લીમડામાં સૂસવતું ઝૂલે તે અંધારું,
સુગરીના માળામાં લટકે તે અંધારું,
અંધારું ફૂલોની છાબ મારા બાલમા,
અંધારું પાળેલો બોલ મારા બાલમા,
અંધારું બાવળનું ફૂલ નહીં બાલમા,
અંધારું સુંવાળી શમણાંની શૂલ.

અંધારું અટવાતું તારા આશ્લેષમાં,
અંધારું ગૂંચવાતું છૂટેલા કેશમાં,
અંધારું આપણો આ સંગ નહીં બાલમા,
અંધારું વિરહવેરાન મારા બાલમા,
અંધારું ! સૂરજ શું ઊગે નહીં બાલમા ?
અંધારું લૂંટાયું ચેન મારા બાલમા.
અંધારું પીળું આકાશ નહીં બાલમા,
અંધારું લોલ લોલ સુંવાળું ફૂલ;
અંધારું બાવળનું ફૂલ નહીં બાલમા,
અંધારું સુંવાળી શમણાંની શૂલ.

•

## રાવજી પટેલ

તા. ૧૫-૧૧-૬૩

૧

દેહમાં પુરાયલું અસ્તિત્વ આ
ગમતું નથી.
મને કોઇ રાવજીથી ઓળખે

એ મે
હવે ગમતું નથી.

૨

સ્વપ્નપરીઓના સુવાસિત દેશને
પરીઓ બધી ઊંચકી ગઈ !
ને
જાતને સમજાવતો હું થઈ ગયો.
રે, શું થયું ?
હું કશી દિવાલમાં અટવાઉં છું.

૩

ઇચ્છી કરેલા શબ્દને હું ગોઠવું છું
કોઈ કાનોમાં.
કોઇ કાનોમાં ધગ ધગ થતું સીસું
તો કોઈમાં એવું પ્રવાહી રેડવું મારે પડે
કે
જાણે પર પાણી,
ને આંખ એની મુજને જોયા કરે.
આમ હું તો મધ સમો મીઠો બનું.
ને પુરુષના વિચારશો ધિક્કારવા લાયક બનું.
લાચાર છું.
આ શહેરમાં, હોટેલમાં, સરિયામ રસ્તે કોઇ સાથે,
ટ્રેનમાં, પરગામમાં
આ સભ્યતાની કુંવરી(!) ને સાચવ્યા કરવી.
હું મુરબ્બી !

કોઇ પેઢીના હિસાબી ચોપડા જેવો નર્યો જુઠો !
સહુ સામે મને – સાચા મને – ખતલાવવાનો તો
વખત મળતો નથી.
હું મને જડતો નથી.

૪

મારે કૂદવું છે વાછડાની જેમ
કોઇને ખટકું નહીં એવો
પવનની લ્હેરખી જેવો
ફરું,
હું ચગું વંટોળિયાની જેમ
કે
મારા પતનને કોઈ જાણે ના.
સ્કૂલમાંથી ઘર તરફ વળતા મનસ્વી બાળ જેવું –
અજાણ્યા માનવીને જોઈ હસતું,
પોલીસનો ડંડો જરી ખેંચી પછી ચડ્ડી ચડાવી ભાગતું,
સિગરેટનાં ખોખાં નકામા બાટલીના બૂચ વીણી
ટ્રાફિકને સમજ્યા વગર જોતું
હવામાં જેમ ફુગ્ગો જાય એવું જાય ઘરમાં.
– વર્તવું છે.
પરંતુ આજ હું બાળક બની શકતો નથી.

૫

હું મિત્ર કેરા હાથને દાબી નથી શકતો
પછી તો —

૬

દેહમાં પુરાયેલા અસ્તિત્વના
આ સર્પને
હું મેળવી શકતો નથી સહુમાં.
ફૂલની ફોરમ સમો એ તે બને ?!
ચોવીસમી આ પારદર્શક કાંચળી ઉતારતા એને
હવે પકડો.
નહીં તો –

(ગયા અંકમાં શરતચૂકથી આ કાવ્યનો અમુક અંશ જ છપાયો હતો, એટલે આખું ફરીથી અહીં રજૂ કરીએ છીએ.)



## રમેશ કિનારીવાળા

### બળતે બપ્પોર

બપ્પોરે મહુડાની ઊંચેરી ડાળથકી ટહુકો કરે છે કું મોર.
વૈશાખી આભ સાવ ભૂરું ભૂરું,
ને પોઢ્યો પાદરમાં કૂવાનો કોશ,
ઘરની પડાળીએ હું એકલ ઝૂરું
ને હવે નહીં રે હવાને જરી હોશ,
સઘળી તે શેરીઓ સૂની સૂની ને બસ ધરતી તો કોરીધાકોર,...

પિરોજી પિરોજી ફૂલની કટોરી મહીં
ઘૂમરાતાં ગંધનાં ઘેન,
ઘેનમાં ને ઘેનમાં પોપચે મઢેલ મેં તો
નમણાં બે દીઠાં રે, નેન,
હળવે ઝૂકીને એક ચૂમી લીધી ને ત્યહીં બળતે બપ્પોર થૈ ભોર....

## હૅારિ મિશો

### શાંતિપ્રેમી મનુષ્ય

પથારીમાંથી પોતાના હાથ લંબાવી જોતાં જ, ભીંતનો સ્પર્શ ન થવાથી પ્લ્યુમ દંગ થઇ ગયો. 'વારુ', એણે વિચાર્યું, 'કીડીઓ જ સ્વાહા કરી ગઇ હશે...' ને એ ફરી પાછો ઊંઘી ગયો.

થોડી જ વાર પછી, એની પત્નીએ એની બોચી પકડી ને એને ઢંઢોળી નાખ્યો: 'અઘોરી કયાંના', એ બોલી, 'જુઓ તો ખરા! તમે કુંભકર્ણની જેમ ઘોરવામાં પડ્યા હતા ત્યારે આપણું ઘર ચોરાઇ ગયું'. વાત તો સાચી હતી. જયાં જયાં એણે આંખ માંડી ત્યાં ત્યાં આકાશ જ નજરે પડ્યું. 'લે! થવાનું હતું એ તો થઈ ગયું હવે', એણે વિચાર્યું.

થોડી જ વાર પછી, એને કાને એક અવાજ આવ્યો. એક ટ્રેન એમના તરફ પૂરપાટ ધસી રહી હતી. 'આટલી બધી ઝડપે તો', એણે વિચાર્યું, 'એ અચૂક અમારા કરતાં ત્યાં પહેલી જ પહોંચી જવાની', ને એ ફરી પાછો ઊંઘી ગયો.

પછી, ઠંડીને લીધે એની ઊંઘ ઊડી ગઈ. એ લોહીથી તરબોળ બની ગયો હતો. એની પત્નીના કેટલાક કટકા બાજુમાં જ પડ્યા હતા. 'લોહીની સાથે સાથે', એણે વિચાર્યું, 'મુસીબતો પણ હંમેશા પાર વગરની હોય છે. આ ટ્રેન ખરેખર પસાર ન હોત તો મને ખૂબ આનંદ થાત. પણ એ જયારે પસાર થઇ જ ગઇ છે...' ને એ ફરી પાછો ઊંઘી ગયો.

—વારુ, ન્યાયાધીશે કહ્યુ તો તમારાં પત્ની ધવાયાં ને એમના દેહના આઠ આઠ કટકા થઇ ગયા ને તમે એમની બાજુમાં જ હોવા છતાં યે એ બનતું અટકાવવા કાંઇ જ કરી શક્યા નહીં એ વાત કઇ રીતે સમજાવશો? તમે તો એ સગી આંખે જોયુ પણ નથી. એ જ તો કોયડો છે. ખરી મુશ્કેલી જ અહીંયાં છે.

—એ વાત હું એમને કેમે ય નહીં સમજાવી શકું, પ્લ્યુમે વિચાર્યું, ને એ ફરી પાછો ઊંઘી ગયો.

—ફાંસી આવતી કાલે દેવામા આવશે, અપરાધી, તમારે હવે બીજું કાંઈ કહેવુ છે?

—ક્ષમા કરજો, એ બોલ્યો, મેં કેસમાં પૂરું ધ્યાન આપ્યુ જ નથી. ને એ ફરી પાછો ઊંઘી ગયો.

## પ્લ્યુમ પ્રવાસે નીકળ્યો

પ્રવાસ કરતી વખતે મને ખૂબ માન આપવામાં આવે છે એમ પ્લ્યુમ નહીં કહી શકે. કેટલાક તો ચેતવણીનો અક્ષરે ય ઉચ્ચાર્યો વિના એકદમ એના ઉપર થઇને ચાલ્યા જાય છે ને કેટલાક તો ઠંડે કલેજે એના કોટ પર પોતાના હાથ લૂછી લે છે. આ બધાથી એ ટેવાઇ ગયો છે. નમ્રતાપૂર્વક પ્રવાસ કરવાનું એને વધુ ગમે છે. જ્યાં લગી એનું ચાલશે, ત્યાં લગી એ આમ જ વર્તશે.

કોઈ જો એની રકાબીમા એને તોછડાઇથી કંદ, એક મોટો કંદ પીરસે, 'ચાલો, ખાવા માંડો. શેની રાહ જુઓ છો?'

'અરે, હા–હા, આ ઘડીએ જ.' નાહક કશામાં સંડોવાવાનું એને મન નથી હોતું.

ને રાત્રે જો એને પથારી આપવાનું નકારવામાં આવે: 'આટલે દૂરથી તમે શું કેવળ ઊંઘવા માટે જ પધાર્યા છો, હેં? ચાલો જોઉં, તમારાં બિસ્તરાપોટલાં ઉપાડો. દિવસનો આ ભાગ તો પગે ચાલવાનું ઉત્તમ ટાણું છે'.

'અરે હા, બેશક! હું તો કેવળ ડોળ જ કરતો'તો. અરે... આ તો મારી હંમેશની મશ્કરી.' ને રાત્રિના અંધકારમાં એ પ્રયાણ કરે છે.

ને ગાડીમાંથી જો એને બહાર હાંકી કાઢવામાં આવે: તો તમે એમ માનો છો કે 'તમારી ઉંમરના હૃષ્ટપુષ્ટ યુવાનને, જેનો કદાચ અહીંયાં ભારે ખપ પડે ને જેને આટલે દૂર જવાની કોઈ જરૂર જ નથી, એને ઊંચકવા માટે શું અમે આ એન્જિનને ત્રણ ત્રણ કલાક સુધી તપાવ્યું ને એને આઠ આઠ ડબ્બા જોડ્યા, ને શું એટલા જ માટે આ બધાં બુગદાં ખોદાયાં, ટનબંધ ખડકોને સુરંગો ચંપાઈ ને કોઇ પણ જાતની ઋતુની પરવા કર્યા વિના હજારો માઇલ લાંબા પાટા નખાયા, ને એ નાખતી વખતે દુશ્મનો એને ઉડાડી મૂકશે તો એવા ભયથી એનું સતત સંરક્ષણ કરવાનું વિસરાયું નહીં, તે આ બધું શું...'

'બરાબર, બરાબર, મને બધું જ સમજાઇ ગયું. હું તો માત્ર જોવા માટે જ અંદર આવ્યો'તો. ને એ તો હવે પતી ગયું. સાદીસીધી જિજ્ઞાસા, સમજ્યા ને. ખૂબ આભાર.' ને ફરી પાછો એ પોતાનાં બિસ્તરાપોટલાં લઇને રસ્તે પડે છે.

ને રોમમાં જો એ કોલિઝીયમ જોવાની રજા માગે: 'ના, સાહેબ! એની હાલત તો ક્યારની ખંડિયેર જેવી થઇ ગઇ છે. તમને તો એને અડવાનું મન થશે, એને ટેકો દેવાનું મન થશે કે એના પર બેસવાનું મન થશે. બેથાસ્તો જ્યાં જુઓ ત્યાં ખંડિયેર નજરે ચડે છે. આમાંથી તો અમને એક પાઠ એક કપરો પાઠ શીખવા મળ્યો છે, પણ જો જો, હવેથી 'આનો તો હરફ સરખો યે ઉચ્ચારતા નહીં, સમજ્યા ને?'

'ક્ષમા કરજો! એ નો કેવળ...અરે, હું તો કેવળ 'એકાદું' કાર્ડ, એકાદો ફોટોગ્રાફ જ માગતો'તો, કદાચ...સારે નસીબે...' ને કાંઇ પણ નીરખ્યા વિના એ શહેરની વિદાય લે છે.

ને સ્ટીમરમાં જો એનો કપ્તાન એના ભણી આંગળી ચીંધે ને કહે, 'પેલો અહીંયાં શું ઉકાળે છે?' નીચે ખાસ ઝાઝી શિસ્ત પળાતી હોય એમ મને નથી લાગતું. જલદી કરો! એને હમણાં ને હમણાં નીચે સ્ટોરરૂમમાં લઇ જાઓ. બીજા ચોકીદારે હજી હમણાં જ ઘંટડી વગાડી ખબર આપી છે'. ને એ તો સિસોટી વગાડતો ચાલ્યો જાય છે, ને આખા ય પ્રવાસ દરમ્યાન પ્લુમને માથે કપરી વીતે છે.

પણ એ કાંઇ જ બોલતો નથી, ને એ ફરિયાદ પણ કરતો નથી. એ તો આટલું જ વિચારે છે: બિચારા કેટલા ય દુર્ભાગી જીવ તો કોઇ પણ જાતનો પ્રવાસ કરી જ શકતા નથી; ત્યારે હું તો પ્રવાસ કર્યે જ જાઉં છું, નિરંતર પ્રવાસ કર્યે જ જાઉં છું.

અનુવાદક: જયંત પારેખ

•

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ)

રૂલ્સ ૧૯૫૬ અન્વયે

## કવિલોક પત્ર અંગેની માહિતી

ફૉર્મ નં. ૪

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશનસ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

૨ તેના પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક

૩ મુદ્રકનું નામ : જયંત પારેખ

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું : એ/૨૦, અંબિકા એસ્ટેટ, મ. ગાંધી રોડ, ઘાટકોપર, મુંબઈ ૭૭.

૪ પ્રકાશકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું } ઉપર મુજબ

૫ તંત્રીનુ નામ : જયંત પારેખ, પ્રિયકાન્ત મણિયાર

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું : એ/૨૦, અંબિકા એસ્ટેટ, મ. ગાંધી રોડ, ઘાટકોપર, મુંબઈ ૭૭.

૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં } 'કવિલોક' વતી જયંત પારેખ

હું, જયંત પારેખ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૮–૨–૬૪

સહી: જયંત પારેખ
પ્રકાશક

૪૨

# કવિલોક

(કવિલોક સંસ્થાનું દ્વૈમાસિક)

વૈશાખ ૨૦૨૦ | મે ૧૯૬૪ – પુસ્તક ૭ : અંક ૬

તંત્રીઓ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

લવાજમ – દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર નયા પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ: (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી (૩૮૦ ગિરગામ રોડ મુંબઈ ૨)માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

---

આવરણચિત્ર: આદિલ મન્સૂરી

રાજેન્દ્ર શાહ | ચાર ચિત્રણા (landscapes)

## બીડમાં

કાંટાળા થુવેર કને
આવળની ડાળે ડાળે લાલ પીળી ઝાંયનાં રંગીન કંઇ ફૂલ:
નીચે જડઝાંખરુંની ભૂમિ વિજન વેરાન
ઉપર અસીમ આસમાન.
દૂર દૂર કોઇ કોઇ તરુ – એની ક્ષિતિજ ફરતી નીલ રેખ.
ભેખ લીધો હોય એમ
આથમણે ડગ ભરી રહ્યો મૌન રવિ.
નહિ કિછુ રવ, ન પીમળ.
માત્ર શ્વસને લહાય એવી હવા ને
(મને ય ભૂલી ગયેલ) હું.

પીળું એક ઊડતું પતંગ
પાતળા પવનનો તરંગ? – નહીં
નિખિલ અવકાશ
ફૂલ પર ઝૂમે મધુ ચૂમે...

ધૂળની ઢગલીમહીં દર ત્યાંથી ડોકાય નકુલ
આખરુંની મહીં હલચલ
દડની દહલી સંગ રમે કંઈ કીટ
એનો વેણુકણુમહીં કોલાહલ ..
થુવેરની ટોચ પર ક્યાંકથી આવીને કોઇ બેસે છે બટેર
સાંજની વેળાનો દિયે સાદ
દેખતી નજરમહીં નહીં કોઇ દશ્ય
અવ મને આવી જાય મારી યાદ.

## દ્વારિકા

નીલખિલોરી સાગર–મહા કૂર્મ
વેણુતીર પર એની યાતાયાત ગતિ.
અહીં એને મુખ વહે સ્ફટિકઉજ્જ્વલ જલ ગભીર ગોમતી.
કિનાર અધીન અહીં બને અકૂપાર.

અંતરીખ ભરી વારિ વેકુર ઉપર છાયો છાયાહીન સૂરજપ્રકાશ
ભીને સમીરણુ એનો સુકોમલ તાપ.
તરંગ-તરલ, દૃગ્દૂરના ગગન લગ, હીરકનો દ્યુતિમય પંથ;
કોઈ નહીં ત્યાં ય જાણે આવનજાવન તણો લહાય છે કંપ.
અફળાય જલ અને ઊછળે શીકર
–મહીં મેઘધનુ લીલા માયાવિની,
એકથી ન મીટ માંડી જાય ક્ષણભર
એનાં બહુલ રૂપમાં રમે દગ રંગભીની !

ઉત્તરની ટેકરી ઉપર ઉપલાણે એક પુરાણું મંદિર
મોતી વગરની જેમ છીપ

મુગ્ધ એમાં બને શિશુમન...
ખેલે થનગન...
કોમળ કલ્લોલધ્વનિ મહા અવકાશમહીં લીન
અર્ણવને ગહન ગભીર નાદ રહે ખાલી આ શ્રવણ !

સંગમની સોડ તે સ્મશાન
લેલાયમાન સુલોહિતા સ્ફુલિંગિની જ્વાલા...
પ્રથમ જે મૂર્ત
મૂર્ત સંકલને મૂકે અમૂર્તને માર્ગ ભાસમાન...
ઝળુંબે છે આભ અહીં પૂર્ણ ભસ્મવર્ણ.

દૂર દૂર જલની ઉપર જાય નાવ
એની ક્ષિતિજ ઉપર પાંખ મરાલધવલ.

## તમાલ

રેતાળ આ દગસીમા લગીની વિશાલ રણભૂમિ
પર
ઊગેલ તમાલતરુ નીલ–
શ્યામની કનિષ્ઠ કરાંગુલિ–
ઝીલી રહે અચલ ગગન-ઘન-ગિરિ.
પૃથુલ છાયાની મોકળાશ...
મહીં
રમું હું
વિરમે અહીં સકલ આકુલ !

## પારિજાત

નીતરેલ નીર જેવો પાછલા પ્રહરનો અંધાર
હવાના તરંગ પર પરી કોઈ તરે
કાઈ ઝરે
મળે આખને અવાજમહીં એવો અણુસાર.

ટીકી ટીકી જોયે
નહિ જાણુ
પાંપણુ મીંચાય ને
સુણાય કોઇ સુરભિનું ગાન...

રગેરગમહીં રમે ઋજુતમ હર્ષ :
શારદલક્ષ્મીને મળે હેમંતનો હિરણ્ય સંસ્પર્શ.

કકુભને કંઠ એનો રેલાય છે રાગ

ગળતી રાત્રિના
દેવતરુના ઓછાયે
સહુ
કેસરધવલ નેજમ્હોરતુ પ્રભાત.

•

## સાખતી

તેજ ને રૂપનાં ખંડિયેર
ઉપાસે, અનંગ, તારી નિબિડ છાયા,
એ છાયાની ભણી ધસી જાય મારી હાંક
લીલું વૃક્ષ ઊગી ગયું વીજના ઝબકારમાં,
અસ્પષ્ટ એની ગર્જના વ્યકત થયા પહેલાં.

એક ઇશ્વર, અનંગ, ઉન્મત્ત ને શ્યામ,
નામહીન વાણીહીન એક સજીવ ઈશ્વર,
પલટાવી દે શ્યામલ મૌનને ગીતમાં,
મારી શકિતહીન વાણીને આર્તનાદમાં,
મંથર વિશ્વને એક જ્વાળામાં
નિજના આગ્નેય સ્તનમાં જેણે ગોપવી છે બીજી એક
અસંતોષ્ય, રહસ્યમય ને ભીષણ જ્વાળા;

આ જ્વાળાને કાજ ખુલખુલો વિલાપ કરે,
પાર કરે રાત્રિ બાળકો, રૂપો,
ચક્રવાત વીર્યબિન્દુના, આંસુઓ ને ચિત્કારો,
જ્યાં સુધી તોડી નાખે નહીં આરા ધરતીના
રોષભર્યાં પૂર એમનાં ફેનનાં;

આ સજીવન જ્વાળાને કાજ મૃત્યુ પામે જગત
સૃષ્ટિ જેની અનંગની યશગાથા રૂપે,
ને નારીઓ કરે દોડાદોડ ધરતી પર,
હૃદયધબકારનાં કાળાં વહેણ સમી

તૃષાતુર સરિતાઓમાં પાગલ અશ્વો,
આવરી ન લે જ્યાં સુધી નિજના બિહામણા ઉચ્છ્વાસથી
અચલ શુષ્કતાગ્રસ્ત મારા દેહમાસને;

આ ઉષ્માભરી જ્વાળાને કાજ અભિસરણ કરે રુધિર,
ફાટી નીકળે આંધી મારા કાનોમાં,
મૂક બની જાય મારી પ્રજળેલી જિહ્વા,
ચોટ મૂકીએ અમે હૃદયધબકારના સેતુ પર
અડીએ ન જ્યાં સુધી મૃત્યુ ને શૂન્યતાને;

આ ગોપન જ્વાળાને કાજ બુઝાવી દઉં જગત,
ધરાશાયી કરું તમામ ચેતનને આસક્તિ વિના,
પારખું એના રૂપ છાયાઓમાં
ને ડૂબી જાઉં એના રુધિરમાં સદાકાળ

## પ્રેમાતીત

સર્વ કાર્ય કારે આપણને
કાળ સર્જન ખંડોમાં જે વાઢી નાખે
માર્ગ અતીતને
માર્ગ ભવિતવ્યથી
કાપી નાખે જેમ છરો સર્પને;
પારદર્શકતા એની છિન્નભિન્ન,
અંધ દૃષ્ટિ દ્રષ્ટાની નીરખવા જે ચાહે ખુદ દ્રષ્ટાને,
શબ્દો છિદ્રાળુ જાળાં આત્માનાં,
આપણાં નામ, ફૂટી નીકળે જે 'તું' ને 'હું'ની વચ્ચે,
ભીંનો શૂન્યતાની તોડી શકે નહીં જેને કોઈ ગુરુશિંગ.

આંખ દેખે, હાથ અડે.
નહીં સ્વપ્ન ખંડિત પ્રતિમાઓની વસતિથી ભર્યુંભર્યું,
નહીં સન્નિપાત ને એનાં ફેન આર્ષદર્શી,
નહીં પ્રેમ દંષ્ટ્રા ને નહોરથી સજ્જ, આપણને પર્યાપ્ત ના એકે.
આપણીયે પાર
ભવતિ ને અસ્તિ[1] વચ્ચેની સીમા પર,
જીવનાતીત જીવન આપણને કરે છે સાદ.
બહાર શ્વસે, વિસ્તરે રાત્રિ
ભરીભરી વિશાળ ઉષ્માભર્યાં પર્ણોથી
ને પ્રતિસ્પર્ધી દર્પણોથી:
ફળ, નહોર, દગ, પલ્લવપુંજ,
ચળકચળક સ્કન્ધ,
અન્ય દેહ વચ્ચેથી બલાત્ રસ્તો કરતા દેહ.

લંબાવ અહીં આ તમામ ફેનના તટ પર,
નિજને જે જાણે નહીં ને જાય શરણે એ તમામ જીવનના તટ પર;
તું ય છે આ રાત્રિનો.
સર્વાંગ લંબાવ, શુભ્રતા શ્વસતી,
ધબકતી, હે વિખૂટા તારક,
કુંભ
અન્ન નમાવે જે તુલાને ઉષાની ભણી,
સાક્ષાત્ યતિ આ સાંપ્રત ને અન્ય અમાપ કાળ વચ્ચેનો.

## ખંડિયેરમાં સ્તોત્ર

'ફેનિલ જયહીં સિસિલિનો સાગર...' ગોંગોરા

સ્વનો મુકુટ ધારીને દિન પ્રસારે નિજનો કલાપ.

૧. becoming ને being

ઉન્નત સ્વર્ણિમ ઘોષ,
ઊંનો ફુવારો
સમદૃષ્ટિ ને સમુદાર આકાશની વચોવચ !
બાહ્ય રૂપરંગ ભાસે રમણીય નિજના આ ચંચળ સત્યમાં
સાગર ચડે કિનારે,
વળગી રહે ખડકોમાં, ઊર્ણનાભ ભાસ્વર;
પર્વતનો વિવર્ણ વ્રણ ચળકી ઊઠે.
મૂઠીભર બકરાં એ તો શિલાઓનો સમૂહ;
સૂર્ય પ્રસવે સ્વર્ણિમ અંડ ને સરકવા દે એને સાગર પર.
સકલ છે ઇશ્વર.
ખંડિત પ્રતિમા,
તેજથી ખોતરાતા સ્તંભ
જીવતા મડાના જગતમાં જીવતા ખંડિયેર !

તેઓતિવાકાન[૨] પર ઊતરે છે રાત્રિ.
પિરામિડને શિખરે ઘુવાનો ફૂંકે મારિવાના,
કઠોર સ્વર ગિતારના.
કઇ ઓષધિ, કયું જીવનજળ આપણને બક્ષશે જીવન ?
ક્યાંથી ખોદી કાઢીશું શબ્દ,
લયસંવાદ રચી આપે જે મંત્ર ને મીમાંસા,
નૃત્ય, નગર ને તુલા ?
મેક્સિકોનું ગીત વ્યક્ત કરે અભિશાપ,
ઓલવાઈ જતો રંગીન સિતારો,
આપણાં વ્યવહારના દ્વાર અવરોધતી શિલા,
ધરતીમાં સ્વાદ આવે સડેલી ધરતીનો.

૨. મેક્સિકોનું પ્રાચીન પવિત્ર નગર

પર્યાપ્ત અહીંયાં તો સામગ્રી અલ્પ:
વડ, પરવાળાં અણીદાર.
ઉંખરો,
દ્રાક્ષ જેમાં સ્વાદ પુનર્જીવન[3]નો
સગર્ભ છીપ, શીલવંત કૌમાર્ય,
મીઠું, પનીર, શરાબ, પોળી સૂર્યની.
નિજની શ્યામલ ઊંચાઈએથી નીરખે મને દ્વિપકન્યા,
સુકુમાર કેથિડ્રલ તેજવસને શણગાર્યું.
તટ પરનાં લીલાં પાઠનને પડછે મીઠાના મિનારા સમા
આંખે ચડે શ્વેત સઢ નૌકાઓના.
તેજ રચે દેવાલયો સાગર પર.

ન્યૂ યોર્ક, લન્ડન, મોસ્કો.
ઓછાયા આવરી લે મેદાન નિજની મામાવી વેલોથી,
નિજની લોલાયમાન ને અજંપાભરી વનસ્પતિથી,
નિજનાં તાતાં ઉતરાણથી, નિજના મૂષકગણથી.

આંતરે આંતરે કંપે પાંડુર સૂર્ય.
કાલ સુધી હતાં જે નગર, એમના ટેકરા પર વિરાજીને
પોલિફિમસ[4] ખાય બગાસું.
નીચે, પોલાણોમાં, માનવજૂથ જેમતેમ ઘસડાય આગળ.
(પાળેલાં બેપગાં, એમનું માંસ
–તાજેતરના ધાર્મિક પ્રતિબંધો છતાં યે–
ખૂબ ભાવે શ્રીમંત વર્ગને.
આજ સુધી તો દરિદ્રો પણ ગણતા એમને અખાદ્ય પશુ.)

૩. resurrection ૪. કપાળ વચોવચ એક આંખવાળો રાક્ષસ

નીરખવાં, સ્પર્શવાં રમણીય રૂપ પ્રત્યેક દિનનાં.
ઝળહળે તેજ, સકલ છૂટે તીરવેગ ને પ્રસારે પાંખ.
વાસ આવે લોહીની ટેબલક્લોથ પરના શરાબના ડાઘમાંથી.
પરવાળાં નિજની શાખાઓ જેમ પ્રસારે જળમાં
સંખાવું તેમ હું મારાં કરણ આ પ્રાણવાન ઘડીમાં.
પળ પૂર્ણતા પામે સ્વર્ણિમ સંવાદિતામાં.
હે મધ્યાહ્ન, ક્ષણથી લચંત ઘઉંનો ડોડો,
છલકાતો કુંભ અનંતનો !

મારા વિચાર ફંટાય, નિરુદ્દેશે કરે પરિભ્રમણ, અટવાય,
ફરી આદરે પ્રયાણ;
ને અંતે બને નિશ્ચલ, નદી જેનું નહીં મૂળ,
અનિમેષ સૂર્યની હેઠ લોહીનો કાંપ.
ને સકલનો શું આવવો જોઈએ અન્ત
આ બંધિયાર જલના કાદવમાં ?

દિન, ચક્રાનન દિન,
તેજસ્વી નારંગી ચોવીસ પેશીની,
ચોવીસે ચોવીસ રસેલી કેવળ સ્વર્ણિમ માધુર્યથી !
મનસ્ અંતે અવતરે રૂપમાં,
એક બને બંને વિરોધી અંગ,
ને ચેતનામુકુર દ્રવે.
ફરી એક વાર બને ફુવારો, ઝરો દંતકથાઓનો
માનવ, કલ્પનોનું દ્રુમ,
શબ્દ એનાં પુષ્પ, એનાં ફલ, એની કૃતિ.

## વિરામ

પ્યેર રેવેર્દીને અંજલિ

આવે મારી પાસે
કેટલાંક પંખી
આવે એક અંધાર સ્મૃતિ.

તરુવરોની મર્મર,
ટ્રેન ને મોટરની સરસર,
આ પળનું, અહીં આવન ? જાવન ?

સૂરજનું મૌન
વીંધી રહે હાસ્ય ને નિશ્વાસ
ઝાંકી રે' પરોણી
શિલાની પાષાણી ચીસ જેમ ઊંડી.

સૂર્ય-ઉર, ધબકતું કાઠિન્ય,
રુધિરની બીજ ફળમાં જે પામે પરિણતિ:
વ્રણ વકરે ને લેશ કરે નહીં પીડા,
મારું જીવન, જીવન જેવું મહદંશે, વહ્યે જાય.

## અહીં

મારો પદરવ આ શેરીમાં
પુનઃ પડઘાય
કો અન્ય શેરીમાં

જ્યાં
            સુણું મારો પદરવ
વિહરતાં આ શેરીમાં
જ્યાં
ધુમ્મસ વિના ના કશુંય સત્ય

## યુવતી

અલસ મધ્યાહ્ન,
ઓળાતી રજની.
બંને વચ્ચે યુવતીનાં દગ.

વીસરે નિજનો નિબંધ ને શાળાનો અભ્યાસ,
દીવાસ્વપ્ને લીન દગે વિલસે સર્વસ્વ.
દીવાલ પરનું તેજ અળપાય અંધકારે.

નીરખે નિજનો અંત, નિજનો આરંભ ?
કહે, નિહાળું શૂન્યને.
અનંતતા એ પારદર્શક.

નીરખે જ્યા કદીયે થશે ના જાણુ એને.

અનુવાદ : જયંત પારેખ

## પ્રદ્યુમ્ન તન્ના

### કાગળિયો

શ્રાવણી અંકાશનો એક આ તો કટકો
કે કાગળિયો નથી કોરો કોરો
ઓ માધવા ! કાગળિયો નથી કોરો કોરો

અખ્ખર ભલે ને અમીં માંડયો ના એક
તો'ય અનગીન લીખી રે માંહી બાતી
આવડા આ કાજળિયા ઓઘળાંની ઝૂકી ઘટા
લાખ લાખ ઝરે કાંઇ છાંટી !
હાય વરણી ના જાય એવી ઝીણી ઝીણી ઝંખાનો
માંયલો જો લાધે થોરો થોરો !
ઓ માધવા કાગળિયો નથી કોરો કોરો...

ઉરના ઉલાળ છતા થાય કિયે બોલ વાલા
મૂંગી થૈ બેઠી જયહીં વાણી !
ઓછું આળેખિયું ઈ ઝાઝેરું માની આજ
અણુસારે લિજે પરમાણી
ઓ રે શીદને અચિંત આમ અળગાં મેલ્યાં રે કહે
હૈયા શું થૈ ઓરો ઓરો !
ઓ માધવા ! કાગળિયો નથી કોરો કોરો...

•

## મણિલાલ દેસાઇ

### રાત

રાતે રંગ હવાનો પરખું
પરખું, રોમરોમ હું હરખું
  રાતે રંગ હવાનો પરખું

થોર વીંધ્યા જેણે
તેને આ રાતરાણીની મ્હેક
હવે શું અંગે અંગે ચીરે

મારગ ચીંધ્યા જેણે
તેને પવન આંધળો ભીંત
હવે શું દોરે વનમાં ધીરે

સમયનું વ્હેલું મોડું સરખું
સરખું રોમ રોમ હું હરખું
  રાતે રંગ હવાનો પરખું



## સંસ્મૃતિ ૧

'ને સાગરનું તો હતું નહીં જરાયે નામનિશાન'

ને હું મારા હાથમાં માત્ર એક ફિત્તો લઈને ઊભો હતો;
રાત વેરાન હતી, ચન્દ્ર નિસ્તેજ બનતો જતો હતો
ને ધરતીમાંથી હમણાં જ વરસેલી ધારાની સૌરભ ફોરતી હતી.
હું મનોમન બોલ્યો: સ્મૃતિને તો જ્યાં સ્પર્શ કરીએ ત્યાં ચચરે,
આકાશ નજેવું જ છે ને સાગરનું તો જરા યે નામનિશાન નથી,
દિવસે જેની કતલ થાય છે તેને ગાડામાં નાખીને ધાર પરથી ગબડાવી દે છે.
મારી આંગળીઓ બેધ્યાન બનીને આ વાંસળી વગાડતી હતી.
એક વૃદ્ધ ગોવાળને મેં સાંજે વંદન કર્યાં હતાં
ને એણે મને એ આપી હતી;
બીજાઓએ તો વંદન માત્રનું નામ જ ભૂંસી નાખ્યું છે;
તેઓ સવારે જાગે છે, દાઢી કરે છે, વિધિચુસ્ત ને ભાવશૂન્ય ચિત્ત,
છાંટણી કે વાઢકાપ જેવા, કતલના
રોજિંદા કાર્યના શ્રીગણેશ માંડે છે;
વેદના તો પેટ્રોક્લસ[૧]ના જેવું જ મડું છે
ને કોઈની પણ ભૂલ થતી નથી.

એક ગીત છેડવાનો મને વિચાર આવ્યો, ને તરત અન્ય જગતના
– મને રાતની પેલી પારથી નિહાળી રહેલા જગતના
લોહીધબકતાં શરીરમાંથી, નગ્ન હૈયાંમાંથી,
તથા જેમ માનવમાં ને પાષાણમાં, જળમાં ને તૃણમાં
તેમ જ પેલી ભયની દેવતાઓમાં
ને યમના આગમનટાણે યમની આંખોમાં
આંખ માંડતાં પ્રાણીમાં રહેલા પ્રેમમાંથી

૧. હેક્ટરને હાથે મરાયેલો એકિલીઝનો મિત્ર

વણુાયેલા મારા પ્રકાશની ભીતરથી મને નિહાળી રહેલા જગતના-
વિચારે મેં લજ્જા અનુભવી.

એથી હું અંધારી કેડીએ આગળ વધ્યો. મારા ઉપવનના દરવાજામા
વળી ગયો મેં ખાડો ખોદ્યો ને કિત્તાને દફનાવી દીધો
ને ફરીથી મનોમન બોલ્યો એક દિવસે ઉષાએ
મરેલાં ફરી બેઠા થશે,[2]
વસંતે જેવા વૃક્ષ ચળકે છે, એવા જ એ ઉષાના ઓસબિન્દુ ઝળહળશે,
ફરી એક વાર સાગર ને ફરી તરંગોના ફેનમાથી ઊભી થતી
એફ્રોડાઈટી[3] ઝળહળશે,
નાશ પામે એવા બીજ તો આપણે છીએ.
ને ફરીથી હું મારા સૂના ઘરમા પ્રવેશ્યો

## સંસ્મૃતિ ૪

એકેંઝસ

એ બોલતો હતો ત્યારે કોક પ્રાચીન તોરણના ખંડ જેવી લાગતી
આરસની શિલા પર બેઠો હતો;
જમણી બાજુ નિ.સીમ નિર્જન મેદાન પથરાયુ હતુ,
ડાબી બાજુ ગિરિશિખરેથી સંધ્યાના ઓળા ઊતરી આવ્યા હતા.
'કાવ્ય તો ચરાચરમાં બધે જ છે. તમારો સૂર ક્યારેક
આરોહ ચડે, ને સૂર્યકિરણોમા પ્રવાસ કરતી
કોક શરવેગી સોનાનાવડીને
પગ બે પળનો સાથ દેતા ડોલ્ફિન[૪]ની જેમ
અચાનક એને પડખે દેખા દે

૨ resurrection ૩ ગ્રીક પુરાણોની રતિ ૪. મત્સ્યટાઈ રંગ બદલતી માછલી

ને ફરી પાછો અદૃશ્ય થઈ જાય. ગલની પાંખોને એકાદ પળ
સ્પર્શી જતા વાયુની ભીતરના વાયુની પેલી પાંખોની જેમ
કાવ્ય તો સચરાચરમાં બધે જ છે.

કોક નારીની નગ્નતા છતી થઇ જાય
ને એનું મુખ બદલાઈ જાય ને છતાં એનું એ જ હોય,
એવું જ ખુદ આપણા જીવનનું પણ. જેમણે પ્રેમ કર્યો છે
તે આ જાણે છે. અવર લોકોના પ્રકાશમાં જગત
કરમાઈ જાય છે. પણ આ તો તમારે યાદ રાખવું જ પડશે:
હેડ્ઝીઝ[5]ને ડાયોનિઝસ[6] બંને એક જ છે.'
આ શબ્દો બોલીને પેલી ગમ પ્રાચીન બંદર ભણી જતા,
માથોડાં ઊંચાં ઘાસથી છવાઇ ગયેલા રાજમાર્ગે
એણે પ્રયાણ કર્યું. સંધ્યા
કોક પ્રાણીનું મૃત્યુ સૂચવતી હતી એમ કહી શકાય.
એ એટલી તો નગ્ન હતી.

મને હજીયે પૂરું સ્મરણ છે:
આયોનિયાના કંઠારપ્રદેશ ભણી,
હાલ જ્યાં સૂકી શિલાઓ પર કેવળ ગરોળીઓ આંટા મારે છે ત્યાં
નાટ્યમંદિરોની સૂની છીપ ભણી એણે પ્રયાણ આદર્યું હતું,
ને મેં એને પૂછ્યું ' ફરી પાછાં આ કયારેય
ભર્યાંભાદર્યાં બનશે ખરાં ?'
ને એણે જવાબ દીધો 'કદાચ. મૃત્યુટાણે.'
ને 'મારા ભાઇનો સાદ તો મને સુણવા દો!' એવી ચીસો પાડતો
એ ઓરકેસ્ટ્રામાં ધસી ગયો.
ને નીલ વિસ્તારના કાચ પર જરા જેટલું યે ચિહ્ન આંકયા વિના
મૌન અમારી આસપાસ કાળમીંઢ ખડક જેવું અડીખમ ખડું રહ્યું.

૫. પાતાલનો દેવ ૬. સોમરસનો અધિપતિ

# આપણો પોતીકો સૂર્ય

આ સૂર્ય મારો હતો ને તારો યે હતો:
આપણે બન્નેએ એ માણ્યો હતો.
સોનેરી જવનિકા પાછળ કોણ કણસી રહ્યુ છે?
કોણ મૃત્યુ પામી ગયું છે?
પોતાના શોષાયેલા સ્તન પીટતા પીટતા
એક નારીએ ચીસ પાડી. 'કાયરો,
મારા સંતાનો એમણે આંચકી લીધા છે
ને વધેરીને એમના કટકાકટકા કરી નાખ્યા છે
તમે એમની હત્યા કરી છે, સાંજે, આંધળા વિચારોમા અટવાયેલી
પેલી તમારી અજાણી આંખે, આગિયાઓ જોતા જોતા'
સુકાતા જતા લોહીવાળા હાથ પર પથરાતુ વૃક્ષનુ લીલુ તેજ,
પોતાને પડખે ચળકતા ભાલાને જકડી ગ્હેલો નિદ્રાલીન યોદ્ધો

આ સૂર્ય આપણો હતો સોનેરી ભગત પાછળ
આપણે કાંઈ જ જોયુ નહીં
પછી તો દૂત આવ્યા, હાંફળા ને બાઘરાળા,
તૂટયાફૂટવા શબ્દો બબડતા,
વેરાન ધરતી પર વીસ વીસ દિવસ
ને વીસ વીસ રાત ને બસ કાંટા જ કાંટા
અશ્વોની લોહીઝરતી ગોદમા લપાયેલા
વીસવીસ દિવસ ને વીસ વીસ રાત
ને થોભીને વરસાદનુ પાણી પીવાનો એક પળનોયે વિસામો નહીં
તેં એમને કહ્યુ. પહેલા વિસામો લો ને પછી વાત કરો,
તેજથી તુ આંધળોભીંત બન્યો હતો.

'અમારી પાસે હવે વખત નથી' કહેતા એ મૃત્યુ પામ્યા;
સૂર્યનાં કેટલાંક કિરણોને એ સ્પર્શતા ગયા.
તુ વીસરી ગયો હતો કે કોઇ ક્યારેય વિસામો પામતું નથી.
રાતે ભસતા કૂતરાની જેમ એક નારી ચિત્કારી ઊઠી 'કાયરો!'
એક વાર એ તારા જેવી જ ખૂબસૂરત હશે,
તારા જેવા જ ભીના હોઠ, પારદર્શક ત્વચા ને લોહીધબકતી નસો,
તારા જેવો જ પ્રેમ–

આ સૂર્ય આપણો હતો: તે એને સુવાંગ રાખી લીધો;
મારી પાછળ પાછળ આવવાનું તને જરાય મન નહોતું.
ને એ પછી સોનેરી જવનિકા પાછળની આ વાતની મને જાણ થઈ.
આપણી પાસે વખત નથી. દૂત સાચું જ કહેતા હતા.

## બે હાઇકુ

આસનો સૌ સૂનાં,
મૂર્તિઓ વળાવી દીધી
બીજા સંગ્રહસ્થાનમાં.

શું થઈ ગયું છે સુકાનને?
નાવ લીધા કરે ચકરાવા
ને ગલ તો દીસે નહીં એકે.

## સમાધિલેખ

ધુમ્મસમાંના અંગારા
એ તારે હૈયે દૃઢમૂલ બનેલાં ગુલાબ,
ને રોજ સવારે તારે ચહેરે વળતી એની રાખ.
સાયપ્રસની છાયાઓ ચૂંટતાં
લઇ લીધી તેં વદાય ઉનાળે.

## આપણે

સમંદરની ને કાફલા હંકારતી ઊનમુલાયમ તરંગમાળાની
શોધ હવે પડતી મેલો
ઉઘાડા આકાશ હેઠળ ખરેખર તો આપણે જ છીએ માછલાં
ને આ તરુવરો છે દરિયાઇ વેલો.

o

---

• આ અંક સાથે આપનુ લવાજમ પૂરું થાય છે એની નોંધ લેશો. આગામી વર્ષનુ લવાજમ મોકલી આપવા વિનંતિ.

• મુંબઈ બહારના કોઈ પણ સ્થળે કાવ્યસત્ર યોજવા માટે ત્યાંના સ્થાનિક કવિમિત્રો વ્યવસ્થા વગેરેની, જવાબદારી ઉપાડવાની તત્પરતા બતાવે તો કવિલોક સત્રની આખી યોજના તૈયાર કરશે.

---

## ઓકતાવિયો પાઝ

જન્મ ૧૯૧૪, ભારત ખાતે મેક્સિકોના એલચી.

પ્રમાણમાં કવિતા ઓછી લખી છે, છતાં મેક્સિકોના ઉત્તમ કવિ તરીકે પ્રતિષ્ઠા પામ્યા છે. એમનાં કલ્પનોમાં ભાવનો એક પ્રચ્છન્ન આવેગ કળી શકાય છે. શરૂમાં એમાં સરરિયાલિસ્ટ શૈલીની અસર વરતાઈ હતી. પરંતુ પછીથી તો એમણે પોતાની આગવી, લાઘવપૂર્ણ ને અધ્યાસસભર, બાની નિપજાવી લીધી છે. અમેરિકન કવિ મ્યુરિયલ રુકિઝરે એમનાં કાવ્યોના અનુવાદ પ્રકટ કર્યાં છે– 'સિલેક્ટેડ પોએમ્સ ઑવ ઓક્તાવિયો પાઝ' ને 'સનસ્ટોન'. 'લેબિરિન્થ ઑવ સોલિટચુડ' ( અનુવાદક–લિઝેન્ડર કેમ્પ )માં પાઝે મેક્સિકોની સંસ્કૃતિનું લાક્ષણિક પોત તપાસવાનો સમર્થ પ્રયાસ કર્યો છે. ડોનાલ્ડ ફિન્કલને મતે પોતાના દેશની સામૂહિક ચેતનામાં પાઝને નિજના અંતરતમની ખોજનું પ્રતીક જડી ગયું છે.

૧૯૬૩માં 'ઈન્ટરનેશનલ પબ્લિશર્સ પ્રાઇઝ'.

## જ્યોર્જ સેફેરિસ

જન્મ ૨૬–૨–૧૯૦૦. ગ્રીસ દેશના એલચી તરીકે અનેક દેશોમાં ફર્યા છે. છેલ્લાં ત્રણ વર્ષથી લન્ડનમાં.

એમની કવિતામાં ગ્રીસના ભવ્ય ભૂતકાળની સતત ઉપસ્થિતિ વરતાય છે, ગ્રીસનાં સંસ્કૃતિ ને સાહિત્યની ઊંડી ને સૂક્ષ્મ અભિજ્ઞતા વ્યકત થાય છે. એથી જ ગ્રીસના કવિ હોવા ઉપરાંત યુરોપના પણ એ અગ્રગણ્ય કવિ છે. આધુનિક ગ્રીક કવિતાને ઘડવામાં એમની કવિતાનો ફાળો અત્યંત મહત્ત્વનો છે.

એમણે ટી. એસ. એલિયટ ને સિડની કીઝનાં કાવ્યોના અનુવાદ કર્યા છે. રેકસ વૉર્નરે કરેલાં એમનાં કેટલાંક કાવ્યોનો સંગ્રહ હમણાં પ્રગટ થયો છે.

૧૯૬૩માં નોબેલ પારિતોષિક.

તા. ૧લી એપ્રિલ, ૧૯૬૨થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક પદ્ધતિમાં તોલનો
ઉપયોગ ફરજિયાત બન્યો છે

રોજિંદા વ્યવહારમાં
લેવડદેવડ કરતી વખતે
શેરને બદલે કિલોગ્રામ,
મણને બદલે ક્વિન્ટલ અને
તોલાને બદલે ગ્રામમાં જ
આપની ખરીદી તેમ જ
ભાવ કરવાનો આગ્રહ રાખો.

મેટ્રિક પદ્ધતિ સિવાયના અન્ય વજન પાસે રાખવાં એ સજાને પાત્ર ગુનો બને છે..જૂનાં તોલવજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.



# કવિલોક ૪૩



જાન્યુઆરી - ફેબ્રુઆરી ૧૯૬૫

આ અંકમાં :

રાજેન્દ્ર શાહ
પ્રિયકાન્ત મણિયાર
આદિલ મન્સૂરી
રાવજી પટેલ
યોસેફ મેકવાન
કમલ વૈદ્ય
અનિલ જોષી
સુરેશ દલાલ
રાજેન્દ્ર શુક્લ
ઇશ્વર કપુરાકર
ગની દહીંવાળા
યયાતિ
રઘુવીર ચૌધરી
નલિન રાવળ
દિલીપ ઝવેરી

આવરણચિત્ર :
રેઆક્કદા માતારી સોના (ઇટાલી)

કવિલોક : દ્વૈમાસિક         તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર
લવાજમ–દેશમાં રૂપિયા ચાર - વિદેશમાં શિલિંગ આઠ, છૂટક નકલના સિત્તેર પૈસા     લવાજમ ભરવાનાં સ્થળ:
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી,
૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૪૩

વર્ષ ૮ : અંક ૧ — જાન્યુઆરી : ૧૯૬૫

રાજેન્દ્ર શાહ

## અગ્નિ – તેજ, આગ ને ભસ્મ

૧

વ્યતીતમાં જઈ જો શકાય ?
ઘરની બહાર
ગલી ગલી ગામ
ખેતર અટવી દેશાન્તરે
ભ્રમણ કરી અવાય ઘરની મોઝાર
એમ વ્યતીતમાં જઈ જો શકાય !
આજનું આ મરુમરીચિકાનું તો રણ છોડી
ક્યારનું યે કીધું નહીં હોત ત્યાં પ્રયાણ ?

અતીતની બાજી રહે બાંસી
પત્રની મર્મર    કદંબની મધુગંધ
જલતરંગ હિલ્લોળ    ગોરસનું રસપાન
સૂરમાં – સહૃદયનો સંસ્પર્શ
– અનુબંધ
– વિવશ આ મન
લાગે સુકોમલ ફાંસી...
સમયના નિર્વાસિત આપણે સકલ
ક્ષણે ક્ષણે તનથી વિચ્છિન્ન થતું મન
જીવન
મરણ...

સ્મૃતિની યે સ્વપ્નિલ છે લીલા    માયાવિની
પ્રિયને પરિષ્વજન
કંઠે વિચ્છેદની વિહ્વલતા
જલદર્શનથી કંઠશોષને ન જરીય તે તોષ
મૃષા    કેવલ બઢાવી રહે તૃષા
બુભુક્ષાની પ્રાણહર આગ.

વ્યતીતની ભણી નથી નાખવી નજર
ક્ષિતિજની પેલી પાર બંધ ભવિતવ્ય
અંધકાર
સુલોહિત જ્વાલામય સૂર્ય જેમ
આપણી ત્યાં ગતિ
આપણું જ ત્યહીં નવલ પ્રભાત

જ્વલંતનો ફેલાય પ્રકાશ

અગન અગન
આપણું આ મન...

કાલતીર્થભૂમિ પર યુગે યુગે મંડાય છે યજ્ઞ
અધિકારમગ્ન
દિશાએ દિશાએ ઘૂમે અ-સવાર અશ્વ
ગિરિ ગિરિગુહામહીં ધ્વનિત
ખરીની ગતિ
હ્રેષા નહીં હ્રસ્વ

અગન અગન
પુરાતન નહીં અહીં ઋચાઓ નૂતન
નવીન ઋત્વિજ
ઋષિ ધ્વાતા ને
ઉદ્ગાતા
અવ ઋચાઓ નૂતન

અહીંને યજન
વન ઉપવનથકી વહી આવે સપ્ત સમિન્ધન
સ્વાહા ઇપ્સા અને આશા સ્વાહા
શ્રુતાશ્રુત ભાષા
સ્વાહા નિચંચલ ગંધ સ્વાહા
નામરૂપ રંગ
સ્વાહા માત્રાસ્પર્શ કામ સ્વાહા

રસ આભિરામ
સ્વાહા સ્મૃતિ ને સ્વપ્ન
વેદીમહીં જલે હુતભુક્ હુંકારતું મન
અગન અગન

બુભુક્ષાલોલુપ લસે સર્પજીહ્‌વ જ્વાલા
અંતરીક્ષ આરોગતા તપ્ત રક્ત ભાલા
ધૂમિલ ગગન
– અનંત આકાંક્ષા
– અજરામર વાંછા
સ્થલે સ્થલે કાલમહીં ઊડે એના સહસ્ર સ્ફુલિંગ
પ્રકાશ ને આગ
ક્ષણે ક્ષણે ખરી જાય
ભસ્મ
ભળી જાય
રજે બની રાગ

અગન અગન
આપણું આ મન…
આપણી સકલ રિદ્ધિ સિદ્ધિ તણું યજ્ઞમાં હવન
આપણી નિઃશેષમહીં વ્યાપ્તિ
જ્વાલાપુંજ થકી અમીફુલ લઈ પ્રભવંત
આભાપુરુષ
ન અન્ય
પુનઃ તે આપણી જ પ્રાપ્તિ
અગન
અગન

૩

ભસ્માંગદ ભારેલો અગનિ
ઉત્તુંગ કૈલાસતણાં શવશીત હિમ મહીં
કરે ઉગ્ર તપ
અક્ષુણ્ણ લગની
માત્રાપંચ જપ

સ્પંદશૂન્ય નીલામ્બરે જાગે આંદોલન
આર્દ્રયત ધ્વનિ
નિકટવર્તી છે આશુતોષ સમાધિનિમગ્ન મન
ચળે
જાણે કે સાંભળે
વાજી રહી અદ્રિતનયાની મૃદુ નૂપુર કિંકિણી
આનંદવિભોર એનાં ઊઘડે નયન

લહે

ઉપાસના લીન ત્યહીં આસીન અસુર
ભોળા ઉરમાંથી વહી આવે ભૂર ભાવમય પૂર
જટાજાહ્નવીનો હેલે ઊછળંત ચંદ્ર
પ્રવાહની ભીતરથી પ્રભવંત
સ્નિગ્ધતર મંદ્ર

હે તાપસ!
પ્રસન્ન હું
યથેચ્છયા માગ

તપે એ જ પામે
તારો શામાં અનુરાગ ?
માગ માગ

ચરણે નમન કરી દાનવ કહે છે
પ્રભુ !
આપના તૃતીય નયનનું દાન માગું
મૂકો હથેળીની મધ્ય
કોઈનો યે રહે નહીં દર્પ
શિરે ધર્યા કરથી તે ભસ્મ હબે સદ્ય

અસ્તુ તથા

આપનું વચન પ્રભુ ! હોય ન અન્યથા
આજ ધન્ય ધન્ય

ભૂતપતિ વ્યાઘ્રચર્મ પર જઈ બેસે લહી કંઈક તો દૈન્ય

ત્રિભુવનમહીં અવ કોની તે તાકાત
ભીડે બાથ ?
આભમાં વીંઝાય દઢ મુષ્ટિ
પાતાળવીંધતી નજરમાં આળવીત આલેખાઈ રહે
તુષ્ટિ

ઉત્તરાણપથે મળી જાય છે નારદ
ભક્તિ ગદ્‌ગદ
બોલે
નમઃ શિવાય નમસ્તે ત્રિલોચનાય

ત્રિલોચનાય
કટાક્ષનું હસી દસ્યુ દાખવે છે હાથમાંની ત્રીજી નિજ આંખ

ઢાંકી રાખ રાખ
માગી માગી આવું તે શું માગ્યું?
બીજું લેવા જેવું તને કશુંય ન લાગ્યું?
માગી નહીં અન્નપૂર્ણા સતી?
નખળું જો ભાગ્ય ચાલે અવળી તો મતિ

શિવાય નમઃ
તંબૂરનો રણુકાર વધ્યો જાય દૂર દૂર
હવામહીં વાય એનો આછો ભણુકાર

રાક્ષસનું જલન ભરપૂર અવ ઉર
અગનમય ઉર
આવેશને જોર ફરી કરે આરોહણ
ઠેકી ઠેકી શિલા ધસી આવે જયહીં યતિ
હલાહલ જેના કંઠનું છે બન્યું આભૂષણ
આવી ઊભો રહે ત્યહીં
મંડાય છે શિવદૃષ્ટિ મર્મધર પ્રશ્ન

મ્હાદેવને માથે જ શેં મૂકું નહીં હાથ?
મનમાં આણે ત્યાં સામે
પશુપતિ પાડી રહ્યા ત્રાડ

ઉભયનું જુદ્ધ
જટાને સંભાળી રહે જોગી

જોગી અતીવ છે ક્રુદ્ધ
ડમરુનિનાદે ડોલે પહાડશિખર
ઝાંઝે ઊછળે સાગર
દેવને આયુધ ખેલે દાનવ સંગ્રામ
કૈલાસને ધામ
શ્વેત પીગળે તુહિન
ઘોર ગર્જનથી વિદ્ધ ચહુદિશ ખૂણ

શેષની કાયાને લાગે કંપ
જાગે વિષ્ણુ
સત્વર તે આવે રણભૂમિ પર
બજવંત શંખ

આયુધવિરામ

દિગંબર ! તમને ન ઘટે સમાધિનો પરિહાર
જાવ પાછળ હું આવું
અંબિકાનો લેવા પ્રસાદ ઉદાર

દાનવક્રોધ હે !
શેમાં રમે તવ મન ?
ડાળના ફૂલ શું જે લેવાય તેને કાજ
કશું યુદ્ધ વિભીષણ ?
શાની પીડે ઇચ્છા ?

ચહું છું પાર્વતી સતી

એ મહાનર્તકી...

એનું નૃત્યવિદ કરે પાણિગ્રહણ ન અન્ય
ઉત્તમ જો હોય તવ કને એવી વિદ્યા
નહીં તો
તીવ્ર અભિલાષ યદિ હોય તો
શીખવી દઉં સઘ...

પદની વિચિત્ર તાલમહીં દ્રુત વિલંબિત ઠેકે
અંગની લલિત ભંગિ
લાવણ્યની છટા
ઓજપ્રચુર પૌરુષ
દૃષ્ટિને નિક્ષેપ હાવ ભાવ.
મલકંત મુખતણી શ્વેત દંતપંક્તિ
નિબદ્ધ વા ઓષ્ઠ
ઉભય હસ્તની ભિન્ન ભિન્ન કંઇ મુદ્રા
પ્રાંજલિ
વિકસંત પદ્મ
નેપથ્ય એકાન્તગોષ્ઠિ
વેણીસંહરણ
સંમોહને સ્મૃતિભ્રંશ
શિર પર હાથ
દેહ ભસ્મસાત્

સમાધિનિમગ્ન શિવ ફરી વિષ્ણુ શેષને શયન

•

## પ્રિયકાન્ત મણિયાર

### ત્યાં

અંધકારના
મધ્ય કાદવે ખૂંપી ગયેલો સૂર્ય કાઢવા બ્હાર
ખોલતા !
(નાવિક જાણે રસ્સી તાણતા !)

માંડ નીકળ્યો !

આસમાનના લીસ્સા પટમાં
પગલું મૂક્યું;

બાર બજ્યા ને અર્ધે આભે આવ્યો !

ત્યાં,
કો'ક ગેહમાં –
ક્યાંક હોટલે
મિજબાનીના ગોળ ટેબલે
કાચડિશમાં
અગ્નિઊકળ્યા કૂકડા !

•

## આદિલ મન્સૂરી

### મને અને...

બંધ થાય
રાત્રિના દરવાજા
ખુલી જાય
આંખ
સૂર્યસ્પર્શે.
સમયની ચિતાના ધુમાડા
પસાર થાય
રસોઇઘરની ચીમનીમાંથી.
ટેબલે
સળવળે
અખબારમાં વીંટળાયેલું વિશ્વ.
ઉકેલવા મથે
દૃષ્ટિ
સિગરેટની ધૂમ્રલિપિને.
ખોવાઇ જાઉં
હું
અને
શોધતો ફરું
શેરીએ શેરીએ
મને
અને...

•

## રાવજી પટેલ

### રાત્રે – રિલીફ રોડ પરથી

હું જતો કશેક
ઘર ભણી ?

માર્ગમાં ઝઝૂમતાં
અનેકનાં સિમેન્ટસ્વપ્ન,
કાચમાં ઢબૂરતાં સરી ગયાં
અવાનરુ ઘણુંક સ્મિત.

ચર્ણને
જરીક
વેગથી મૂકું;
કાળ જાગતો ઝબાક
ભાગતો જતો રહ્યો !

નિઃસહાય કંઇ
વૃક્ષની પડી રહેલ છાંયને હલાવતો
ફરી વળ્યો...

હવે
માર્ગના પ્રકાશ પર
તરવર્યા કરે
તિમિર.

•

## કમલ વૈદ્ય

### ચકલીનો માળો

        એકાન્ત મારું
ખેલતાં ચકલાં થકી મુખરાળ
        એથી
અલસ મારી વેદનાનો સમય બનતો
                    વ્હેણુ, વાયુ...
દૂરની ટેકી ક્ષિતિજ કૈં વિસ્તરે અવકાશમાં આયુ.

                    હું યે રમવા દઉં.

પણ આક્રમણ ત્યાં એમનું અંતઃપુરે!
તારી છબી પાછળ
તણખલાં કેટલાં આણી રચી રહે નીડ!

                    નહીં, ત્યાં એમનું ના સ્થાન.

માળો ત્યાં બીજે બંધાયલો છે ક્યારનો
એથી ભલે અણજાણ
                    પણ ત્યાં એમનું ના સ્થાન.

                    વારું હું, અને એ અવગણે...

        તે
નીડને સંભાળીને પરસાળના વનદશ્યની પાછળ મૂકયો.

●

## અનિલ જોષી

### પવને

પવને બંધાયું આ વન
તરુવરની ડાળ ડાળ મ્હોરેલી મંજરી
પરણ્યુંમાં અટવાયું મન.

તડકાની ડાળ થકી વનરાજી છાંયમાં
સળવળતાં રઢિયાળાં ફૂલ,
નીરવની પગલી શાં અંકુરમાં અટવાતાં
મર્મરનાં આછાં દુકૂલ;
ઝલમલતા ઝરણાના ખળખળતા આયને
ફરફરતું આભનું વસન.

તરણાંમાં જાય ઝૂકી વાસંતી લ્હેરખી
કલબલતાં ડાળ ડાળ કીર,
સૂસવાતા પડખામાં થરથરતું રૂપ નર્યું
લપટાયું પંચમને ચીર;
કૂંપળમાં તગતગતા સીકરમાં પરભાતે
વેરાયું આખું ગગન.
પવને બંધાયું આ વન.



## સુરેશ દલાલ

### રોજ સવારે

રોજ સવારે –
હું જાગું છું એક અધૂરું ગીત લઈ !

સપનાના ધુમ્મસમાં ઝીણા સ્વરની સાથે લાડ કરું છું;
સૂરજનો ઉઘાડ થતાં હું હળવેથી ઉપાડ કરું છું;
લયનો ચંચલ શો સંગાથ !
રોજ સવારે –
હું મ્હાલું છું એક મધુરું સ્મિત લઇ !

તાપ જરી નહીં ખમે: એટલી નાજુક એની કાયા;
ઊપડે ત્યાં નો શમે: પવનમાં ભમી રહ્યા પડછાયા.
હૃદયને એક જ રહ્યો ઉચાટ:
ક્યાંય આ શિલ્પ થશે ખંડિત નહીં ?
રોજ સવારે –
હું જાગું છું પડછાયાની પ્રીત લઇ !

ઢળે સાંજ ને કોમળ લીલા લઉં લપેટી ધીરે;
એક લહર આછી ને પાછી હલચલ સરવરનીરે;
ચરણને મળે સુંવાળી વાટ:
ફૂલપગલીની શોભા થાતી જલથલમાં અંકિત અહીં !
સાંજ પડે ને
હું પૂછું છું મનનો મારો મીત ક્યહીં ?

રોજ સવારે –
હું જાગું છું અણજાણ્યું સંગીત લઈ;
– એક અધૂકડું ગીત લઈ!



## રાજેન્દ્ર શુક્લ

---

### મરીચિકા

અણપ્રીછી પ્યાસ તણે તપતે મધ્યાહ્ન
સાવ મૂંગું મરુસ્થળ,
વેળુકણે વિસ્તરતું કોઈ
વણટોયું લોચન-આકાશ, પરિચયહીન
એકાકી આ તરુની ય જાણ વિના
છાયા એની પાય મને
સૂર્યકિરણોનું જળ, સૂર્યકિરણોનું જળ,
ખળ ખળ....



## ઇશ્વર કપુરાકર

### તું તો...

તું લ્હેરખી સમ સમીરની આવી હોત
તો ક્યારનું ઉર ગયું મુજ હોત જંપી–
જેવાં તરુ ખળભળી પળ મર્મરોથી
જંપે, ધરી અસલ રૂપ રહે પ્રશાંત!

ના માવઠા જયમ અહો વરસી વળી તું
કે જાય સર્વ ઉકળાટ શમી હિયાનો!
ઘોડાપૂરે પણ જરી નવ તું છલી કે
માંહે કર્યો સકલ કાંપ જતે તણાઇ!

સારું થતે ફૂલ શી હોત પધારી તો યે
જાને સુગંધ ફૂલની નિજ સાથ સાથ!
તું તો પરંતુ રહી આવરી આસપાસ
કાળો પ્રચંડ ક્રૂર અંતર ભીંસતો શો
શૂન્યાવકાશ, જયહીં સંસ્મરણો ય જાણે
વેર્યાં ન હોય વીજના તણખા સમા દહે!



## આવી જુઓ તો

ફરી આવી જુઓ તો ! જ્યોત આ જંપી જવા લાગી;
પછી કહેશો, સળગતા દીપને ક્યાંથી હવા લાગી !

કોઈના દર્શને, દૃષ્ટિ દિશાઓ દેખવા લાગી;
સૂરજની ડાળ પર જાણે ક્ષિતિજો ઊગવા લાગી.

નિકટ આવી જનારાને પ્રતીતિ તો થવા લાગી;
સુદૂરે પાથર્યો પાલવ, નજર સંકેલવા લાગી.

હવે મજબૂત થાતો જાય છે પરિણામનો પાયો;
અચાનક આજ કાં હૈયાની ધરતી ધ્રૂજવા લાગી !

ખીલ્યા પુષ્પે કર્યું ખુલ્લા દિલે ચર્ચાનું આવાહન;
કળી નાજુક અદાઓથી નિમંત્રણ ઠેલવા લાગી.

હૃદયની ભાવના ક્યારેક સંતોષાઈ એ રીતે;
અમારી ચાહના અમને ઘડીભર ચાહવા લાગી.

'ગની', અસ્તિત્વની દેરી મહીં છે બિંબનાં દર્શન;
નયી આંખો ફરેબી આયનામાં દેખવા લાગી.

## યયાતિ

1

દિવસભર
ગૂંથી ગૂંથી, રચી –
કિરણનું રોજ જાળું નવું,
સૂર્યકૌલિકનું ક્યાં ય ચાલી જવું.
યૌવનાસ્કંધથી
સરકતી
શરમની જેમ,
આ
સાંજનું નિત્ય સરકી જવું.
રાત્રિની
રુગ્ણ આસક્તિનું,
તારકે
તારકે
તડપીને શ્લથ થવું.
પવનના
ક્ષિપ્ત અક્ષિપ્ત આઘાતથી
પાંદડીના સમી
પ્રાતનું પ...મ...ર...વું.
સુરભીનું
સૌમ્ય કલરવ બની ચહકવું.
ને
ફરી,

દિવસભર–
સર્વનું
આપમેળે ગૂંથાતા જવું
... તા જવું !

## રઘુવીર ચૌધરી

### બે સોનેટ

ચાલો પ્રિયે ધસતી ભીડથી બ્હાર જઇને
ઊભાં ઊભાં નીરખીએ નિજશાં મનુષ્યો.
વ્હેતા સમૂહની દિસે કયમ ખાલી ખાલી
રેખા બધી ય ? ભરી લિયે નહીં રંગરાશિ.

આ આપણું વિલસતું રૂપ ખંડ ખંડ
છાયા અનેક મળતાં ઊપસે અખંડ.
રંગો બધા ય ઢળતા અહીં શ્યામ રંગે
આકાર ગૂંથણી રચ્યે રહું અંગ અંગે.

સર્વે અજાણ જણ બે પળ નેણ વાળે
થોડુંક કૌતુક મૂકી અહીં, દૂર ચાલે.
કેવું પરસ્પર અપૂર્વ છતાં સમાન
આ શાન્ત ઓળખ તણું સહજાત ભાન !

રેલાઈ જાય ગતિ, થાય વિલીન, ચાલો
દૃષ્ટિનિબંધન થકી છવિ બાંધી લઇએ.

બારી બિડાઈ અડધી, પડદા પરે કો
તાકી રહ્યાં મુકુલ બે મધુમાલતીનાં.
તે બેઉ મધ્ય અવકાશ ઉદાસ પૂછે
બે નેત્રના નિયત અંતરનું રહસ્ય—

ડૂબી ગયેલ ચમકે તહીં બીજલેખા
ને ઊતરે સરિતના તરુકુંજ કાંઠે.
સ્પર્શે જલાર્દ્ર લહરી, અધરોષ્ઠ મુગ્ધ
અન્યોન્યને નિકટની ઋજુતા સમર્પે.

નર્તે સુદીર્ઘ નયને રતનાર રંગ
શું વક્ષભાર તણું ગૌરવ એ ઉછંગે!
ઐશ્વર્ય ત્યાં ગગનમાં વિલસે ક્રીડાનું
શાખા ફરી ફરી ઝૂકે, મલકે સુપર્ણો.

ને સાંધ્યકાલ સગ્રે, નતનેત્ર બેઉ
કંપી રહ્યા મુકુલ એ મધુમાલતીનાં.

## નલિન રાવળ

---

### રાતું ગુલાબ

સ્વપ્ન સૂર્યનું
રાતું રાતું ગુલાબ ફૂલ થઇ ફૂટયું,

અગણિત તારકપાંદડિયો પર
સ્હવારનું ઝાકળ ટહુકયું,
પૂર્વ વાયુએ હૃલવ્યું પશ્ચિમ વાયુએ જઇ ઝૂલવ્યું.
પલમાં

પૃથ્વી ફરતું અંતરતારે વીંટળાઇ,
એ
ગગન ઉપર જઇ ફરકયું,
એ
કદીક એવું ખિલખિલ હસ્યું
કે
પરીઓએ જઇ દોડી ચૂમી લીધું,
એ
કદીક એવું ઊંડું ઊંડું રડ્યું,
કે
શિશુક આંખનું આંસુ કકળી ઊઠ્યું,
એ
શ્વાસે શ્વાસે મૃદુ સૌરભનો પુંજ પાથરી વિશ્વે.

એક ખપોરે
કિરણોની પાંખો પર ઊડી
દ્યુતિખંડોની પાર
ઊછળતા ઝલમલ ઝલમલ તેજ સાગરે તરતા
સૂર્યસાગરે સાગર થઇ ઝલમલ્યું.

•

## દિલીપ ઝવેરી

### ઉનાળાનાં દિવસ રાત

થાક
ધૂળ
રસ્તો
ઠૂંઠા
સૂર્ય
તેજ
છાયા
ખુશ્બો
ધરતીથી આકાશલગી આ ઊગ્યો થાક
રસ્તે રસ્તે મર્યાં સમયની ઊડે રાખ
આંખ ઓગળે નહીં નહીં એ પીપળપાન
ખરે નહીં પાંપણ મીંચો પણ તડકાનું સળગેલું ગાન
સૂર્ય શ્વાસની છરી બનાવે એમાં દેહ કપાય
મોત વિખૂટું પડ્યું છાંય થઈ જીવ હવે હરખાય
છાંય બધી થઈ ભેગી બનતો રાતતણો અંધાર
તેજ હવે બથડાતાં ખુશ્બો રહી જતો રણકાર
નીંદરઘેરા રોમરોમમાં તમરાંનો રણકાર



હવેથી 'કવિલોક'નું વર્ષ જાન્યુઆરીથી શરૂ થશે. આઠમા વર્ષનું-અંક ૪૩ થી ૪૮ સુધીનું-જેમનું લવાજમ ભરાઇ ગયું છે તે ૧૯૬૫ના વર્ષનું ગણ્યું છે.

## શુદ્ધિ

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| કવરપેજ ૨ | ૧૮ | રોઝાલ્દા | રોઝાલ્ખા |
| | | મીતારી તોના | મિતારીતોના |
| ૩ | ૧૩ | ધ્વાતા | ધ્યાતા |
| ૯ | ૧ | નૃત્યવિદ્દ | નૃત્યવિદ્ |
| ૧૫ | ૧૦ | ખળળખળતા | ખળખળતા |

---

અંક ૪૨ના સાતમા પાનાની પહેલી પંક્તિ નવમા પાનાની પહેલી પંક્તિ ગણવી.

# દિલીપ ઝવેરી

## ઉનાળાનાં દિવસ રાત

થાક
ધૂળ
રસ્તો
ઠૂંઠા
સૂર્ય
તેજ
છાયા
ખુણા
ધરતીથી આકાશલગી આ ઊગ્યો થાક
રસ્તે રસ્તે મર્યાં સમયની ઊડે રાખ
આખ ઓગળે નહીં નહી એ પીપળપાન
ખરે નહી પાંપણ મીંચો પણ તડકાનુ સળગેલુ ગાન
સૂર્ય શ્વાસની છરી બનાવે જેમા દેહ કપાય
મોત વિખૂટું પડ્યું છાય થઇ જીવ હવે હરખાય
છાય બધી થઈ ભેગી બનતો રાતતણો અંધાર
તેજ હવે અથડાતા ખુણા રહી જતો રણકાર
નીંદરઘેરા રોમરોમમા તમરાનો રણકાર

•

હવેથી 'કવિલોક'નું વર્ષ જાન્યુઆરીથી શરૂ થશે. આઠમા વર્ષનું-અંક ૪૩ થી ૪૮ સુધીનું-જેમનું લવાજમ ભરાઇ ગયું છે તે ૧૯૬૫ના વર્ષનું ગણ્યું છે.

## શુદ્ધિ

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| કવરપેજ ૨ | ૧૮ | રોઝાલ્દા | રોઝાલ્બા |
| | | મીતારી તોના | મિતારીતોના |
| ૩ | ૧૩ | ધ્વાતા | ધ્યાતા |
| ૯ | ૧ | નૃત્યવિદ | નૃત્યવિદ્ |
| ૧૫ | ૧૦ | ખળળખળતા | ખળખળતા |

---

અંક ૪૨ના સાતમા પાનાની પહેલી પંક્તિ નવમા પાનાની પહેલી પંક્તિ ગણવી.

એના
ભભૂકતા સ્વપ્નાઓની જ્વાળાઓમાં
પડછાયા – પડઘાઓ કિકિયારી પાડી નાગા નાગા નાગા નાચે
નાચે
પડછાયા – પડઘાઓ – પડઘાઓ – પડછાયા
ચીસ નાખી જાગી ઊઠે કવિ,
નહીં કોઇ નહીં કોઈ નહીં કોઈ નહીં કોઇ નહીં અંધારે કોઇ
ખાલી
બ્હાર પડે અંધકાર

## યયાતિ

ફરી
આશ્લેષ જગીના ભાર થકી લચી લચી ફોરી રહી રાત્રિ
ફરી
નૂપુરના રવે આલોડિત વાયુ મહીં નર્તત સુકોમલ શ્વાસાવલિ,
ફરી
સઘન એ જલ્પનુઓમાં વહી ગયા નિગૂઢ કો'ગીતમાંથી પથરાય કલધ્વનિ,
ફરી
અંગુલિઓ ગૌર મૃદુ વક્ષસ્થલે, કમનીય કટિપ્રાંતે સરી રહી,
ફરી
કંઇ ઉલ્કાઓ પ્રતિ કંપમાન રક્તમાંનો પ્રલંબિત લય રહ્યો ધસી ?
દૃષ્ટિ !
વાતાયન બ્હાર શું તું નીરખતી ?
નીરખ તું અંતઃપુરે અવિરામ લાસ્યરત રાત્રિ

દૃષ્ટિ !
વાતાયન બ્હાર શું તું નીરખતી ?
એ જ
એ જ પેલી અતિ વૃદ્ધ પ્રેતની કો' કૃશ કાળી કાયા
પ્રિયા !
દૂર પેલા આમ્રકુંજે કોની ફરે વિભીષણ છાયા ?
'રાજા !
વૃદ્ધ એ છે યતિ'
યતિ ?
'ચિર યુવા નૃપ યયાતિ !
એ યતિ તવ પુત્ર, તવ દેહ પર પડ્યો શાપ નિજ પર લઈ
કૈં કેટલાય કાળ થકી ફરે રાણી શર્મિષ્ઠાનો પુત્ર, તવ ઉત્તરાધિકારી.'
ધિક્
ધિક્ મને કામાંધ હું કામવૃદ્ધ,
આવ
આત્મજ તું આવ,
ડૂબું
અંધકાર અંધકાર અંધકાર.

## રાજેન્દ્ર શાહ

ચિત્રણા (Landscape અને portrait)

### સહસ્રધારા

રાત્રિદિન
જનહીન આરણ્યક એકાન્તમાં ખહાવનું બાજી રહે બીન
સહસ્ર તારે
સહસ્ર ધારે
મંદ મંદ વિચિલોલ વક્ષે પૃથુલ ગતિશીલ સુગભીર
પ્રૌઢ નર્મદા
એનું બેઉ તટ સભર વહન આંતરીને આડું પડ્યું કોણ?
કોણ પુરુકુત્સ!
જેની સંગે
અહીં ને નિભૃત સ્થલે
ઉન્મદ આનંદે
ગગવતી આવેગના પુરુભાવ થકી હેલામય
રમે આલિંગન-છંદે!

પંશ્રમપથગામિની લિયે અહીં
વામાંગ વળાંક
કમનીય સ્પૃહણીય લાંક
હવાને જે લાગી રે' હેલાર
કે ગોળાઈ જાય દૂર દૂર તોય ઘેલી અહીં આવે વારવાર

લહરમાં લહરની ભંગિ
ઓલેઓલ મહીં ઝીલી શત શત છોળ.

વિવિક્ત ન રિક્ત
ભર્યું દિગંતર ભર્યું ગગન વિશાળ

સાનુકંપ સૂર્ય
સાનુનય તાલમય કાલ...

આવે કોઇ યાત્રિક યુગલ
સૂર-નૃત્યને ઉમંગ અંગ અંગ ઊછળંત જલ:
ઉત્સવકલ્લોલધ્વનિ
ધારાઘોષના ફેનિલ પુંજ મહીં ભળે
ભળી રહે રણઝણી.

## ગાંધી

મન
ચરવડાચક્ર
ત્રાક પર કંતાય છે.
પીળાં ફૂલની પરિણુતિનો શ્વેત પોલ
તસુ તસુ તંતુની સળંગસૂત્રતા
કારુણ્ય
કોટિ કોટિ ઉઘાડાં અંગનું આચ્છાદન
પીળાં ફૂલનું શ્વેત ચીવર

શ્વેત એવું હાસ્ય
બોખે મુખ એકલ બે દંત
વાર્ધક્યનુ સરલ શૈશવ મલકંત
સંસારના લીલાં લીલાં સકલ ગરલ
હૃદયની મથનીમા ઝીલાય
વલોવાય
ક્લેશ
ક્ષોભ
—ને શમન
સંજીવની સુધા તરે વિપુલ ધવલ

નયન
નિર્મિતિનું આદિમ સ્વપ્ન
અચર અંધારની ક્ષિતિજ—શ્વેત કોર—
દ્યુતિપુંજ નિહારિકા...
બહુલ વિશ્વનાં રૂપ—
રંગ—નુ ભવન
એકલ અધિકરણ

કટિ પર ઝૂલી રહ્યો કાલ

અધખુલ્લા ચરણની એકડગ ચાલ
બલિના યજ્ઞને ક્ષેત્ર
અકિંચન વામન
તે

અવર ન

વિષ્ણુ ત્રિવિક્રમ...

રટે

એક મંત્ર

રા...મ

સહસ્રધારા : મહેશ્વર (માહિષ્મતી)થી અઢી ત્રણ માઇલ પશ્ચિમમાં જ્યાં નર્મદા ખડકાળ માર્ગને કારણે અનેક ધારાવતી બને છે તે સ્થળ. પુરુકુત્સ : ઈક્ષ્વાકુ વંશનો નૃપતિ: નર્મદાનો પતિ.



# સિતાંશુ મહેતા

## સંચલનો

ભોંયચપટા મારા પડછાયાના પહોળા ખભાનો રેણમઢ્યો દરવાજો
આપમેળે ફરકી ગયેલી પાંપણને ધક્કે કીચૂડાય જો
તો પાડી ઊઠે પડઘાઓ કરોડો ખરાડે
અરણ્યે હારબંધ સ્તબ્ધ પ્હોળા ધોળા ઘુમ્મરિયાં ઘુમરાતાં મકાનો
— અંદર આઘે આઘે
તેમની ખોપડીના રંધ્રના થંભના ધક્કે ઊંચે વચ્ચોવચ
ખગોળે ખોડાઇ ગયેલો સનાતન સૂરજ
—ની સપાટી ટેકરિયાળ
—માંથી ખોદી કઢાયલો તાજો તરસ્યો ચૂનો,
પુરાણ ખૂણાઓમાં થંસી ગઇ છે તે જરઠ ભીંતો
— ને લપેડી દેવાયો છે ઝળખળતો...

ટેકરીઓની મરડાયલી ગુફાઓમાંના નક્કર અંધકારમાંથી
ફૂલી ગયેલી મુઠ્ઠીઓમાં ગોપનીય હથેળીઓને જકડી રાખનાર
દોડી આવે છે આ ઘુમ્મટો આગળ
ને ઊંચે આડા ધરી રાખેલા
રાખોડિયા ધોળા કપાળના બહિર્ગોળ પર
થંભાવી દઇ એક દદડતુ કાળાપણું
કેટલાક ખંડોના કેટલાક ખૂણાઓના અંશ
નક્કર ભમ્મરોની ભીંસે બદલી નાખે
ને પીઠ ફેરવી દોડી જાય એ જ ગુફાના વળાંક પાછળ ક્યાંય
ને બીજી જ અર્થાત્ બે હજારમી પળે
ત્રાસમા આવેલી એક ગુફામાથી નીકળી
કેટલાક ખંડોના કેટલાક ખૂણાઓનો અંશ
નક્કર ભમ્મરોની ભીંસે બદલી નાખે
ને દોડે મોઢે દદડનો ગુફા ભણી
ને એના પગલાની હાર લંબાતી જાય
આ એની પીઠના રેતાળ મેદાન પર
આ એના એકના એક પગલાની
પડતી અતિઘણી લંબાતી જતી હારને
આ લીલું ઝાડ, આ ભંગાર મકાન, આ ગૌમાતા
આ ગાળિયા નીચેના પ્લેટફોર્મ પરના માણસો
સહુ અરે ! કેટકેટલા પગો, ક્યાં ત્યાં ત્યારે ક્યારે પછડાતા
મથ્યા જ કરે
સતત સરકતા સૂરજ નીચે સંતાડવા...



## પલાશી ભૂલ

રંગે રંગમાં
ખીલી ઊઠ્યું છે પલાશવન
હાલું છું ચાલું છું
બોલું છું
જોઉં છું
તો ઝરી જાય છે પલાશ ફૂલ
ઊડે છે પલાશગીત
      કોઈનું આવવું પલાશ
      અડવું પલાશ
      જાવું પલાશ
પલાશી હિલોળે ચડી છે આ હવા
કોઇ કશી કરી બેઠું છે પલાશી ભૂલ
તે
ઝરી ઝરી
જાય છે
આ પલાશ ફૂલ

## પ્રબોધ પરીખ

### સુ...ને –

૧

પોષનો ઠંડો પવન
કબરની દિશાએથી વાય છે
કૉલેજના આગણમા.
ઊતરતા દિવસે, શહેરમા
અવાજોની ભીડ પર સવાર થઇ
પીઉં છુ, ઝરૂખામા સૂસવતા
હાથનો સ્પર્શ.
પીળી ભીંત પરથી દોડી જાય છે ટ્રેન.
નિસહાય ઊખડતા મકાનોને
ચૂપચાપ જોયા કરે છે આકાશ.
તારા કાન પાસે થઇને આવતા શ્વાસમા
ખખડે છે રણ.
અંતિમ ક્ષણોમા
આવું છુ તારા શબ્દોની પાસે.
એક એક શબ્દમાથી ખૂલે છે
એક એક શહેર.
શા માટે આ શહેરનો ક્યાય નહિ અંત?

૨

અને તારા ચહેરાની
આસપાસ ભીડ પરથી
ખંખેરતાં સમુદ્ર
રણુનો થાય છે સ્પર્શ,
સમાચારપત્ર પર ઊગે છે
નવા દિવસનો જન્મ.
તારી પાંપણુના ફફડાટથી
ખળભળી જાગતા શહેરના અંધત્વમાં
રાતા અક્ષરોથી બોલું છું તારું નામ.
પડઘાતા અવાજે બંધ થાય છે
સોખંડની ગલીઓમાં.
ન થતા અવાજે કોતરે છે
મકાનની ભીંતો
હવામાં અદૃશ્ય થાય છે ખૂલતી બારી
જો, પાસે આવ.
તને કહું, વાત એક
રૂમમાં ભરાતા રણુની.

૩

સમુદ્રમાંથી ઊભા થતા ચહેરાના સ્પર્શથી
રેતી થાય છે શહેર
કોઇ કાંઠા પાસે આવેલી
ગામની ધૂળ-શેરીઓમાં

હાફળફાફળ થતા શિશુનુ
થાય છે મૃત્યુ
શહેરમા
નવા જ બનતા રમકડાની
ઘોડાગાડી
દોડે છે બજારમા
અરીસામાથી કૂદતી આખો
આવરી લે છે આકાશને,
પાતાળને
રેડિયોઘરમાથી પ્રસરે છે
વાયોલિનના હાથ
રણમાથી ઊતરી જાય છે
ઉજ્જડ વહાણ
આ કોઈ શહેરનો છે અત ?
આ કોઈ
છે
અત ?

•

# જયંત પારેખ

મેં અંધકારને ચૂમી ભરી
ત્યાં સૂરજ મુજને ડસી ગયો
ને બીજ મટી હું સાગર છલકયો.

પેટે મોઢું લઇને ફરતા
રાક્ષસને છંછેડીને
મેં પ્રલયસેજનાં શયન ઝંખિયા,
અકસ્માત એના પોપટની
ડોક ગઈ મરડાઇ
મુજને શાશ્વતના અભિશાપ વળગિયા,
પિરામિડોમાં સહુ મમીઓને પારો ચટકયો.

ઠાલાં આ ઓચ્છવનાં મડદાં
કાંધ લઈ બસ ઘૂમ્યો, ઘૂમ્યો,
વળીવળીને હલાલ થાવા
ઘેટું થઇ બસ ઝૂમ્યો, ઝૂમ્યો.
ત્રિશંકુ થઇ અંકાશમસાણે
જનમવારથી હું તો લટકયો.

●

# હરિવલ્લભ ભાયાણી

## સ્વાતંત્ર્યોત્તર કવિતાના છંદ અને લય વિશે થોડુંક

સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતાના છંદ અને લય વિશે ત્રણ જુદી જુદી છતાં પરસ્પરસંબદ્ધ દૃષ્ટિએ વિચાર કરી શકાય. ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ, સ્વરૂપવર્ણનની દૃષ્ટિએ અને મૂલ્યનિર્ણયની દૃષ્ટિએ પણ આ પ્રકારના સમગ્ર અને સવિસ્તર પ્રપંચને માટે અહીં પ્રસંગ કે અવકાશ ન હોઈને, જે ત્રણ ચાર છૂટકછૂટક મુદ્દાઓ મને ચર્ચવા જેવા અથવા તો જેમને વિશે હું થોડુંક નવું કે સ્પષ્ટીકરણ રૂપ કહી શકું તેવા લાગ્યા છે તેમના પૂરતું જ મારું વક્તવ્ય મર્યાદિત છે

ગત વીશીની કવિતાનાં નવાં વલણોમાંથી થોડાંક જ પ્રારંભિક પ્રયોગાવસ્થાને વટ્યાં છે. એટલે કાવ્યદીક્ષા કે કવિદીક્ષા આગળી ચીંધીને ઝાઝા વિધાનો કરવાની સ્થિતિ પણ હજી પાકી નથી લાગતી આમ હોય ત્યાં વિહંગ કે સિંહની રીતે જ દર્શન કરવાનો અવકાશ ગણાય. એવા અવલોકનના થોડાક સાધારણ, તો થોડાક મૂલ્યવાન પ્રયાસ પણ થયા જ છે. પણ મારું વક્તવ્ય કેટલાક વિશિષ્ટ મુદ્દાઓને જ અનુલક્ષીને રહેશે.

છંદના વિષયમાં પ્રવૃત્ત થયેલા આધુનિક પરિવર્તનની – નવી છાંદસ લઢણોના તથા છંદમુક્તિના ઉદ્ગમની – ભૂમિકાથી આપણે સૌ સુપરિચિત છીએ.

(૧) દરેક અક્ષરના નિયત સ્વરૂપ અને નિયત સ્થાનવાળા ચરણ, (૨) નિયત યતિસ્થાનો અને નિયત પઠનલઢણ, (૩) ચરણાન્ત

સાથે સંકળાયેલો વાક્યાન્ત, અને (૪) પ્રાયઃ ચાર ચરણોનો શ્લોક કે કડીઃ અક્ષરછંદોનું આવું સજ્જડ ચોકઠું. એવા ચોકઠાનાં નિયંત્રણો અને દુર્નેયતા સમય જતાં બેડી ન બની બેસે તો જ નવાઈ. પણ જાણે કે નછૂટકે આપણે આ વિષયમાં સભાન થવા લાગ્યા, અને પરિણામે યતિભંગ, ચરણખંડન, પ્રવાહિતા વગેરે બીતાં બીતાં દેખાયાં.[1] તેમના બચાવ માટે પણ ઘણી શાહી રેડાઇ (કે રેલાઇ). પણ એટલાથી શું વળે? આવા થીગડિયા ફેરફારોનો લૂલો ટેકો લેવાથી અક્ષરછંદોને, વધુ તો દૂર રહ્યું, માત્રાછંદોની મોકળાશ પણ સ્વપ્નવત્ રહે છે. બીજી તરફ, આપણા માત્રાછંદો ગેયતા અને નિયત ભાવપરિવેશના ગાઢ વળગણવાળા હોવાથી, નવતર અથવા તો વ્યાપક અભિવ્યક્તિ માટેની તેમની શક્યતાઓ પણ મનમાં કઈ રીતે વસે? એટલે જે સુધર્યું નહીં, તેના પર સમયની માગે શસ્ત્રક્રિયા કરવા માંડી.

સાંસ્કૃતિક ઊથલપાથલથી પ્રવર્તી રહેલા વિપ્લવની ઘોરતા ગઈ વીશીમાં આપણી નિરસ્તભ્રમ બનવા માંડેલી દૃષ્ટિ સામે

---

૧. જો કે પશ્ચિમના પ્રભાવ નીચે, આપણે ત્યાં આરંભમાં અંગ્રેજી એપિક અને પદ્યનાટકના બ્લેન્ક વર્સની, અને પછીથી પશ્ચિમના સાહિત્યના 'મુક્ત પદ્ય'ની અપેક્ષા પૂરવા, ઠેઠ નર્મદના સમયથી ચર્ચા અને અતિ સામાન્ય કોટિના પ્રયોગો કે પ્રયાસો થતા રહ્યા છે. 'પંડિતયુગ'ના ગણનાપાત્ર સાક્ષરોમાંથી આ વિષયની ચર્ચામાં ભાગ ન લીધો હોય એવા કોઇ ભાગ્યે જ નીકળે. કે. હ. ધ્રુવ, ઠાકોર, નરસિંહરાવ, ખબરદાર અને પાઠકનાં નામ આ અંગે વિશેષ ઉલ્લેખનીય. બ્લેન્ક વર્સને લગતી એ ચર્ચાવિચારણા ને પ્રયોગોનું તારણ તથા સૂક્ષ્મદર્શી સમીક્ષા પાઠકના 'બૃહત્પિંગળ'માં આપણને સુલભ છે. એ ચર્ચા પરત્વે એક આશ્ચર્ય અત્યારે એ વાતનું થાય છે કે કાવ્યની ભાષાના પ્રાણભૂત પ્રશ્નને માત્ર નામનો જ હાથ અડાડીને આપણે મહાકાવ્યના છંદ વિશે કેટલે સુધી ચલાવ્યે રાખ્યું છે!

જાણે કે એકદમ છતી થવા લાગી. સમકાલીન અનુભૂતિને આકાર આપવા માટે પરંપરાગત પદ્યભાષા અમુક અંશે કાલગ્રસ્ત, અપર્યાપ્ત, નિર્જીવ કે જૂઠી વરતાવા લાગી. વ્યવહારની અને ગદ્યની વાણીના વળાંકોને અને આરોહઅવરોહોને અવકાશ આપે, નવચેતન પ્રયોગોને મોકળો પટ આપે, અને છંદ ખાતર શબ્દનો ભોગ ઓછામાં ઓછો માગે તેવાં પદ્યસાધનોની માગ ઊભી થઇ. બીજાં સાહિત્યોના પ્રભાવક પ્રયોગો અને તે પરત્વેની વિચારણાનો સંપર્ક તો હતો જ. આમાંથી આપણી એક પ્રાપ્તિ તે 'પરંપરિત' છંદો અને એથી પણ એક પગલું આગળ જતાં પ્રાપ્ત થયું તે છંદમુક્ત કે અછાંદસ 'પદ્ય'.

પરંપરિત છંદો પરત્વે મને જે બે ત્રણ બાબતો કહેવા જેવી લાગે છે તેમાં એક છે તેમના નામકરણ વિશે. એના સ્વરૂપને લગતા પ્રયોગો આરંભાયા ત્યારથી આજ સુધીમાં દૃષ્ટિભેદે તેમ જ સંદર્ભભેદે એ પ્રકાર માટે વિધવિધ સંજ્ઞાઓ આપણી સમક્ષ આવી છે. 'અબદ્ધ', 'સળંગ', 'અખંડ', 'પ્રવાહી' અને 'પરંપરિત'. ચરણોમાં અને શ્લોકોમાં જે બદ્ધ ન હોય તે અબદ્ધ. ચરણકૃત કે શ્લોકકૃત વિભાગ કે ખંડ ન હોવાથી 'સળંગ' કે 'અખંડ'. 'પ્રવાહી' એટલે વાક્યાર્થને એકથી વધારે ચરણમાં રેલાવા દે તેવો. (કેટલીક વાર 'અબદ્ધ', 'અખંડ' ને 'સળંગ' એ સંજ્ઞાઓ શિથિલતાથી માત્ર 'પ્રવાહી'ના અર્થમાં પણ વપરાયેલી છે.) જે છંદપ્રકારમાં તેના મૂળભૂત ઘટકની ચરણકૃત કે શ્લોકકૃત વિભાગ વિનાની 'પરંપરા'– એટલે કે યથેચ્છ આવર્તન હોય તે 'પરંપરિત'. આમાં જોઇ શકાશે કે 'પ્રવાહી' એ સંજ્ઞા વાક્યાર્થની સ્થિતિને અનુલક્ષે છે, છંદના બંધારણને નહીં. 'અબદ્ધ' એ ચરણબંધ ને શ્લોકબંધનો, તો 'સળંગ' અને 'અખંડ'

એ વિભાગનો, કેવળ અભાવ સૂચવે છે. એટલે 'પરંપરિત' એ સંજ્ઞા જ એકમના યથેચ્છ આવર્તનથી સધાતા છંદો માટે ઉચિત છે.

પ્રકારલેખે આવા છંદોને સામાન્યપણે 'પરંપરિત' નામે ઓળખવાનું સ્વીકાર્યા પછી, આ પ્રકારના છંદોના વ્યક્તિગત નામકરણ અંગે પણ થોડુંક વિચારવાનું રહે છે. ઉદાહરણ તરીકે 'દાલદા'ના અને 'દાલદાદા'નાં આવર્તનથી રચાતા પરંપરિત છંદોને સાધારણ રીતે અનુક્રમે 'પરંપરિત ઝૂલણા'ને 'પરંપરિત હરિગીત'ને નામે ઓળખાવવામાં આવે છે. પણ 'પરંપરિત ઝૂલણા'માં ઝૂલણાપણું કેટલું? ને 'પરંપરિત હરિગીત'માં હરિગીતપણું કેટલું? ઝૂલણા એટલે વિષમ ચરણોમાં 'દાલદા દાલદા દાલદા દાલદા' અને સમ ચરણોમાં 'દાલદા દાલદા દાલદા ગા' એવા માત્રાબંધવાળો અંતરસમા ચતુષ્પદી પ્રકારનો છંદ. અને 'હરિગીત' એટલે 'દા દાલદાદા દાલદાદા દાલદાદા દાલદા' એવા માત્રાબંધવાળો સમચતુષ્પદી પ્રકારનો છંદ. જ્યારે કહેવાતા પરંપરિત ઝૂલણામાં કેવળ 'દાલદા'નાં, તથા પરંપરિત હરિગીતમાં 'દાલદાદા'નાં સંખ્યાનિયત નહીં પણ યથેચ્છ આવર્તન (ક્વચિત્ કોઇ એકમ ખંડિત કરાય છે તેના અપવાદે) હોય છે, અને ચરણ કે શ્લોકકૃત વિભાગ નથી હોતો. આનો અર્થ એ થયો કે 'પરંપરિત ઝૂલણા' અને 'પરંપરિત હરિગીત' નામે ઓળખાવાતા છંદોને ઝૂલણા ને હરિગીતમાંથી થોડાક ફેરફારથી નિષ્પન્ન થયેલા માત્ર પેટાભેદો તરીકે ન ગણાવી શકાય. માપ, સ્વરૂપ અને લઢણનો થોડો અંશ જ સમાન છે, જ્યારે ફરક ઘણો મોટો છે. એટલે એમનો પ્રકાર જ અલગ છે.

સમાન એકમનો ઉપયોગ હોવા છતાં ઉપયોગની જુદી જુદી રીતને કારણે જુદા જુદા છંદપ્રકારો સિદ્ધ થયેલા છે. એટલે

'પરંપરિત ઝૂલણા' ને 'પરંપરિત હરિગીત' એવા નામકરણમાં તાત્કાલિક સગવડ ભલે હોય, પણ એમાં પરિભાષાની શિથિલતા રહેલી છે, તેમ સમજફેર અને ગૂંચવાડો થવાનો પણ સંભવ ખરો. શ્લોકબદ્ધના વિરોધે પરંપરિત પ્રકાર નવતર છે. એ પ્રકારના છંદોને કોઈ વિશેષ નામે ઓળખાવવા કરતાં વર્ણનાત્મક સંજ્ઞાઓથી ઓળખાવવા એ વધુ ઉપયોગી અને ઓછા ગૂંચવાડાવાળો માર્ગ છે. જે પાયાના ઘટક કે એકમના આવર્તનથી પરંપરિત છંદ રચાતો હોય તે એકમની માત્રાસંખ્યા કે અક્ષરસંખ્યાને અનુસરીને છંદને ઓળખી શકાય. કેટલાક ચાલુ પરંપરિત છંદો માટે નીચે પ્રમાણે સંજ્ઞાઓ યોજી શકાય.

| આવૃત્ત એકમ | સંજ્ઞા | |
|---|---|---|
| ૧. દાલ (કે 'લદા') | પરંપરિત | ત્રિમાત્ર |
| ૨. દાદા (ક્વચિત્ 'લદાલ') | ,, | ચતુર્માત્ર |
| ૩. દાલદા | ,, | પંચમાત્ર |
| ૪. છ માત્રા (૩+૩) | ,, | ષણ્માત્ર |
| ૫. દાલદાદા | , | સપ્તમાત્ર |
| ૬. આઠ માત્રા (૪+૪, ક્વચિત્ 'દાલદાલદા', 'લદાદાલદા' વગેરે) | ,, | અષ્ટમાત્ર |
| ૭ લગા (કે 'ગાલ') | ,, | દ્વ્યક્ષર |
| ૮ ચાર અક્ષર | ,, | ચતુરક્ષર |

'ત્રિમાત્ર', 'ચતુર્માત્ર', 'પંચમાત્ર', વગેરેને 'ત્રિકલ', 'ચતુષ્કલ', 'પંચકલ', પણ કહી શકાય ² એકમના માત્રાજૂથ ને

૨ એ ખરું કે 'ત્રિમાત્ર', 'ચતુર્માત્ર' વગેરે સંજ્ઞાઓ આમ તો અતિવ્યાપ્ત છે – ત્રિમાત્ર ગણના ⏑⏑⏑, ⏑—, —⏑ એમ ત્રણ, ચતુર્માત્ર ગણનાં ⏑⏑⏑⏑, ⏑—⏑, ⏑⏑—, —⏑⏑, —— એમ પાંચ

અક્ષરજૂથનું સ્વરૂપ અંશે કે સમગ્રપણે નિયત હોય ત્યાં તેનો નિર્દેશ કરવો હોય તો કરી શકાય. ઉપરનામાંથી ક્રમાંક ૨ ચરણાકુળ ચોપાઇનું, ૩ ઝૂલણાનું, ૫ હરિગીતનું, ૬ કટાવનું, ૭ ગુલબંકી (સમાનિકા, ચામર કે પ્રમાણિકા)નું અને ૮ મનહર-ઘનાક્ષરીનું એકમ છે.

મારો બીજો મુદ્દો એક ઐતિહાસિક વીગતને લગતો છે, 'મુદ્દો' કહેવું પણ બરાબર નથી, 'અછડતો નિર્દેશ' જ કહેવાય. રાજેન્દ્ર વગેરેમાં જે પરંપરિત ચતુરક્ષર મળે છે, તે કેટલે અંશે, પિંગળ - ડિંગળ ને ચારણી પરંપરા દ્વારા આવેલા અને દલપતરામ આદિએ સુપરિચિત કરેલા એવા મનહર-ઘનાક્ષરીનું જ સંતાન? એનો પ્રત્યક્ષ પ્રેરક[3] ટાગોરનો પયાર નહીં? મનહર-ઘનાક્ષરીની સંસ્કારમુદ્રા કે ભાવપરિવેશ ક્યાં અને અર્વાચીન ચતુરક્ષરની મુદ્રા અને ભંગિઓ ક્યા? થોડુંક તુલનાત્મક અન્વેષણ કરીને આ વાત સ્પષ્ટ કરવાની આવશ્યકતા છે.

ત્રીજી એક નાની વાત પરંપરિતના ચાલુ પ્રયોગને લગતી છે. પરંપરિતના એકમને માત્ર પંક્તિને અંતે (કે આદ્ય પંક્તિના આરંભે) ખંડિત કરવાનો અવકાશ છે. આદ્ય સિવાયની પંક્તિના આરંભે (કે પંક્તિની વચ્ચે) તેને ખંડિત કરતાં લય તૂટે છે— 'બેતાલું' લાગ્યાનો, વિસંવાદનો આંચકો અનુભવાય છે. આ

---

વગેરે એકાધિક સ્વરૂપો હોય છે. 'ત્રિમાત્ર', 'ચતુર્માત્ર' એવી વ્યાપક સંજ્ઞાઓ અલગ અલગ સ્વરૂપને એકમ બનાવતા છંદોનો ભેદ નહીં બતાવી શકે. પણ ચાલુ વ્યવહારમાં અમુક સ્વરૂપવાળું એકમ જ યોજાય છે. જરૂર પડયે પ્રકારનિર્દેશ કરી શકાય.

૩. એક અમૂર્તપ્રાય સંભાવનારૂપ 'વનવેલી'ની પ્રેરકતા હાલતાંચાલતાં ઉલ્લેખ કરવાથી વિરોધ ગણીશું?

આંચકો કે વિસંવાદ સાભિપ્રાય હોય – ભાવનો કોઈ વળાંક, ભાર આદિ સાધવા પ્રયોજાયો હોય – તો જ તેની સાર્થકતા, નહીં તો તે વિઘાતક બને. ચાલુ પ્રયોગોમાં આ તથ્યનો કેટલોક અનાદર થયેલો છે.

મારા શેષ વક્તવ્યમા, હમણા હમણાં જેનો સાહિત્યિક મોભો આપણે ઝડપભેર વધારી દીધો છે તે 'લય' શબ્દને લગતી બેચાર વાતો હું કહીશ. 'લય' શબ્દ જે રીતે આપણે ત્યાં પ્રયોજાયો છે, અને વિશેષ કરીને જે રીતે અત્યારે પ્રયોજાય છે, તે જોતાં, વાપરનારાઓએ એ શબ્દને અર્થહીન બનાવી દેવાની ગુપ્ત પ્રતિજ્ઞા કરી હોવાનુ જ આપણે માનવું પડે. 'લય'ને એક ખાલી કોથળી માનીને સૌ તેમા અસ્પષ્ટ, ધૂંધળો, ફાવે તેવો અર્થ ભરતા રહે છે. લૌકિક વ્યવહારમા મર્યાદિત પ્રયોજન હોવાથી જે શિથિલતા નભી જાય કે બાધક ન નીવડે, તે શિથિલતા શાસ્ત્રીય પ્રયોગમાં ન જ ચાલે. 'લય'નો વિભાવ સૂક્ષ્મ કે જટિલ હોઇને તેના વિશેની આપણી સમજ અધૂરી કે અસ્પષ્ટ હોય, તેથી તેની વ્યાખ્યા હજી બધાઠ ન હોય અને પરિણામે કયા ચોક્કસ અર્થ માટે એ વાપરવો તે અંગે મૂંઝવણ કે ગૂંચવણ હોય એ સમજી શકાય. પણ કયા અમુક અર્થો માટે એ ન વાપરવો એ અંગે તો આપણે સ્પષ્ટ હોવા જ જોઇએ.

અમુક કાવ્ય કે પંક્તિ લયાન્વિત છે (કે તેમાં 'લયભંગ' થાય છે) એમ કહેવાય છે ત્યા કેટલીકવાર 'સંવાદ'ના પર્યાય તરીકે જ 'લય' હોય છે. 'સુભગ સંવાદ સધાય છે' (કે 'સંવાદ સધાતો નથી') એમ કહેવા કરતાં ઉપર પ્રમાણે કહેવું 'અદ્યતન' લાગે – 'સંવાદ' જરા ચવાઇ ગયેલો લાગે. જો કે આ 'સંવાદ'

પણ ઓછો અવિશદ નથી, પણ તોય ‘લય’ કરતાં એ કંઇક જાણીતી ચિડિયા.

એકેનો લાભ જતો ન કરવાનો જેને લોભ હોય છે તે વળી ‘લયસંવાદ’ એવો પ્રયોગ કરે છે. શબ્દને અનુલક્ષીને આવો પ્રયોગ થાય છે, ત્યારે કેટલીક વાર તે ‘વર્ણસંવાદ’ કે ભલાભોળા ‘અનુપ્રાસ’નો જ પર્યાય હોય છે. ‘લય’ને ઉદ્દેશીને કરાયેલા નીચેનાં વિધાનો જુઓ :

‘અછાંદસ કે ગદ્યકાવ્યમાં મેળ સાધનારું તત્ત્વ લય છે.’

‘ઠાકોરે શબ્દની લયમાધુરી સામે અર્થાનુસારી લય પર ભાર મૂકયો.’

‘છંદની પંક્તિનું નિશ્ચિત માપ એ તો જડ ચોકઠું છે. ભાષાલય છંદની પંક્તિ યે પંક્તિને જીવંત વિવિધતા અર્પતો વિલસી રહે છે.’

‘ઇન્ટેન્ટેશન’ ને ‘રેટોરિક’ જેવાં તત્ત્વોનો લાભ લઇને, અન્વયપલટાથી તેમને વિકસાવીને, અપદ્યાગદ્ય ગદ્યલયથી ભિન્નતાનો ભાસ ઉત્પન્ન કરે છે.’

‘પંક્તિઓને બોલચાલની લઢણમાં યથેષ્ટ આંતરે આંતરે કોઈ શબ્દના આરંભે ભાર સાથે બોલવાથી એક જાતનો લય ઉત્પન્ન થાય છે.’ (‘નાનાલાલના સાંદોલ કે પદ્યકલ્પ ગદ્યમાં વિશિષ્ટ વાકયસારની વ્યવસ્થા જણાય છે—ધીમા પઠનમાં શબ્દ પર આવતો ભાર તે વાકયભાર.’)

'છેલ્લા ચરણમા છંદનુ માપ તો બરાબર જળવાયુ છે, પણ પ્રારંભના 'રુંવાડામા' શબ્દથી પંક્તિનો લયભંગ થાય છે.'

'નવલકથામાના કેટલાક વર્ણનખંડોનો ગદ્યલય આસ્વાદ્ય છે.'

દેખીતા જ 'લય'ના અનેક ભિન્ન ભિન્ન અર્થ કરીએ તો જ આ વાકયોમાંથી અભિપ્રેત અર્થ નીકળે. આ પરિસ્થિતિ અનેક દષ્ટિએ અનિષ્ટ ગણાય.

'લય'ના અર્થને બચાવવો હોય, શાસ્ત્રીય કે પારિભાષિક સંજ્ઞા લેખે તેની ઉપયોગિતા જાળવવી હોય તો તે માટે ધ્યાન આપવા જેવી જે કેટલીક બાબતો મને લાગી છે તે અહીં ટપકાવું છું '

૧. સાહિત્યિક સંદર્ભમા 'લય'નો પ્રચલિત વિભાવ આપણે ત્યા 'રિધમ' (rhythm) પરથી આવ્યો છે. 'રિધમ' શબ્દના પણ શાસ્ત્રીય ઉપરાત લક્ષણામૂલક તથા લૌકિક કે શિથિલ પ્રયોગો થતા ગ્યા છે અને તેનો લાભ આપણા 'લય'ને મળતો રહ્યો છે. વળી આપણે તો તે લાભની યથાશક્તિ વૃદ્ધિ કરવાનું પણ રાખ્યું છે.

૨ 'લય'મા જે અર્થ રહેલો હોવાનું માનીએ, તે જયા બરાબર organization (સંઘટના) કે form (રૂપ)મા આવી જતો હોય, ત્યા 'લય' સંજ્ઞા અનાવશ્યક અથવા તો પાછલીમાથી એકના પર્યાય રૂપ ઠરે. કેટલીક અછાંદસ કે ગદ્યરૂપ કાવ્યરચનાઓમા લય છે એમ કહેવાય કે મનાય છે ત્યા તે રચનાઓમા અમુક ઘાટ, ગોઠવણી, વ્યવસ્થા કે તંત્ર (જે દરેક સાહિત્યકૃતિને હોય જ)થી વિશેષ કે અલગ એવુ

કોઈ તત્ત્વ કળાતું નથી. એવી રચનાઓમાં 'લય' હોવાનું કહેવાથી તેમનામાં કશીક રહસ્યમયતાનું આરોપણ કરી શકાય એટલો લાભ ખરો.

૩. જ્યાં 'સંવાદ' શબ્દ કામ લાગતો હોય ત્યાં તેનો પર્યાય હોય તેમ 'લય' વાપરવામાં કશો કહેવા જેવો લાભ નથી. યથાપ્રાપ્ત 'વર્ણસંવાદ', 'શબ્દસંવાદ' (સમાન પંક્તિઓમાં સમાન સ્થાને પોષક, પૂરક કે વિરોધી અર્થના શબ્દો, યતિ કે પઠનગત વળાંક વગેરે પર નિર્ભર અર્થભારવાળાં સ્થાને આવતા ઉક્ત અર્થના શબ્દો, પંક્તિમાંના અપેક્ષિત સ્થાન, વળાંક સાથે મેળ સાચવતો શબ્દાંત વગેરે) 'અર્થ સંવાદ' વગેરે જે હોય તે નામ આપીને આવશ્યક સ્પષ્ટતા કરી શકાય.

૪. કાકુ કે વાક્યગત સૂરયોજના(intonation)ને કેટલાક લય સમજી બેસે છે. ભાવાનુકૂળ પઠન વ્યવહારભાષાના ભાવસૂચક રૂઢ આરોહઅવરોહોનો જ ઉપયોગ કરે છે.

૫. રચનાગત અંશો વચ્ચે સમતુલા, વિરોધિતા, સમાન્તરતા, સમરેખતા વગેરે સંબંધો હોય તેમને જ લય સમજીને કેટલાક વ્યવહાર કરે છે.

૬. કશો સંવાદ, ક્રમ, વ્યવસ્થા હોય એટલું જ લય માટે પર્યાપ્ત નથી. તે સંવાદ, ક્રમ કે વ્યવસ્થાની નિયત સ્વરૂપની સ્પષ્ટ ભાત (ઘટકની આવૃત્તિમૂલક કે ઘટકના ઉદયાસ્તની અનુસ્યૂતતામૂલક) ભાવકના ચિત્તમાં ઊપસી આવે તો જ લયની અનુભૂતિ થાય.

૭ ગદ્યકાવ્યમા અનિયમિત લય હોવાનું કેટલાક માને છે પણ 'અનિયમિત'ના ગ્રહણમા 'નિયમિત' અનિવાર્યપણે અપેક્ષિત હોય છે અમુક અશમા નિયમ પ્રવર્તતો હોય તો જ બીજા અશમા તેનો ભંગ પકડી શકાય. અવ્યવસ્થા એ વ્યવસ્થાનો સાર્વત્રિક અભાવ કે અનવસ્થા નથી રચના અમુક અશે લયબદ્ધ હોય, અમુક અંશે લયરહિત હોય (અને એ ગોઠવણી સાભિપ્રાય હોય) ત્યારે જ તેમા અનિયમિત લય છે એવુ કહી શકાય

૮ 'અમૂર્ત લય' એવા પ્રયોગમા 'અમૂર્ત'નો અર્થ 'સૂક્ષ્મ' કરીએ તો જ તે અર્થવત રહે નહીં તો તે નિતાન્ત સ્વગત એટલે કે કાલ્પનિક કોટિમા મુકાઇ જશે

૯ ઉપર ઉલ્લેખેલા તત્ત્વોમાથી કોઇ બે કે વધારેની ગૂંથણીથી સધાતી આવર્તની ભાત માટે 'લય' વાપરી શકાય. પણ આવા કે અન્ય કોઇ અર્થમા વાપરતી વેળા ચોખવટ કરીને જ વાપરવો એ સૌના હિતમા છે

આ બધુ લક્ષમા લેતા આપણે ત્યાના અછાદસ કાવ્યોમા 'લય' જેવુ કોઇ વિશિષ્ટ તત્ત્વ છે ખરું એ એક પ્રશ્ન છે અર્થાનુસારી ટુકડા હોય, ભાવભંગિઓ હોય, ભાવાનુકૂળ પઠનમા પ્રતીત થતા સ્વરના આરોહઅવરોહ હોય, વર્ણસવાદ હોય, ભાવનો વિરોધ સમતુલા વગેરેની યોજના હોય – પણ એ ઉપરાત કશું તત્ત્વ ખરું ? હોય તો તેનુ સ્વરૂપ, આકાર, પ્રકારના કશા એંધાણ ?

૦

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ)

રૂલ્સ ૧૯૫૬ અન્વયે

## કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશનસ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

૨ પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક

૩ મુદ્રકનું નામ : જયંત પારેખ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.

૪ પ્રકાશકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું } ઉપર મુજબ

૫ તંત્રીનું નામ : જયંત પારેખ, પ્રિયકાન્ત મણિયાર
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.

૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં } 'કવિલોક' વતી જયંત પારેખ

હું, જયંત પારેખ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૨–૩–૬૫ સહી : જયંત પારેખ
પ્રકાશક

કવિલોક · દ્વૈમાસિક તંત્રીઓ જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર
લવાજમ—દેશમાં રૂપિયા ચાર વિદેશમાં શિલિંગ આઠ, છૂટક નકલના સિત્તેર પૈસા લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨ (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) રાજકુમાર જોષી,
સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

આ અંકમાં :

રાજેન્દ્ર શાહ
પ્રિયકાન્ત મણિયાર
મનહર મોદી
કમલ વૈદ્ય
મણિલાલ દેસાઇ
નીરેન્દ્રનાથ ચક્રવર્તી
અનુ ભોળાભાઈ પટેલ
ફ્રાંસિસ પોઝ
અનુ જયંત પારેખ
સ્નેહરશ્મિ
સુભાષ શાહ
સુજાતા પ્રિયંવદા
અનુ : ઙ
રવીન્દ્રનાથ ઠાકુર
અનુ : કમલેશ પીર

આવરણચિત્ર અમૃત ગોહેલ

●

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી,
૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ મા છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૪૫

વર્ષ ૮ : અંક ૩ મે – જૂન : ૧૯૬૫

રાજેન્દ્ર શાહ

## બે કાવ્યો

### રાત્રિ/દિન

નિઝૂમતી નિશા દ્વાર બંધ
નીંદરને એકાન્ત આગાર
ઉત્તરી ઝરુખો સ્વપ્નં
અનર્ગલ આડ
હવા આંગુલિ અડ્યે મંદ ઊઘડંત

ધ્રુવ તેજ
અવકાશવ્યાપી અંધકાર કેરો વિમલ ઉઘાડ
ઝીણા અવગુંઠનથી
રૂપ નીગળંત
સ્હેજ સ્હેજ

કવિલોક દ્વૈમાસિક    તંત્રીઓ જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા    લવાજમ ભરવાના સ્થળ
(૧) કવિલોક ૩૮૦, ગિરગામ રોડ મુંબઇ ૨ (૨) એન એમ ત્રિપાઠી પ્રા લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી,
સુદર્શન એન્ડ કંપની, ૧૨ પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

## આ અંકમાં

ગજેન્દ્ર શાહ
પ્રિયકાન્ત મણિયાર
મનહર મોદી
કમલ વૈદ્ય
મણિલાલ દેસાઇ
નીરેન્દ્રનાથ ચક્રવર્તી
અનુ ભોળાભાઈ પટેલ
ફ્રાંસિસ પોંઝ
અનુ જયંત પારેખ
સ્નેહરશ્મિ
સુભાષ શાહ
સુજાતા પ્રિયંવદા
અનુ હ
રવીન્દ્રનાથ ઠાકુર
અનુ કમલેશ પીર

આવરણચિત્ર અમૃત ગોહેલ



માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે પારેખે લિપિની પ્રિન્ટરી,
૨૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૪૫

વર્ષ ૮ : અંક ૩ મે – જૂન : ૧૯૬૫

રાજેન્દ્ર શાહ

## બે કાવ્યો

### રાત્રિ/દિન

નિઝૂમતી નિશા દ્વાર બંધ
નીંદરને એકાન્ત આગાર
ઉત્તરી ઝરુખો સ્વપ્નં
અનર્ગલ આડ
હવા અંગુલિ અડ્યે મંદ ઊઘડંત

ધ્રુવ તેજ
અવકાશવ્યાપી અંધકાર કેરા વિમલ ઉઘાડ
ઝીણા અવગુંઠનથી
રૂપ નીગળંત
સ્હેજ સ્હેજ

અંતરીક્ષે
સપ્તઋષિકુલ
કામધેનુ સુરભિની પરિચર્યા કરે અરુંધતી
ફેરમતુ શ્વેત કર્ણફૂલ
ગતિભિન્ન રચે ખાજે રજતર્શિજની

ઉર્વી પર ઝરી રહે સુરભિત સ્વર ઝરમર
સિક્ત ગિરિ વન જનપદ
નિબિડ નિકુંજ તણી ગલીએ ગલીએ
નદીજલને તરંગ
મેળે મળે અનહદ

મારી ખૂલી જાય પાખ
આપમેળે સહજ વીંઝાય
દૂર નહીં કશું
સહૃદયને સંગ રમે આખ
અકારણ અકારણ સ્હાય

બીન છેડી રહે હયગ્રીવ
હિમગિરના કુંડને આધાર
વાયુની લહરે નૃત્ય કરે અપ્સરસ-દેવ
રગભીને અધર તુષાર
પાતાળ ત્યજીને આવે મણિને આલોક શેષનાગ

સહસા કલ્લોલધ્વનિ શાન્ત
મિલનનેણે આ અવકાશમા અલોપ
દગ ભ્રાન્ત

લિયે પલકાર ત્યહીં
અતીતના ઊઘડે ઓથાર

અદ્રિસાનુ પર રવિરશ્મિમને ઝીલંત અંગિરસ
નિખિલ ઉપર નેત્રની કલ્યાણવૃષ્ટિ...
નીલ નદી, વેરાન કંઠારે યવક્ષેત્ર
ઓઝિરિસ સ્રષ્ટ
ગુહાને ઉંબર શાકયમુનિ
અંધકારવિદારક તેજને ચીવર

ગત નહીં ગત
નેત્ર સન્મુખ તે સકલ સાંપ્રત
સકલનો સંગ
મન ગગનનો એક રંગ
સહુને આવરે સહુમાં સમાય
આનંદની રમણાએ રત

ફરી ફરી આવું નિજને એકાન્ત ઘર
દ્વારને ઉઘાડ
ઊગતા દિનનો વળી પ્રથમ પ્રહર
નેત્રની જ આડ
જુદું બ્હાર ને ભીતર

## રાત્રિ

આ રાત્રિ
શ્યામલ ઘેનની મદિરા ઘટે ઘટ પાય ને
જે
વંધ્ય સ્વપ્નની કામ્ય સુંદર કાય
જે
અંધારના ચીનાંશુકે જાદૂઈ ઢાળે છાંય
જેની
મધુર મૂર્છામા સહુ અસહાય

તે
આ લાલ કલગીના વિહંગમકંઠને ઉચ્ચાર કંડી થરહરે
તે
નિબિડ પીવર પ્રેતદેહા પાતળી થઇ પીગળે
તે •
અવડ વનની આખલીની ઓથમા છાની વળે
તે
ડાળ પર લટકંત ઊંધે મસ્તકે વાગોળ પાપણુ ભીડતી
• નેમા હડપ કરતી પળે

•

# પ્રિયકાન્ત મણિયાર

## પુષ્પ

આ
માટીમાંથી સૂર્ય નીકળ્યો બ્હાર
ફૂલ થઇને !
એ લ્હેરાતો
હવા ઝૂલાવે
રંગ ભરીને

સ્વપ્ન ધરાનાં સુગંધ ફોરે રજનીઢાંક્યાં

ક્યાં ક્યાંથી અતીત વ્યાપ્યો
પાંખડીઓ પાંખડીઓમાં
વર્તમાનનું રૂપ લઇને

અહીં આ દલદલમાં
આભ સૂર્યની લખલખ જવાળા
કેમ કરીને કોણુ ઢાંકતું
કોણુ જાણતું
આજુબાજુમાં નીલ મૌનની
પર્ણું પર્ણુંને... ...
આ માટીમાંથી... ...



## મનહર મોદી

### જૂ

આછી આછી જૂ.
રાઈના દાણા જેવી જેની કાયા,
એને જાગી મોટી માયા.
એ તો હાથ હલાવી ફેરફૂદરડી ફરે.
ફરે ને ઝીણું ઝીણું ગાય.
શું મલકાય !
ચાદનીના ભોળા મોઢાના જેવી
એક સવારે
ઊઘડી એની આંખ.
આંખ તો પંખી કેરી પાંખ.
એ તો ચાલે આમ.
વટાવે કેટકેટલા ગામ !
ગામ વટાવ્યાં,
શહેર વટાવ્યા,
અંતે થાકી ખૂબ.
ચુપચુપ
રૂપાળી કન્યાના માથાના કાળા કાળા વાળ મહીંની
પાંથીમા જઈ બેઠી.
ત્યારથી
રોજ સવારે
તડકાનું ટીપું ચાટે છે
નાની નાની જૂ.

## કમલ વૈદ્ય

### ઉદાસ મન

ઉદાસ મન
શૂન્યમાં પરોવી દગ જાય રે ઓળંગી કંઈ કેટલા જોજન
જાય કહીં
આતુર આવેગ
દિશાહીન અવકાશ
પથ નહીં

નીલ ગગનમાં જ્વાલાપુંજ નિહારિકા
ઘુમંન્ત
ઘુમન્ત ઘડે રૂપ
સ્વપ્ન – મરીચિકા

જલ જલ
વેદના પ્રબલ

આહભર અનુનય
નહીં બોલ
નહીં ધ્વનિ
નહીં કોઇ
નહીં કાંઇ
ઘેરાય પ્રલય



## મણિલાલ દેસાઇ

### રાત

અને તૂટ્યા રસ્તા, ટપ પરણ થૈને તરુ ખરે,
ખરે તારા, ઘ્હાડો દડબડ દડે, ને અવ કશું—
નથી જે તે તે ને અવર જ થતું ને નવ થતું.
બનીને અંધારું ઘર પીગળતું, ગામ પીગળે.

પછી-રેલો, વ્હેળો, ઝરણ, નદી થૈને દિવસ તો—
વહ્યો વાંકોચૂંકો, ખળખળ, ઉછાળે, પછાડે.
તરે ઝાંખા ઝાંખા સુરજ પડછાયા ઉદધિમાં,
અને ધીમે ધીમે અવનિ પર અંધાર ઊતરે.

હવે અંધારાનો અજગર ફરે ગામ, વનમાં.
હવે અંધારાનું જલ ટપટપે — ઘેર — ગલીમાં,
હવે અંધારાનું પવન થઇ વ્હેવું ગગનમાં.
હવે અંધારાનો મગર ગળી જાતો અવનિને.

—પડી. ને ફેંકાઇ જલથલ હવામાં ખધખધે,
અને ત્યાંથી બેઠી થઈ હૃદયમાં આગળ વધે.

### વિંધ મારું

આ સ્વપ્નની ભૂમિ ઉપર પગલાં સુધાનાં,
આ આભમાં બાંધ્યાં બધાં ગાંધર્વ નગરો.

આ સ્વર્ગથી આવી ભૂમિ પર
આખડી. વહેતી નદી.
આ શબ્દ મારા,
માતરિશ્વા અર્થના એકાન્તના,
આ હસ્ત મારા
કેટલાયે કર્ણ ને અર્જુનના બળથી ભરેલા.
કૈં કેટલાયે રાવણોનો ગર્વ
મારા શ્વાસમાં વહેતો.
આ વિશ્વ મારું
બાર સૂરજથી ય તે શોષાય ના !
આ વિશ્વ મારું
સાત સાગરના જલે જો જાય ડૂબી...
હું વરાહી દંતમાં ગ્રહી
બ્હાર આણું.



## નીરેન્દ્રનાથ ચક્રવર્તી

### મૂળ નિષાદ

પિતામહ, હું એક નિષ્ઠુર નદીની બગાબર પાસે
ઊભો છુ. પિતામહ,
ઊભો છુ, અને બગાબર જોઈ રહ્યો છુ, રાત્રિના આકાશમા
ઊગ્યો નથી એક પણ તારો આજ.
પિતામહ, હું એક નિષ્ઠુર મૃત્યુની નજીકમા
લઇ રહ્યો છું આશ્રય, હુ ભીતર, બહાર
જે બાજુએ જોઉં છુ—માત્ર અંધકાર, માત્ર અંધકાર
પિતામહ, હું એક નિષ્ઠુર સમયમા જીવી રહ્યો છુ

આ એક આશ્ચર્યમય સમય
જ્યારે આશ્ચર્ય નામનું કશુ કૈં છે નહિ.
જ્યારે નદીમા પાણી છે કે નથી
તે કોઇ જાણતું નથી.
જ્યારે પહાડ પર મેઘ છે કે નથી
તે કોઈ જાણતુ નથી
પિતામહ, હુ એક આશ્ચર્યમય સમયમા જીવી રહ્યો છું
જ્યારે આકાશમા પ્રકાશ નથી,
જ્યારે ધરતી પર પ્રકાશ નથી,
જ્યારે સંદેહ જાગે છે, આલોકિત ઇચ્છા પર
રાખે છે નિષ્ઠુર હાથ પૃથ્વીનો મૂળ નિષાદ—આ ભય.

પિતામહ, તમારું આકાશ
નીલ – કેટલું બધું નીલ હતું ?
મારું આકાશ તો નીલ નથી.
પિતામહ, તમારું હૃદય
નીલ – કેટલું બધું નીલ હતું ?
મારું હૃદય તો નીલ નથી.
આકાશની, હૃદયની વિખ્યાત નીલિમા
હાલ તુરત તો કોઇ એક સ્થિર અંધકારમાં સૂઈ ગઇ છે.

પિતામહ, હું તે દારુણ નિબિડ અંધકારમાં
ઊભો છું. પિતામહ,
ઊભો છું, અને બરાબર જોઉં છું, રાત્રિના આકાશમાં
ઊગ્યો નથી એક પણ તારો આજ
મને થાય છે, મેં એક અમોઘ મૃત્યુની બિલકુલ
નિકટ લીધો છે આશ્રય, હું ભીતર બહાર
જે બાજુ જોઉં છું, હું સ્વદેશે વિદેશે
જ્યાં જોઉં છું – માત્ર અંધકાર, માત્ર અંધકાર
અંધકારમાં જાગતો છે મૂળ નિષાદ – આ ભય.

## અંધકાર નહિ

અંધકાર સારો નથી. હું અંધકારમાં આટલો સમય
માત્ર પ્રકાશની ઈચ્છા સેવી રહ્યો છું.
માત્ર પ્રકાશની ઇચ્છા, પ્રકાશની અસીમ ઇચ્છા લઇને
હું આ અંધકારમાં જાગું છું.
આ અવ્યય તરલ અંધકારમાં.

અંધકાર સારો નથી. જો કે તે મારો આત્મીય છે,
જો કે મારું જ લોહી આ અંધકારના શરીરમાં
વહે છે. જો કે મારો સહોદર છે
આ અંધકાર
આ તિક્ત આત્મમુખસર્વસ્વ તરલ અંધકાર.

અંધકાર સારો નથી, કારણ કે તે એક માત્ર પોતાનુ
શરીર પ્રગટ કરે છે. કારણ કે તે
અન્ય કોઈ બીજાનું મુખ જોવા દેતો નથી.
સર્વ દશ્યોની મુખશ્રી ભૂંસી દઇ અંધકાર
એકમાત્ર દશ્ય થઈ ઊઠે છે.
અંધકાર સારો નથી. અંધકાર માત્ર
પોતાના જ દેહને પ્રગટ કરે છે.
મેં દીર્ઘકાલથી કોઈ મેદાન, નદી, સમુદ્ર જોયા નથી.

અનુ ભોળાભાઈ પટેલ

# ફ્રાંસિસ પોંઝ

## સિગારેટ

પહેલાં એનું વાતાવરણ : એ એકીપળે ધુમ્મસઘેરું પણ છે, લુખ્ખું પણ છે, વિખરાયેલાં જુલ્ફાં જેવું છે, ને જે પળથી સિગારેટ આ વાતાવરણનું સર્જન કરતી આવે છે તે પળથી જ એને એમાં આડી ગોઠવવામાં આવે છે.

પછી એનો દેહ : તેજસ્વી ઓછી, પણ સુગંધી વધારે એવી એક નાનકડી મશાલ. એમાંથી આંગળીને વેઢે ગણી શકાય એટલી સંખ્યામાં રાખના નાના નાના દાણા બંધાય છે ને પકડી શકાય એવા લયમાં નીચે ખરે છે.

અંતે એનો ભાવાવેગ : રૂપેરી કણોની કાંચળી ઉતારતું ને એમાંના છેલ્લા કણથી રચાતા મફલરમાં વીંટળાતું આ સળગતું ખોરિયું.

## નારંગી

વાદળીની જેમ નારંગીને પણ પિલાવાની કસોટીમાંથી પાર પડ્યા પછી તમાચો મારીને ગાલ રાતા રાખવાની ઉત્કટ ઝંખના હોય છે. વાદળી તો હંમેશાં એમ કરી શકે છે, પરંતુ નારંગી ક્યારેય એમ કરી શકતી નથી, કારણ કે એના કોશાણુ ફાટી જાય છે ને એનું માંસ ઉતરડાઈ જાય છે. પોતાના સ્થિતિ-સ્થાપક ગુણને લીધે કેવળ એની છાલ ધીરે ધીરે પોતાનો મૂળ

આકાર પાછો ધારણ કરી લે છે, પરંતુ ત્યારેય તે તાજગીભરી ને મધુરપભરી સોડમ રેલાવતુ, ને કેટલીક વાર તો પોતાના બિયાંની અકાલ હદપારીની કટુતાભરી અભિજ્ઞતા પ્રેરતુ, અંગારરંગી પ્રવાહી તો એમાથી વહી જ જાય છે.

ભીંસનો પ્રતિકાર ન કરવાની આ બે રીતમાંથી શું એકની પસંદગી કરવી જ જોઇએ ખરી? વાદળી તો કેવળ એક સ્નાયુ છે, એમા પવન કે પછી નીતર્યું કે ગંદુ, જે માફક આવે તે, પાણી ભરવાનુ : આ વ્યાયામ એને શોભતો નથી. નારંગીની રુચિ વધુ સારી છે, પણ એ વધુ પડતી નિષ્ક્રિય છે - ને પેલી સમર્પણને અંતે રેલાતી સોડમ : પોતાને પીલનારને ચરણે એ તો ખરેખર ખૂબ જ વધારે પડતુ નજગણું કહેવાય.

પરંતુ વાતાવરણને સોડમભર્યું બનાવવાની ને પોતાના જ પીડકને રીઝવવાની નારંગીની વિશિષ્ટ રીતિનું કેવળ સ્મરણ કરવાથી જ એને ન્યાય નહીં કરી શકાય. એમાથી નીકળતા પ્રવાહીના ભવ્ય રંગ પર પણ ભાર મૂકવો જોઇએ શબ્દનો ઉચ્ચાર કરવા માટે, પ્રવાહીને ગળે ઉતારવા માટે આપણે ગળું પહોળું કરીએ છીએ; પણ લીંબુના રસ કરતા યે નારંગીનો રસ ગળાને વધુ સરળતાથી પહોળું થવા દે છે, ત્યારે નથી હોઠ સંકોડવા પડતા, નથી જીભનુ ટેરવુ તંગ કરવું પડતુ.

નાજુક, બરડ, ગુલાબી, અંડાકાર દડો ને દડાને જાડા, ભીના પડનું આવરણ, ને એ આવરણને અત્યંત પાતળુ છતા રંગમા તેજસ્વી ને સ્વાદમાં ખૂબ તૂરું એવું કવચ. ને એ કવચ પ્રકાશ ઝીલી શકે ને ફળના સુરેખ આકારને પૂરેપૂરો અજવાળી શકે એટલુ કકરું - આને માટે પ્રશંસાના શબ્દ શોધતા મૂંઝાઇ જવાય છે.

પણ અત્યંત ટૂંકા, છતાં યથાશકય સંપૂર્ણ નિરીક્ષણને અંતે એના બિયા વિશે તો બે શબ્દ કહેવા જ જોઇએ. નાનકડા લીંબુનો આકાર ધરાવતું આ બિયું બહારથી લેમનવૂડના રંગનું ને અંદરથી લીલા વટાણાના કે નવપલ્લવના લીલા રંગનું હોય છે. પેશીદાર ફળનાં સ્વાદ, રંગ ને સોડમનું ચાની ફાનસ - આ ફાનસના મંત્રમુગ્ધ કરી દે એવા ઓચિંતા આવિર્ભાવને પડછે બિયામાં થડ, ડાળ ને પાંદડાંની રુક્ષતા ને (સાવ બેસ્વાદ નહીં એવી) લીલાશ જોવા મળે છે: બધું વિચારી જોતાં એ ક્ષુલ્લક લાગે ને છતાં યે એ તો બેશક ફળના અસ્તિત્વનું છે એકમાત્ર પ્રમાણ.

– અનુ. જયંત પારેખ

## સ્નેહરશ્મિ

---

### નન્દવાતાં

વરસાદ ને તાપથી ઝરડાયેલી દીવાલ
ઢીલે મિજાગરે બારી પેલી લટકે બેતાલ–
જેવા મથે આરપાર ભૂખ્યાં ભિખારીનાં નેણ
હોઠે આવી ખરી જતાં કોક વણભાખ્યાં વેણ.

ખરી જતા તારા પ્હણે, અવાજ તમરાં કેરા,
વિગલિત શી ચેતના, એકાંત નિઃસીમ ઘેરાં.

નીરવ શાંતિ ને દીવા ઝાંખા દૂર દૂર તણા
દક્ષિણાનિલે ફોરતી કળી જેવી કો' પ્રતિમા–
થાય નહિ થાય ઝાંખી ત્યાં તો બારી તૂટી પડે,
વિહ્વળ વિભાવરીને મુખે છાયા મ્લાન ઢળે.

ગાજવીજ અને વર્ષા – ફરી પાછા તે જ ઘામ–
નન્દવાતી પ્રતિમા ને નન્દવાતું એ જ ધામ!

## સુભાષ શાહ

### એક મધુમચી કન્યાને

કવિતાના
ઋજુ ઋજુ ઘાસ મહીં
ધીમેશથી સરો.
ધીમેશથી
તરુઓની ભીની ભીની
કૂંપળોની જેમ જરા
હવા મહીં તરો.
પછી જરા
આંખ ઢાળી
કવિતાની આછી આછી
ઊઘડતી બકુલના ફૂલ જેવી
આંખો મહીં
કૂણા કૂણા
તડકાની ટશરને આંજો.
કવિતાના ઋજુ ઋજુ –
ભીના ભીના
ઘાસ પર
ધીમેશથી
રતૂમડી પાની મૂકી
સરો... ...

●

## સુજાતા પ્રિયંવદા

### શૂન્ય પાત્ર

મારા ગુણ, મારા અપરાધ,
મારાં દુઃખ ને મારો ઉલ્લાસ,
મારા વિચાર, મારાં કર્મ,
મારું મેળવેલું સહુ કાંઇ
જન્મથી જ સંચિત જે થતું રહ્યું
હૃદયને મારે પાત્ર...

આજ હું એ પાત્રને ઠાલવી દઉં છું,
બુદ્ધનું શરણ લઉં છું,
ધર્મનું શરણ લઉં છું
સંઘનું શરણ લઉં છું.

હે તથાગત !
એ શૂન્ય પાત્ર હાથમાં લઇ
આજ
હું તમારી સન્મુખ ઊભી છું.
હે શાન્ત,
હે મુક્ત !
તમે ફરી એને પૂર્ણ કરી દિયો
તમારી બોધિનાં અમૃતથી
શ્રેષ્ઠ
ને
શાશ્વત.

મૂળ ઊડિયા પરથી]  [ અનુ. : હ.

# રવીન્દ્રનાથ ઠાકુર

## ગદ્યકાવ્ય

કેટલાક વિષયની આબોહવા અત્યંત સૂક્ષ્મ હોય છે ને ક્રમે ય કરીને એ સહેલાઇથી આવિષ્કાર પામતી નથી. પકડમાં આવે એવો વિષય હોય તો તો એના પર તર્કના આઘાતપ્રતિઘાત કરી શકાય. પરંતુ વિષયવસ્તુ જ્યારે અનિર્વચનીયના કોઠામાં આવી પડે ત્યારે તે હ્રદ્ય છે કે નહીં તે કેમ કરીને સમજાવી શકાય? એ આસ્વાદ્ય છે કે અનાસ્વાદ્ય એ સમજવા માટે એક પ્રકારની નૈસર્ગિક ક્ષમતા ને વિસ્તૃત અભિજ્ઞતા હોવી જોઇએ. વિજ્ઞાન પર પ્રભુત્વ મેળવવું હોય તો સતત સાધના આવશ્યક બને. પરંતુ રુચિ એક એવી વસ્તુ છે કે એને સાધનાદુર્લભ પણ કહી શકાય, એને પામવાનો રાજમાર્ગ તો ન મેધયા ન બહુના શ્રુતેન. સહજ વ્યક્તિગત રુચિને અનુસરનાર તો 'મને આ ગમે છે' એટલું જ કહી શકે.

આ રુચિમાં ભળે છે વ્યક્તિનો પોતાનો સ્વભાવ, ચિંતનની ટેવ, સામાજિક પરિવેશ ને કેળવણી. આ બધાં જો સંસ્કારી, વ્યાપક ને સૂક્ષ્મ બોધ પામવા શક્તિમાન હોય તો આ રુચિને સાહિત્યપથનો દીપક માનીને આગળ વધી શકાય. પરંતુ રુચિ સાથેનો આવો શુભ સંયોગ ખરેખર ક્યાંય થયો છે કે નહીં એનો નિર્ણય કરવા માટે વાચકે રસમીમાંસાનો સાચો આદર્શ નજર સામે રાખવો જોઇએ. સર્વથા આમ થતું નથી હોતું એટલે જ તો રુચિગત વિચારણામાં એક પ્રકારની અનિશ્ચિતતા રહે છે.

સાહિત્યના ક્ષેત્રમાં આનું પ્રમાણ આપણને યુગે યુગે મળી રહે છે. વિજ્ઞાન કે દર્શનશાસ્ત્રના સંબંધમાં તો જેણે યથોચિત જ્ઞાન પ્રાપ્ત કર્યું ન હોય તે તો અત્યંત નમ્ર ભાવે કહેવાનો, 'અભિપ્રાય આપવાનો અધિકાર મને નથી'. સાહિત્ય ને કલા અંગે રસસૃષ્ટિની સભામાં થતો વિરોધી મતોનો કોલાહલ સાંભળીને અંતે હતાશ થઇને કહેવાનું મન થાય છે – ભિન્નરુચિર્હિ લોકઃ . ત્યાં તો સાધનાની ખલા કોઇ સ્વીકારતું જ નથી ને એથી જ ત્યાં અનિયંત્રિત સ્પર્ધા ચાલ્યા કરે છે, ને એને લીધે રુચિભેદની ચર્ચાનો આશરો લઇ હરીફો હાથ પર આવી જાય છે. ત્યારે વરરુચિના પશ્ચાતાપનું સ્મરણ થાય છે – અરસિકેષુ રહસ્ય નિવેદનમ શિરસિ મા લિખ, મા લિખ, મા લિખ. અધિકારી ને અનધિકારી ભાવક વચ્ચે ભેદ પાડવાનું કવિને પોતાને માટે સહજ છે. પોતાની કૃતિ કોને ગમી અને કોને ન ગમી એને આધારે એ શ્રેણીભેદ કરી લે છે. આને લીધે જ ચિરકાળથી વિવેચકો ને કલાકારો વચ્ચે વિખવાદ ચાલ્યા કરે છે. ખુદ કવિ કાલિદાસને પણ આ કારણે દુઃખ ખમવું પડ્યું હતું એમાં સંદેહ નથી; મેઘદૂતમાં સ્થૂલહસ્તાવલેપ પ્રતિ ઇશારો છે એમ સાંભળવામાં નથી આવતું ? રૂઢિગત ભાષા ને છંદને જે કવિતા અનુસરે છે એ સર્વમાં વાચકને બીજું કાંઇ નહીં તો બહાર ને બહાર હરવાફરવામાં બાધા નડતી નથી. પરંતુ ક્યારે ક ક્યારે ક કોક વિશેષ રસ સિદ્ધ કરવા માટે કવિ પોતાના હંમેશના માર્ગથી ફિરો ચાલી જાય છે. ત્યારે કંઇ નહીં તો કેટલાક સમય સુધી તો વાચકો 'અમારા આરામમાં અવરોધ ઊભો થાય છે' એમ કહે છે ને નૂતન રસની આમદાનીનો અસ્વીકાર કરીને સર્જકને સજા કરે છે. ચાલતાં ચાલતાં જ્યાં સુધી કેડી પૂરેપૂરી અંકાઇ જતી નથી ત્યાં સુધી કેડી શોધનાર ને કેડી પર ચાલનાર વચ્ચે વિખવાદનું કારણ ઊભું જ રહે છે. આવી અશાંતિને ટાણે જ

કવિ આવાહન કરે છે ને કહે છે, તમારા કરતાં મારું મંતવ્ય વધારે પ્રમાણભૂત છે. વાચકો કહેતા રહે છે, જે સર્જન કરે છે તેના કરતાં જે ભાવન કરે છે એના અધિકારનું જોર વધારે છે. પરંતુ ઇતિહાસમાં આનું પ્રમાણ શોધ્યું જડે તેમ નથી. નૂતનની ઉપેક્ષા કરતાં કરતાં જ નૂતનની અભ્યર્થનાનો પથ પ્રશસ્ત બનતો જાય છે.

કેટલાક સમયથી મેં કોક કોક કવિતા ગદ્યમાં લખવાનું શરૂ કર્યું છે. લોકોના સમાદરનો લાભ એને તત્કાળ મળે એવી આશા સેવવી એ અસંગત છે. પરંતુ સદ્ય સમાદર ન મળ્યો એ જ એની નિષ્ફળતાનું પ્રમાણ એમ હું કદાપિ માની શકતો નથી. કટોકટીની આવી પળે આત્મપ્રત્યયનું સન્માન કરવું એ જ કવિનું કર્તવ્ય છે. કંઇ કેટલાય કાળથી મેં રસસૃષ્ટિની સાધના કરી છે, કંઇ કેટલાય લોકોને કદાચ આનંદ આપ્યો છે, કંઇ કેટલાયને કદાચ નથી પણ આપ્યો. તેમ છતાં આ વિષયની અનેક દિવસોથી કેળવેલી અભિજ્ઞતાને જોરે હું તમને બે શબ્દો કહીશ, તમારે એ અક્ષરશઃ સ્વીકારી લેવા એવા કોઇ તમને ગળાના સોગંદ નથી.

ગદ્યનું રૂપ ધરીને કાવ્ય આત્મરક્ષા કરી શકે ખરી કે નહીં એવી ચર્ચા આજકાલ ચાલી રહી છે. આજ દિવસ સુધી કાવ્યનાં જે રૂપે દર્શન થયાં છે, તેમ જ એ દર્શન સાથે આનંદના જે સંસ્કાર રહ્યા છે એ બધાનો ગદ્યકાવ્યમાં વ્યતિક્રમ થઇ જાય છે. કેવળ પ્રસાધનનો જ વ્યત્યય થાય છે એમ નહીં, એના સ્વરૂપમાં પણ અવરોધ ઊભો થાય છે. આજકાલ ચર્ચાનો વિષય આ જ છે, કાવ્યનું સ્વરૂપ નિતાન્ત છંદોબદ્ધ વેશ પર જ નિર્ભર હોય છે કે નહીં. કેટલાક એમ માને છે, હું એમ માનતો નથી.

અલંકારોના બાહ્ય આવરણમાંથી મુક્ત બનીને કાવ્ય સહજ રીતે પોતાને વ્યક્ત કરી શકે છેઃ આ અંગે મારા પોતાના અનુભવમાંથી એક દૃષ્ટાંત આપું. તમને બધાને જાણ છે કે જાબાલપુત્ર સત્યકામની કથાનો આધાર લઇને મેં એક કવિતા રચી છે. છાન્દોગ્ય ઉપનિષદમાં આ કથા મેં સરળ ગદ્યની ભાષામાં વાંચી હતી, ત્યારે એને ખરેખરી કવિતા તરીકે સ્વીકારવામાં મને જરા યે બાધ નડ્યો ન હતો. ઉપાખ્યાન છે માત્ર—કાવ્યવિવેચક એક ઉપરછલી નજર નાખીને એને કાવ્ય તરીકે કોઇ સ્થાન આપવામાં સંમત નહિ જ થાય; કારણ કે એ તો કાંઇ અનુષ્ટુપ, ત્રિષ્ટુપ, કે મંદાક્રાન્તા છંદમાં રચાઇ નથી. હું કહું છું કે એમ રચાઇ નથી એ કારણે જ તો એ શ્રેષ્ઠ કાવ્ય બની શકી છે, બીજા કોઇ આકસ્મિક કારણે નહીં. સત્યકામની આ જ કથાની જો છંદોબદ્ધ રચના થઈ હોત તો તે ઊતરતી કોટિની બની ગઈ હોત.

સત્તરમી સદીમાં કેટલાક અનામી લેખકોએ ગ્રીક ને હિબ્રુમાંથી બાઇબલનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો, સોલોમનનું ગીત ને ડેવિડની ગાથા એ સાચ્ચેસાચી કવિતા છે એ વાત તો માનવી જ પડશે. આ અનુવાદની ભાષાની આશ્ચર્યજનક શક્તિએ એમાં રહેલા કાવ્યનાં રસ ને રૂપને નિઃસંશય પરિસ્ફૂટ કર્યાં છે. આ ગીતોમાં ગદ્યછન્દની જે મુકત ચાલ છે તેને પ્રચલિત પદ્યની શૃંખલામાં જકડી લીધી હોત તો તો સર્વનાશ થઈ જાત.

યજુર્વેદમાં જે ઉદાત્ત છંદનો પરિચય આપણને થાય છે તેને આપણે પદ્ય કહેતા નથી, મંત્ર કહીએ છીએ. આપણે બધા જ જાણીએ છીએ કે મંત્રનું લક્ષ્ય હતું શબ્દના અર્થને ધ્વનિના ભીતર દ્વારા મનના ઊંડાણમાં પહોંચાડવો. ત્યાં એ કેવળ

અર્થસભર બને છે એટલું જ નહીં, ધ્વનિસભર પણ બને છે. હું નિઃસંદેહ કહી શકું છું કે ગદ્યમન્ત્રની આ સાર્થકતાનો અનેક મનના ઊંડાણમાં અનુભવ કર્યો હોય છે કારણ કે એનો ધ્વનિ થંભી જતો હોય તો પણ અનુરણન થંભી જતું નથી.

એક વાર કોઈક અસાવધ પળે મારા 'ગીતાંજલિ'નો મેં અંગ્રેજીમાં અનુવાદ કર્યો. એ વખતે મારા અનુવાદનો અગ્રણી અંગ્રેજી સાહિત્યકારોએ પોતાના સાહિત્યના અંગરૂપે સ્વીકાર કર્યો એટલું જ નહીં, અંગ્રેજી ગીતાંજલિને લક્ષમાં રાખીને એટલી બધી પ્રશંસા કરી કે એની અત્યુક્તિનો વિચાર કરતાં હું કુંઠિત થઇ ગયો. હું વિદેશી, મારા કાવ્યમાં પ્રાસ કે છંદનું કોઇ નામનિશાને નહીં, છતાં ય એમને એમાં સંપૂર્ણ કાવ્યનો રસ પ્રાપ્ત થયો, ત્યારે એ વાતનો સ્વીકાર ન કરવાની શક્તિ રહી નહીં. મનમાં થયું મારા કાવ્યને અંગ્રેજી ગદ્યનું રૂપ આપવામાં કોઇ જ ભૂલ થઇ નથી, ઊલટું પદ્યમાં એનો અનુવાદ કર્યો હોત તો એ ધિક્કારપાત્ર બની જાત, અશ્રદ્ધેય બની જાત.

શ્રીમાન સત્યેન્દ્રને એક વાર મેં કહ્યું હતું તે યાદ આવે છે. 'છન્દના તો તમે રાજા, કાવ્યના સ્રોતને એના તમામ બંધનો તોડીને અછાંદસની શક્તિમાં પ્રવાહિત કરી મૂકો જોઉં'. સત્યેનના જેવા વિવિધ છંદના સ્રષ્ટા બંગાળીમાં ખૂબ જ ઓછા છે. હંમેશની ટેવે કદાચ એના માર્ગમાં નડતર કરી હશે એથી મારો પ્રસ્તાવ એણે સ્વીકાર્યો નહીં. મેં પોતે 'લિપિકા'માં આવી કાવ્યરચનાનો પ્રયત્ન કર્યો છે, અલબત્ત એમાં પદ્યની જેમ પંક્તિઓને ગોઠવી નથી. 'લિપિકા' લખ્યા પછી ઘણા દિવસોથી એકે ગદ્યકાવ્ય લખ્યું નથી એનું કારણ એ જ કે સાહસ થતું નથી.

કાવ્યની ભાષામાં એક પ્રકારનું વજન હોય છે, સંયમ હોય છે, એને જ કહે છે છંદ. ગદ્યને કોઇ વિવેક હોતો નથી, એ તો ચાલે છે છાતી ફુલાવીને. એથીસ્તો રાજનીતિ જેવા દૈનંદિનીય વ્યાપારોની વાત પ્રાંજલ ગદ્યમાં લખી શકાય છે. પરંતુ ગદ્યને કાવ્યની કોટિએ લઈ જઇને એને કલાત્મક બનાવી શકાય. ત્યારે એ કાવ્યની ગતિમાં એવું કંઈક પ્રગટે છે જે દૈનંદિનીય વ્યવહારના ગદ્યની શક્તિની બહાર રહી જાય છે. ગદ્ય કહ્યું એટલે જ એનામાં અતિલાલિત્યની માદકતા હોઇ શકે નહીં. કોમળ ને કઠિનના મિલનમાંથી એક સંયત રીતિ આપોઆપ. ઉદ્‌ભવ પામે છે. નૃત્યાંગનાના નૃત્યમાં તાલીમ પામેલા પગનો અલંકૃત ઠેકો હોય છે, તો સુંદર ચાલ ચાલતી કો' યુવતીની ચાલમાં સમતુલાનો એક કુદરતી નિયમ પ્રવર્તતો હોય છે. આવી નૈસર્ગિક સુંદર ચાલની ભંગિમાં એક પ્રકારનો અણુશીખ્યો છંદ હોય છે, એ છંદ એના લોહીમાં રહ્યો હોય છે, એ છંદ એના દેહમાં રહ્યો હોય છે. ગદ્યકાવ્યની ચાલ પણ આવી જ છે – અનિયમિત ઉચ્છૃંખલ ગતિ નહીં, પણ સંયત ચાલ.

આજના 'મોહમ્મદી'ના અંકમાં મેં એક વાત વાંચી. એમાં એક જણ લખે છે કે રવિ ઠાકુરની ગદ્યકવિતાનો રસ મને તો એમના સાદા ગદ્યમાં જ મળ્યો છે. ઉદાહરણ લેખે એ 'શેષેર કવિતા'નો નિર્દેશ કરે છે ને કહે છે કે એમાં મૂલતઃ કાવ્યરસથી અભિસિકત વસ્તુ આવી ગઇ છે. એવું જ હોય તો જનાનામાંથી બહાર આવવાથી શું કાવ્યે પોતાની જાત ગુમાવી દીધી ? અહીંયાં મારો પ્રશ્ન આટલો જ છે: ગદ્યમાં રચાયાં હોય એવાં કાવ્ય આ પહેલાં શું આપણે વાંચ્યાં નથી, જેમ કે બ્રાઉનિંગનાં ? વળી જેમાં કવિકલ્પનાનો રણકો સંભળાતો હોય એવું ગદ્ય પણ આપણે

નથી વાંચ્યું ? ગદ્ય ને પદ્યનો સંબંધ જેઠ ને નાના ભાઇની વહુના સંબંધ જેવો છે એ વાત હું માનતો નથી. મારે મન તો એ બંને ભાઇબહેન જેવાં છે, એથીસ્તો ગદ્યમાં પદ્યનો રસ ને પદ્યમાં ગદ્યનુ ગાંભીર્ય આવુ સહજ આદાનપ્રદાન થતું જોઉં છું ત્યારે હું એનો વિરોધ કરતો નથી.

રુચિભેદને આગળ કરીને ચર્ચા કરવાથી કોઈ જ લાભ થતો નથી. હું તો માત્ર આટલુ જ કહી શકું એમ છું કે મેં અનેક ગદ્યકાવ્ય લખ્યાં .છે, એમનુ વિષયવસ્તુ બીજે કોઇ પણ રૂપે વ્યક્ત કરી શકાયુ ન હોત. એમા એક પ્રકારનો સહજ દૈનંદિનીય ભાવ છે; કદાચ સાજશણગાર નહી હોય, પરંતુ રૂપ છે ને એટલા જ માટે એમને ખરેખર કાવ્યગોત્રીય કહેવાનું મન થાય છે. પ્રશ્ન થશે કે ગદ્યકાવ્ય એટલે શુ ? હું કહીશ કે એ શું છે તે હું જાણતો નથી, માત્ર આટલુ જ જાણુ છું કે કાવ્યરસ એક એવી વસ્તુ છે જેનુ બુદ્ધિથી પ્રમાણ આપવાનું હોતું નથી મને જે વચનાતીતનો આસ્વાદ કરાવે તે ગદ્યરૂપે આવે કે પદ્યરૂપે આવે, કાવ્ય સમજીને તેનો સ્વીકાર કરવામા હું વિમુખ નહી બનું.

શાન્તિ નિકેતન, ૨૯ ઓગસ્ટ ૧૯૩૯ — અનુવાદક : કમલેશ પારેખ

કવિલોક : ત્રૈમાસિક   તંત્રીઓ  જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ  છૂટક નકલના સિત્તેર પૈસા   લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨ (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન્ ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૨૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

આ અંકમાં :

પિનાકિન્ ઠાકોર
નલિન રાવળ
યોસેફ મેકવાન
રાજેન્દ્ર શાહ
સ્નેહરશ્મિ
મણિલાલ દેસાઇ
યયાતિ
કમલ વૈદ્ય
સુજાતા પ્રિયંવદા
જ્યોત્સ્ના મિલન

આવરણચિત્ર : રેખાકલા તન્ના

●

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૪૬

વર્ષ ૮ : અંક ૪ જુલાઇ – ઓગસ્ટ : ૧૯૬૫

# પિનાકિન્ ઠાકોર

## સહચરણ

ચાલ્યાં ગયાં વર્ષ પચીશ, આપણે
આવ્યાં ત્રિભેટે અવ કાલસંધિને;
વ્યતીત તે સાંપ્રત ચિત્ર શો પણે,
ના રિક્ત, સમૃદ્ધ થવાં દિને દિને.
ધીમાં ધ્રૂજ્યાં સપ્તપદી સમે ડગ,
તાલે લયે તે ધૃતિવંત સંયત;
શાં દૃષ્ટિ દેહે છલતાં રગેરગ,
અનાગતો સૌ નિજને નિમંત્રત!
ભમ્યાં નિરુદ્દેશ વળી નિરર્થક,
ગાર્હસ્થ્ય સંસાર પ્રવાસ સાર્થક;
અદૃશ્ય આકર્ષતું કાલસ્રોવર,
સંચારણે શાશ્વતમાં અગોચર.
આવો અમોહા સહચારિણી ! પલ
અપન્થ યાત્રા, ચિતિ યે અનાવિલ.

●

# નલિન રાવળ

## પાળિયો

પાણીનો વગડો સૂનકાર
કાસાના સૂરજનો વરસે તડકો તીખો ખાર
ખડખડ હસતા ખરખર ખરતા રડે વાયરા ખૂબ બેકાર
પડઘાતો વગડો સૂનકાર

ઉભડક ઝૂકી પથરાળી ફૂટેલી વાવ
વાવના અંધકારમાં અંધ પાગળો ફરતો કાળ
કાળને માથે ઊભો જરઠ પાળિયો એકલ સાવ
જરઠ પાળિયો એકલ સાવ
ભૂંસાતા ઘોડાના ખડતા પીડપાસળે બેઠેલો ઊંચો અસવાર
બેઠેલો ઊંચો અસવાર
હાથ પગ છાતી મો મસ્તક ઘડના લટકે લીગ લોહીનીગળતા ઘાવ
નીગળતા ઘાવ
લબડતી આંખોમાંથી ખરખર ખરતા રડે વાયરા ખૂબ બેકાર

ખડખડ હસતા ખરખર ખરતા રડે વાયરા ખૂબ બેકાર,
પાણીનો વગડો સૂનકાર
પડઘાતો વગડો સૂનકાર

ઘેલા સોમનાથ ૩–૬–'૬૫

## ચકલી

ભર નિંદરમાં આંખ ખૂલી ગઇ,
શાંત ઊભા સઘળા અંધાર,
એક બોલતી ચકલી પેલી,
પીપ્પ પીપ્પ,
પીપ્પ પીપ્પ.
રાત આખી સ્વપ્નામાં બોલી,
પીપ્પ પીપ્પ,
પીપ્પ પીપ્પ.

ઘેલા સોમનાથ ૩-૬-'૬૫

•

# યોસેફ મેકવાન

---

## વાયરાનું નાવ

મ્હેકેલા બાગમાં વ્હેલી સવારનાં
કિરણો કરે છે આવજાવ,
પરપોટા તરતાં પતંગિયાના જાણે કે
તડકાનું છલકે તળાવ!
મારાથી ખુબ ખૂબ અળગા છે તોય,
ઊંચાંનીચાં થઈ ફૂલ મારી આંખોની જુગજૂની વાતને લૂછે,
ઝૂકીઝૂકીને પેલી પાંદડીઓ ડાળમાંની ફૂલના તે કાનમાં શું પૂછે?
આભના પોલાણનો ભર્યો ભર્યો ભાર લઈ
વહી જાતું ઝાકળ પર વાયરાનું નાવ!
પરપોટા તરતાં પતંગિયાના જાણે કે
તડકાનું છલકે તળાવ!

# રાજેન્દ્ર શાહ

## ચિત્રણા (Portraits)

(૧) કુ. નર્મદા

એકલ તે એકાન્ત નિકેત
શ્યામલ કુંતલ કહીં કહીં શ્વેત શ્વેત
નેત્રમાં અંજાઈ સમી સાંજ
શેષ કોઇ રહ્યું નહીં કાજ
ઉછંગને ભરી રહ્યુ બાલવર્તમાન એના
ઉખેળતી પાન પછી પાન

શબ્દ અહીં કેવલ ગગન
પ્રયોજનહીન શૂન્ય સમ
મહીં
કેટલીય શિશુમુખ છવિ
નિત્ય નવી નવી
નિજથી પ્રસૂત જે ન બાળ
અજાણી પિછાણે એની કાઢે અહીં ભાળ

ટીકી ટીકી જુએ કોઇ નેણ
અમીય વાત્સલ્યતણું અનર્ગલ વહે ત્યહીં વ્હેણ
ફૂટતી બે દંતરેખમહીં ધાવણીને કોઇ કરે ચબ ચબ
રોમાંચિત થાય ફરકંત વેદનાનો રુચિકર અનુભવ
સહુથી હરાયું કોઇ કરંત આક્રંદ
સાથળનું સવળે શોણિત
મંદ ઝૂલતી તે રે'તું એને નિજને તરંગ

સભર તે
ખોળામહીં
નિઃશ્વસતી હવા
નહીં ભૂમિભાર
અરવ
અતનુ
અંધકાર

મીંચાય નયન
માંઝલે આલોક મૃદુ વાય છે પવન
કલ્લોલધ્વનિથી ભર્યું ઘર
શોરસંમોહને તૃષ્ણા
મૂર્છિત કાયાને મેલી આવે બ્હાર આવેગસભર
નહીં શિશુ નહીં કો ઉલ્લાસ
ખાલી ઘર ખાલી પ્રાંગણમાં
લુખોલખ
એક
વાજે
પરિહાસ

આકાર ન દીધ એનો એકાન્ત જાકાર
શોષાય છે ભૂમિગત મૂલ
ઝરી જાય
ખરી જાય
ફૂલ
દલ દલ
નહીં ફલ

## (૨) નિજી છવિ

પેલી પાર સઘન અંધાર
દગ મુજ – વાતાયન કાચ –
અવ
અહીંનુ ઝીલંત વિશ્વ
રૂપભિન્ન પરિમાણ

કેન્દ્રમહીં બિંબિત જે .. હું ?
ભૂલ થતી લાગે પણ
ઈતર ન કોઇ એય જાણું
આજ
મને મારી નવી ઓળખાણ

ગુંજરતો શબ્દ
શબ્દનો આકાર
પળે પળે આંદોલન વિસ્તરે ઓસરે
સ્ફુરે
ગુંજરતો શબ્દ

આદિમ તિમિર આસાવંત અવકાશનીલ
છવાય ત્યાં હિરણ્મય છાયા
શબ્દનો વિહાર

નિહારિકા
ઊડે અગણ્ય સ્ફુલિંગ

ઊછળંત જલ
મહીં ઉત્તુંગશિખર ગિરિમાળા
તરુતૃણથી પ્રગાઢ વન
વિહંગમ બોલ
સિંહનાં નિસ્પૃહ ઊંડાં નેત્ર
ગભીર ગર્જના

શબ્દનો સમય
સમયનું મૌન
સીમિત-આકાર-તણું વિસ્તરણ
શૂન્ય

શૂન્ય
નીલાંજન
સ્પંદિત નિસ્પંદ
નિહારિકા
-નો આનંદ
ઊડે સ્ફુલિંગને છંદ



નર્મદા – રજોધર્મની ઉંમર વટાવી ગયેલી સ્ત્રી

## સ્નેહરશ્મિ

### હાઇકુ

ફૂલની ઝરી

ઝરી ફૂલની !
લ્હેર રેશમી : જતી
શાન્તિ ડોળાઇ !

પરિક્રમ્યા

ઘરથી વને
ગયો તો રસ્તે વેલ
લજામણીની !

અસૂર વેળાએ

ભરાતી હોડી
આકાશમાં ઘેરાતા
વાદળ જોતી.

પોયણી

ખીલી પોયણી
રૂપના ઘૂમટામાં
માઝમરાતે'

કૂંપળ

શિશિર કેરા

મૃત્યુ દ્વારે ટકોરા
કૂંપળ મારે

### ચંચળ જળે

ચંચળ જળે
ડોળાઇ ચાંદો વચ્ચે
વચ્ચે ચમકે

### કાંકરા

ન વજ્રાઘાતે —
પાણીપોચા નિર્ઝરે
કાંકરા લીસા

### સાંધ્યશ્રી

આથમ્યો રવિ :
નીલ નભ : સુરેખ
કોટ કાંગરા.

## ટાઙ્કા

### બંદી

હૈયે મારે તું
ગઇ પુરાઇ, દ્વાર
ગયાં ભિડાઇ !

ચાવી એક જ એની
ગઈ ક્યાંક ખોવાઇ

### સૂર્ય અને અંધકાર

ન્હોર સૂર્યના
ખૂંપે અંધકારમાં :
રક્ત ગગન,
તિમિરના પ્રહારે
સૂર્યનું પતન.

### ચૂંટેલા ને ખીલતાં

ફૂલ ચૂંટેલા
છાબે ભરી વિચરું
દીર્ઘ પ્રવાસે.
બેઉ બાજુએ રસ્તે
ફૂલ ખીલતાં મ્હેકે !

### ધૂળની વીણા

ચઢે છે થર
ધૂળના વીણા પરે
રોજ રોજ રે !
ધૂળ ?! – પંકના આ તો
થર પે થરો ચઢે !



# મણિલાલ દેસાઇ

## બે કાવ્યો

### (૧)

'તમે આવો ત્યારે' – વિરહકૃશ હસ્તે કલમ લૈ
લખે. એથી ઝાઝો શબ્દ નવ એકે લખી શકે.
– નિહાળે નૈનોની સમીપ મુખ એના સજનનું
કહેતા કે 'વ્હેલા જરૂર વળવું છે સફરથી'
અને તો યે જાણે યુગયુગ સમા સૌ દિવસ તો
વહ્યા એવા જાણે – ગત સમય પેલા ભવતણી
બન્યો સ્મૃતિ – સ્વપ્નો સહજીવનનાં હોય જોયાં,
લખે – 'આવો ત્યારે' – શબ્દ નવ એકે વધી શકે.

વળે હૈયે ડૂમો, નયન વહતાં નીર, વધતાં
ઉછાળા ધીરેથી હૃદયસરમાંહી હરઘડી,
સરે ધીરે ધીરે કલમ કરથી. ત્યાં ઝબકતી,
લખે છેકી ભૂંસી...શબ્દ નવ એકે વધી શકે.
મથી. છેલ્લે મૂક્યા વિરહતરડેલા શબ્દ બે–
'તમે આવો ત્યારે હૃદય લઇ આવો પ્રથમ શું,
અને સંભાળો કે વિરહ નહીં થઇ જાય સહમાં.

### (૨)

તમે નો'તા ત્યારે દિવસભર આ શાંત ઘરમાં
ઉષાસંધ્યારાત્રે મન ફફડતું ચાતક સમું–
હરી લેતું શાન્તિ; બસ, વિરહ રે'તો રણકતો.
તમે નો'તા ત્યારે દિવસભર આ શાંત ઘરમાં,
રહું. રે તો યે ના ઉર ધબકવું શાંત પડતું.

પથારીમા ખાળે વિગ્રહ, નયને નિદ પજવે
વિતાવ્યા સાથે તે દિવસ પજવે ગત પડતા
સૂણું દ્વારે કોઇ પદરવ, સૂણુ કોઇ ટકોરો
થયો. દોડી જાતુ હૃદય નિત એને પકડવા
સવારેથી બેસી નિત કકળતો કાગ વસમો
અને ગતે રે'તા ત્રમ ત્રમ કરીને પજવતા
બધા ઝિલ્લી ટોળા

નવ અને જશો એકલ મૂકી'

•

## યયાતિ

### રાત્રિ

પાંજરાપોળના ઢોર શાં
ઘોરતા
આ મકાનો પરે
દૃષ્ટિ અથડાય, પાછી ફરે
ઊંઘમા ફૂટતા
(દૂર દૂર )
દિવસના
પ્રતિધ્વનિ પકડવા કર્ણ મંડાય,
ને
નીડમા ગૂગળાતા
ઘુઘુ ...ઘુઘુ ઘુઘુ પરે
જઇ ઠરે.
ચાંદનીના
મુલાયમ ગાલીચા ઉપર

સોણલાં વેરતી
પગલીએ
લ્હેરખી શી હસેતી વહી
જાય... ...
જાય ને
ગ્રીષ્મના પ્રખર ઉકળાટ –
ઉકળાટમાં
શહેરની રાત્રિ આ
પ્રેત
કે મૃત્યુ – ભૂકંપ
કે કો' ભયાનક અજંપાભરી
(ખૂબ પ્રસ્વેદતી)
કરવટો બદલતી...
... બદલતી... ...
... 'હાશ !'

•

## કમલ વૈદ્ય

---

### મને લાગ્યું

મને લાગ્યું કે
છે તો એનો જ સંચાર...

સમીપ સમીપ આવવું...
સરવા મારા કાન એ અવાજની દિશામાં
ને આંખ બીજી જ...
ઉઘાડી ને અંતર્મુખ

લજ્જા હતી ? કે આવેગ ?
ખબર નથી
શ્વાસ ચાલતો હશે કે નહિ
હશે જાગૃતિ ? –
શું સ્વપ્ન ?

ફરફરતી મારી ઓઢણીને અનુસાર
જરા તીરછી નજરે જોયું તો
કને જ વેરાયેલા હતા કુંદ ફૂલ

મારી આખના ઝાકળ ઝીલતા

## કાળી કીકીનાં ઊંડા ગહનોમાં

કેવુ પૂર્ણ હોત આ જીવન
એ હેતનિર્મલ
કાળી કીકીના ઊંડા ગહનોમા

એની કાલિમાના તેજ
એના જલ
આંદોલિત પ્રાણની લહર

રમુ છું એને હિંદોલે
ડૂબુ છું
ડૂબુ છું ને
જોઉં છુ મને

કેવલ ભાસમાન
એ હેતનિર્મલ
કાળી કીકીનાં ઊંડાં ગહનોમાં

વેળુ પર કોણે આણ્યું મીન

સુણી રહું
શવનો અવાજ



## સુજાતા પ્રિયંવદા

### નિરર્થક

ઝરી ગયું
ફૂલ
એનો રંગ પણ
ફીકો પડી થયો છે પાંડુર...

ને હું
નિરર્થક બેઠી બેઠી
ગણી રહું છું વ્યતીત દિવસોને
અહીં ધરણીમાં

અહીં તો
થઇ રહી છે અવિન્યસ્ત ધારા
ઝર – ઝર – ઝર – ઝર ... !



## જ્યોત્સ્ના મિલન

### પર્વતપાઁખુરિયાઁ

અપની હથેલિયો પર
આકાશ લિયે લહરાતી
યે પર્વતપાઁખુરિયાઁ . !

અપની નીલી આઁખો સે
મુઝકો સહલાતી
યે પર્વતપાઁખુરિયાઁ ..!

ઇન કી યહ પથરીલી કાયા,
જૈસે પાની પર
તૈર રહી હો કોમલ છાયા
જૈસે દૂર કહીં સે
સાગરકી ઉંગલિયો કે
પોરોં કા સંવેદન હો બહ આયા

યે મુઝ સી
અપને કો પરસતી
સિહરતી
પર્વતપાઁખુરિયાઁ...!

કભી ચૂપ જાતી
કભી બોલતી–બહકતી
પર્વતપાઁખુરિયાઁ... !

અપની નન્હીં હથેલિયોં પર
આકાશ લિયે લહરાતી
બહ જાતી
યે પર્વતપાઁખુરિયાઁ...!

કવિલોક • ત્રૈમાસિક  તંત્રીઓ  જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ  છૂટક નકલના સિત્તેર પૈસા  લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨ (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) રાજકુમાર જોષી.
સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ કલકત્તા ૧

આ અંકમાં :

'આદિલ' મન્સૂરી
ગજેન્દ્ર શાહ
કમલ વૈદ્ય
મણિલાલ દેસાઇ
ચન્દ્ર પરમાર
ચિનુ મોદી
સુજાતા પ્રિયંવદા

આવરણચિત્ર  અમૃત ગોહેલ

●

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી,
૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૪૭

વર્ષ ૮ : અંક ૫ સપ્ટેમ્બર – ઓક્ટોબર : ૧૯૬૫

'આદિલ' મન્સૂરી

## ગઝલ

પત્થરોને ચાંદની ડસતી રહી,
રાત ખૂણામાં ઊભી હસતી રહી.

શ્વાન પોઢી તો ગયા મધરાતના,
ને ગલી એકાન્તની ભસતી રહી.

મન; જે એના સ્પર્શને ઝંખી રહ્યું,
આંખ એના હેમને કસતી રહી.

આંખ તો ક્યારેય સૂકાઇ નહી,
ને હૃદયમાં ભેખડો ધસતી રહી.

મારા પડછાયાને હું ધકેલતો,
એની છાયા લઇને એ ખસતી રહી.

સેંકડો આવ્યા અને ચાલ્યા ગયા,
તોયે દુનિયામાં ઘણી વસ્તી રહી.

અંતકાળે લેશ પણ પીડા નથી,
જિંદગીભર મોતની મસ્તી રહી.

## ગાયત્રી

૧

વિહગકલ્લોલ હાલુ વાય
ખૂલે મારાં નિકેતનયન
આજ
પ્રાંગણના પારિજાત નીચે તને લહી
    અરુણવસના
    સ્મિતોજ્જ્વલ ગૌર મુખ
    હવનચલને જાણે જ્યોતિર્મય છંદ
    ઋચા
    સ્નેહ ગાયત્રી

આદિત્યની વરેણ્ય આશીષ
ઝીલે દૃગ નિર્નિમેષ
કલ્યાણતમ રૂપ
    ઋજુ તેજ
    નેત્રમયી

મધ્યાહ્નની તપ્ત મરીચિકા
    પદ્મપત્ર સમી શીત નીલ
દિનાન્તનો ગોરજધૂસર અંધકાર
    અનસ્ત આભાએ ઝલમલ

આજ
હૃદયને સ્પંદ
નિત્યકાલીન તવ
જ્યોતિર્મય છંદ

૨

પારિજાતની સુગંધ
રમતીલી આવે...
આવી જાય ઝીણું ટહુકીને ગાન
મારા
રોમેરોમ સરવા છે કાન

સુરભિનો સૂર
બને ઝળહળ તેજ

અરુણાઇને અંચલ
આભામય તવ રૂપ
મલકંત

એનો લોચનમાં ઝીલાય છે કંપ
ઝીલે હવા
વહે લહર લહર
ચારિઓર
તવ સુગંધ
સુગંધ

૨

નહિ નિકેતન
    નહિ દિવાર ન દ્વાર

    નિગમન

પ્રાંગણને અવકાશ
    વિહંગમસૂર નહિ

    નિલયન

જે સ્થલે મેં લહી તને
    હે વરેણ્ય રાત્રિ !
હું યે
    અવ ત્યહીં
આશામય ઘન રાત્રિ

    રહ મિલન

તું
ન તું
    ન હું

    વિગલન

અનાહત આનંદછંદનું
    પ્રસવન

'જ્યોતિર્મય છંદ' શીર્ષક હેઠળનું પ્રથમ કાવ્ય કુમારમાં અગાઉ પ્રકટ થયું છે



# કમલ વૈદ્ય

## દમયંતી

વનની ભયાવહ ગીચ ઝાડીના એકાન્તની
તમોમય રાત્રિ
એક જ વસ્ત્રને આચ્છાન
સૂતેલ બે અમે
કલિની કૃપાણે ત્યહીં
વસન – વિચ્છેદ
મને નિદ્રિતને મૂકી કહીં નળનું ગમન ?
નહીં ક્યાંય ચરણઅંકન...

ઊગતા દિનની જાગૃતિએ
લોચનમાં વ્યાપ્યો અંધકાર
પગલું મંડાય કહીં ?
જાણું નહીં ગળે મને વ્યાલ કો કરાળ...

આંખ ઊઘડે ત્યાં લહું કિરાતનું ઘર
અનુનય તણે છલ
દાહભરી ઝીંકાય નજર

અગન
અગન દીધ ચરણની ગતિએ પવન
મને અડે ન મરણ...

સહું છું હું
રાત્રિ દિન
રાત્રિ દિન
ચક્રનું ભ્રમણ.

## ઘર છોડ

કોઇ મને કે'તું હતું
હવે ઘર છોડ
ઘર છોડ
અણજાણ પથે જવા
મનમહીં
જાગે કંઈ કેટલાયે કોડ

પ્રાણમય બની રહે કુસુમની ગંધ
પાલવમા ભરું ફૂલ હસિ...
ડાળનો વિહંગસૂર
રંગીન પીંછથી મારી ઝોળી જાય છલી..
ડગે ડગે રમણીય રૂપ
વીણી લઉં
ભરુ મારી ઓઢણીની મહીં

ચીજ પારાવાર
ઓઢણી ન
ગઠડીનો બને શિરભાર

કેડી પર કેડી
કેડી કઇ લઉં મેલુ

જેટલો હુલાસ ખેદ એટલો જ
એકિગમ હીંચે મન ઘેલું

ક્હીં જુએ આંખ
ઉઘાડી આંખ ને વળી સ્વપ્નની ઝાંખ
નડી આડ
છાતી અડોઅડ આવી ઊભો જડ પ્હાડ
સાંભરી આવે ત્યાં મારું ઘર
આટલી ન ભીંસ
જયહીં મોકળાશ મોકળાશ
બધું ચરાચર

ફેંકી દઉં માથે લીધ બલા
લોચન મીંચાય જરી
ઊઘડે ત્યાં લહું
ઝળાં ઝળાં
મારું ઘર

કોણ મને કે'તું હતું
છોડ ઘર છોડ
એ જ છે તું ?
મીઠું મીઠું મલકી
જે ઊભો જોડાજોડ !

●

## મણિલાલ દેસાઇ

---

### મને થતું કે—

આ તડકે બેસી
પીઠ સેકતી
ભીંત જોઇને
મને થતું કે
હું યે તડકે બેસું.
જો
કેટકેટલા વર્ષ તણું આ હીમ થીજ્યું તે
પીગળે
પીગળે ને અંદરથી ઝીણાં પાંખો ફૂટે.
ફૂટે તો...
આભ તણા પીપળાની પેલી
સપ્તર્ષિની ડાળ નમી ને ડાળે જઇને બેસું.
આ તડકે બેસી પીઠ સેકતી ભીંત જોઇને
મને થતું કે હું યે તડકે બેસું.
ઘણીવાર આ અંધારાને આંબે
ટૌકે
મોર કેટલા એકી સાથે
મનની પેલી તૃપ્ત વેદના સૂતી જાગે
જાગે ને થઇ જાય મોર તો..
મોર તણા ટૌકાની માળા સૂર્ય કિરણમાં ગૂંથી
ગૂંથી તને શોધવા બેસું.
આ તડકે બેસી પીઠ સેકતી ભીંત જોઇને
મને થતું કે હું યે તડકે બેસું

•

## ચન્દ્ર પરમાર

હાઇકુ

મેઢક દૃષ્ટિ

કાદવ બેઠો
મેઢક, જુએ આભે
મેઘધનુષ.

પડઘો

છલકે નીર
શીતલ, કૂવો પીએ
મારા પડઘા.

વૈશ્વાનર

ઉંબી ઘઉંની
હીંચે—હેમંત હીંચોળે
વૈશ્વાનર !

ટાન્કા

મોર

રે ઝગમગ !
સાત રંગ ફુવારા !!
ઊડતા સૂર્ય !!!
પીંછુ પડિયું, મારે
આંગણુ ઊગ્યો મોર !



## વાયરે પીધો હેમાળો

વાયરે પીધો હેમાળો કે ટાઢે ઠરતો આયો જો,
ગૂંચાયો જઇ ઘેટી ઊને ડીલે વૉળ ચઢાયો જો.
વાયરે પીધો...

બગલાની તો ચાચ ખૂંપે નંઇ હેમ પડ્યું તલાવ જો,
સૂરજ જેવા સૂરજને પણ ચઢિયો ટાઢો તાવ જો;
કાળી કાબિળ ઓઢી પોઢ્યો ટૂંટિયું થઇ ટૂંકાયો જો
વાયરે પીધો .

ધાડવો ઘીનો આભે ઢોળ્યો વગડે ઘી લેપાયા જો
પીલુડીને પાદે પાદે હેમાળા દેખાયા જો
થીજ્યો બાવળ થડિયા છાલે તડાક દઇ તરડાયો જો
વાયરે પીધો.. ..

થીજ્યા તલાવે સોટો ઊગ્યો, થીજ્યો તેલ લીસોટો જો
લાખો લહેરકે સોટો જોઇ બોલે ના પરપોટો જો;
થીજ્યા જલને વાગ્યો તાણે તમરાનો તરઘાયો જો.
વાયરે પીધો

તમરા બોલ્યા "નંઇ ડરા છો આવે હેમાળા સાત જો,
ધાડવો થીજે ચાંદાનો છો ધીમા થીજે ગત જો;"
ઘી ચેતાવ્યું જલની વાટે સૂર-પૂરજ થઇ છાયો જો



હેમ : હિમ   હેમાળો : હિમાળો   વૉળ : વળ   કાંબિળ : કામળી

# ચિનુ મોદી

## સ્વર્ગમૃગી

( ત્રણ, માત્રામેળમાં સૉનેટ )

પથ્થરમાં આળોટે મારો ઘરગથ્થુ અંધાર
ઘર આખામાં આળોટે છે પથ્થરનો સૂનકાર.

લોખંડી બેડીથી ખખડે સૂનાં કારાગાર
એમ કદીક કંકણથી રણકે ભીંતોનો ભેંકાર.

ભીંતો પર અથડાતા એવા પડઘા અપરંપાર
ક્યાંક ભીંતો બેસી ના જાયે પડઘાઓને ભાર.

બંધ કીધેલાં એ આશાએ ખોલી નાંખ્યાં દ્વાર
હવા જેમ હળવાશ ધરે જો ઘરનો આ ઓથાર.

દ્વાર થકી ડોકાઇ સોનલ મૃગલી ઘર મોઝાર
એની પૂંઠે પૂંઠે ચાલી, નીકળું ઘરની બહાર.

બહાર નીકળતાં વ્હેંત વસાયાં ઘરનાં સઘળાં દ્વાર
કેફ કસુંબલ એવો, જોયું પાછળ નહીં લગાર.

હવા જેમ આ સ્વર્ણમૃગીને કોઇ નહિ આકાર?
ઓગળતી. ધીખતી સડકોનો આવે અહીં ન પાર.

– ૨ –

દિન આખો હું ધીખતી સડકે ચાંપું મારા પાય
તો ય મૃગીની, હવા-પાતળી, હાથ ન આવે કાય.

થાકયા શ્વાસોના થડકાર થરથર ધ્રૂજે કાય
દાઝી પાપણ જોઇ આંસુ આંખોમાં ગોપાય
સોનવરણની મરઘી સરતી અંધારે લોપાય
ઘરની ચાર ભીંતે ચાદાવ્યું અંધારુ છલકાય
ઘરની વાટે કદમ ભરું ત્યાં ઊંચા કરનો કાન
ખવાયેલા મુજ સમય સમાણો ખસિયલ દીઠો શ્વાન
પુચ્છ દબાવી બે પગ વચ્ચે લાળી ભરતો ફાળ
લાળ દદડતી જિહ્વા કાઢી ધસતો મારો કાળ
વધ્યા શ્વાસથી ઘર ખખડાવ્યું ઉઘડ્યું નહિ દ્વાર
પાછળ ભસતો શ્વાન લઇ હું ફરતો સાંજ સવાર
ઘરની આજુબાજુ ભમતો એ જ હૃદય લઇ આશ
કોક દિવસ તો દ્વાર ઉઘડશે, સરશે મ્હોંથી 'હાશ'

— ૩ —

દ્વાર ફરીથી ઉઘડ્યું ને હું પેઠો વર મઝાર
બંધ બગાબર દ્વાર કરીને ફંફોસું અંધાર
સોનવરણની મૃગલી મારી ઓગાળી આકાર
અંધકારમાં લોપાઇ તે મળે ન કો આ વાર ?
ઘરને ખૂણે ખૂણે જ્યાં જ્યાં અંધકારનો વાસ
ત્યાં ત્યાં શોધું તોય જડે ના પરિચિત પેલો શ્વાસ
ફંફાસ્યું અંધાર મળે છે એનો એ સૂનકાર
ચાર દીવાલો વચ્ચે જેનો વ્યાપ્યો છે બેકાર
આમ ઘડીમાં તેમ, જોઉં પણ એના ના આધાર
સોનવરણની મરઘી ક્યાં ગઇ ઓગાળી આકાર ?

દ્વાર કને આવીને થોભ્યું, થયું: જોઉં હું બ્હાર
શ્વાન હજીયે ઘૂરકે પેલો દદડાવીને લાળ.

દ્વાર કરી દઉં બંધ અરે કે નીકળું ઘરની બહાર?
હવા જેમ હળવાશ ધરે શે મનનો આ ઓથાર?



## સુજાતા પ્રિયંવદા

---

### અભિલાષા

મૃત્યુની મધુમદિર
સ્વપ્નિલ સોડમાં
જ્યારે હું
નિબિડ નિદ્રાલીન બનું

ત્યારે

રેલીશ ન પ્રિય ત્યારે
વ્યથામય ગાન...
નહિ અનિરુદ્ધ તવ
હૃદય–ઉચ્છ્વાસ
નિશ્વસિત પ્રાણ.

શીતલ કપોલ પર
નહિ પ્રિય
સુકોમલ શ્વેતપદ્મદલ;

છાયાસ્નિગ્ધ પુષ્પિત
ન ભલે કોઇ તરુ
માગ
વિરામને સ્થલ.

અને તો
અંકોરે એમ
હેજે પ્રિય
શ્યામ દુર્વાદલ
નિત્ય ધારાસ્નાત
તુહિન કણુથી સ્પર્શપૂત
જે
મને
નિજમહીં સંગોપને ધરી
રહી
રહી
હિયે નિબિડ કોમલ સ્પર્શ



# પ્રબોધ પરીખ

## મીનાને

-૧-

તારા મકાનના રસ્તાઓ પર
અંધારા અરણ્યો ભેદીને
લીસી નદીઓ તરી જવા
મૂકું છું હોટ, તારી સાથે.
લીલબાઝયા નિર્જન કિનારા પર બેસીને
કહું છું
ભુંસાતા નગરને એક ચહેરો છે
(તારા વિખરાતા સોનેરી કેશ જેવો)
તારી સાથે ઊડી જઉં છું
પર્વતોની પાર
અફાટ મેદાનમાં.
ભૂખર પ્રકાશમાં રેશમી હરણુ જેવી
પીઉં છું, બરાબર તારી આંખો
ને મનને ભરી દઉં છું
ભોજનઘરમાં રંધાતાં હરણુનાં સ્વાદિષ્ટ માંસની
તીવ્ર સુગંધથી.
કેવી રકતાળી રાત છે!
કેવો નશાબાજ પવન!
કબાટમાં પુરાઇ રહેવાનું
વસ્ત્રોને પણ ગમતું નથી.

રણમાં, દોડતા પવનની પીઠ પર બેસીને
કોઈ જતું રહ્યું છે
તેના પગલાં જોઉં છું.

– ૨ –

અંધકારમાં જ આગળ જવાનાં છે
તે શબ્દો મને શું આપશે?
મારી આંખો સામે ફેલાતો જાય છે
ને મૃત સમુદ્ર
કે માત્ર એ દોડતા અશ્વો
જેનો ભણકાર શમતો જાય છે?
કંઈએ તો નથી
મારી શ્વેત હથેળીમાં
ખૂલ્લી છે જે જન્મથી!



કવિલોક : દ્વૈમાસિક    તંત્રીઓ જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ  છૂટક નકલના સિત્તેર પૈસા    લવાજમ ભરવાના સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨  (૨) એન એમ ત્રિપાઠી પ્રા લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
(૩) પિનાકિન્ ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ  (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨ પોર્ટુગિઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

આ અંકમાં.

ગજેન્દ્ર શાહ
અંબુભાઇ પુરાણી

આવરણચિત્ર અમૃત ગોહેલ

•

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી,
૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

વર્ષ ૮ : અંક ૬ નવેમ્બર – ડીસેમ્બર : ૧૯૬૫

રાજેન્દ્ર શાહ

## અણદીઠ હાથ

ઊંડા ન નિંદરમાંહિ કોઈ રે અડક્યું
ને એનો ઓળખ્યો મેં અણદીઠ હાથ;
અડધી રાતની 'લણ શગને અંધાર
મુંને લાધી મારા સાહ્યબાની બાથ:
હોજી રે
એનો ઓળખ્યો મેં અણદીઠ હાથ.

માટેરા સપનાનો મેળો ક્યાંય રે વિખરાયો
એની ઊડતી રજનાં યે ના એંધાણ,
કિયે રે ચગડોળે ઘૂમી રહી'તી ? –
કિયે રે હાટ આભરણ વ્હોરી લીધ લ્હાણુ ?
હોજી રે
હું તો ઢળતી રાતની સૂતી શયન સંગાથ:
એનો ઓળખ્યો મેં અણદીઠ હાથ.

આછેરે અવાજ વાગે રૂપલા ઘૂઘરી
એના ગૂગમા અંજાય ઝીણા નેણ.
કાન રે માંડીને સૂણી શકીએ ન એવા
મારે રૂદિયે ઝીલાય વ્હાલ-વેણ,
હોજી રે
હું તો અમથી ઊંઘનીમાહિ હુઈ'તી અનાથ:
એનો ઓળખ્યો મેં અણદીઠ હાથ.

એક રે બિંદુના અમીપાનમા ભેળા, ને
પછી નહિ રે જુદાઇ, નહિ દ્વંદ;
ગગને ઘેરાય એક નાદનો ગોગંભ
એમા પગ્ગટ ભયો રે આનંદ:
હોજી રે
હું તો કયાય રે ન્હોતી, ને નોયે નિજને જ સાથ!
એનો ઓળખ્યો મેં અણદીઠ હાથ.

## ઊછળે પાતાળપાણી

પ્હાડના મીંઢા પાખાણ ભાગી
ઊછળે પાતાળપાણી
વગડે વાગે બોલની છોળ્યું
આભનો ઉજાસ વ્હેણમહીં રે' તાણી.
ખળખળ વેગ
કોઈથી ના જાય ખાળ્યો.
હરઘડી વંકાય ને
નહીં અટકળે જાય જાણ્યો.

વાયરે બધિર, દૂરની ખાંસી
માંહ્યલે કાને વાગી;
જલને બુંદન અગન અગન
અણપ્રીછી લ્હે લાગી:
ખળખળ વેગ
કોઇથી નો જાય ખાળ્યો,
હરઘડી વંકાય તે
નહીં અટકળે જાય જાણ્યો.

તરસ્યાં ટાઢાં થાય ઢો તીરે
નદિયું ના કાંઇ ખૂટે.
વેગળા હાલ્યા જાય કિનારા
ભીડની છાયા છૂટે;
ખળખળ વેગ
કોઇથી નો જાય ખાળ્યો,
હરઘડી વંકાય તે
નહીં અટકળે જાય જાણ્યો.
પડખે પારાવારમાં: પછી
કોઇ ન આઘું ઓરું;
નાદની લ્હેર્યું લાગતી કેવળ
નહીં મોઢું નહિ મ્હોરું.
ખળખળ વેગ
કોઇથી નો જાય ખાળ્યો,
હરઘડી વંકાય તે
નહીં અટકળે જાય જાણ્યો,

●

તત્ત્વ એ હોય છે કે વિશ્વની વિરાટ યોજનામાં એવા સર્જકની દૃષ્ટિ વિસંવાદી તત્ત્વોને કોઇ ને કોઇ મહાન સંવાદમાં પોતાને સ્થાને ગોઠવાયેલાં અનુભવે છે એટલે કે, એવા સર્જકની ચેતનાને માટે મન જેવી રીતે વસ્તુઓને જુએ છે તેના કરતાં જુદી જ જોવાની રીત, જોવાની દૃષ્ટિ, સાહજિક બને છે. અને એની અભિવ્યક્તિમાં એ વસ્તુઓ એને જુદી પાડી આપે છે. (૧) મન અથવા બુદ્ધિ જે રીતે પોતાના સર્જનમાં પ્રગટ કરે છે તે રીતનો જ સ્વીકાર કરીને એ પ્રચલિત રીતને વધારે ગહનતાવાળી, વધારે તીવ્રતાવાળી બનાવીને તેને ઊર્ધ્વમાં લઈ જાય છે. (૨) અથવા બીજી રીત એ છે કે એવો સર્જક ચેતનાની સામાન્ય ભૂમિકામાં મનથી ઉપરની શક્તિઓનો પ્રકાશ, ઓજસ, સંવાદ વગેરે તત્ત્વો નીચે લઇ આવે છે. આ પ્રકારની અભિવ્યક્તિમાં પણ એને પ્રતીકોનો, સંજ્ઞાઓનો, પ્રતિમાઓ (images)નો આશ્રય લેવો પડે છે. કારણ કે હજી સુધી બુદ્ધિથી ઉપરની ચેતનાની ભાષા શુદ્ધ સ્વરૂપમાં માનવને પ્રાપ્ત થઇ નથી. એના ઊંચામાં ઊંચા આવિર્ભાવો અગમ્ય અને અજ્ઞેય ઉદ્ગારો રૂપે કેટલીક વાર મળી આવે છે. આધુનિક કવિઓ ભાષાના ઉપર દબાણ, લગભગ અત્યાચાર કરીને પોતાનું સર્જન અજ્ઞેય, દુર્બોધ્ય અને કર્કશ કરી મૂકે છે તેનું કારણ એ છે કે એની અનુભૂતિ, સર્જનમાં પ્રગટ કરવાની વસ્તુ સામાન્ય ચેતનાની બહાર, કેટલીક વાર અવચેતનામાં તો કેટલીક વાર નિમ્ન પ્રાણના આવેગોમાં રહેલી હોય છે.

કેટલીક વાર "અહીં જીવનમાં જ બધું છે, બહારથી કશું આવવાનું કે અવતરવાનું નથી," એવી દલીલ કરીને દિવ્ય તત્ત્વ હોય તો તે પણ સર્વવ્યાપી છે એટલે મનથી ઉપરની ભૂમિકાઓ વિષે શંકાશીલ કે ઇનકાર કરતું વલણ જોવામાં આવે છે. એ દલીલમાં સત્યનો અંશ છે તે એ કે વ્યકત જીવનમાં

# અંબાલાલ પુરાણી

## બુદ્ધિથી ઉપર સર્જનની શક્યતા

પ્રોફેસર ગોકાકે મનથી ઉપર સર્જકતાની અને રસાસ્વાદની શક્યતા વિષે સાત લેખો લખ્યા છે, જેમાં ઊંચામાં ઊંચી કવિતાની 'સત્યનો મંત્ર' એવી વ્યાખ્યા આપી છે. મનથી ઉપર ચેતનાની ભૂમિકામાંથી થતું કાવ્યસર્જન મોટે ભાગે આધ્યાત્મિક દિવ્ય દૃષ્ટિમાંથી કે પ્રેરણામાંથી કે સહજજ્ઞાનના ચમકારામાંથી જન્મે છે પરંતુ બુદ્ધિમાંથી પ્રગટતા આધ્યાત્મિક વિચારોને રજૂ કરતી કવિતાથી એ ઉપરના સ્તરોની કવિતાને જુદી પાડવી જોઇએ. મનથી ઉપરના સર્જનમાં અસ્પષ્ટતા, ધુંધળાપણું અથવા કેવળ માનસિક વાસ્તવિકતા હોવી જોઇએ એવું નથી. ખરું જોતાં, એવા સર્જનનો ઉદ્દેશ માનસિક સર્જન કરતાં વધારે વિશદતા અને આધ્યાત્મિક સઘનતા પ્રાપ્ત કરવાનો હોવો જોઈએ. દા. ત.

"Winds come to me from the field of sleep"

"નિદ્રાના પ્રદેશોમાંથી વાયુની લહેરો મારી પાસે આવે છે."

અહીં વિશદતા અને આધ્યાત્મિક સઘનતા સધાયલી જોઇએ છીએ અને છતાં કલ્પના કે બીજી કોઇ શક્તિના સર્જન કરતાં એ પંક્તિ ઘણી બાબતમાં જુદી પડી આવે છે એવા મનથી ઉપરનાં સર્જનમાં નવાં તત્ત્વો, નવા લય, નવા રંગો નવો ઝોક આવે એ આવશ્યક છે. એવા સર્જનના મૂળમાં ચેતનાની નિષ્ક્રિય કે તટસ્થ અવસ્થા હોવી જોઇએ એવું નથી. ખરું જોતાં, વિશુદ્ધ આધ્યાત્મિક આરામ અને સ્વસ્થતા એનું પ્રથમ તત્ત્વ છે. બીજું તત્ત્વ એના પાયામાં હોય છે તે વિશ્વવ્યાપી સૌંદર્યની અનુભૂતિમાં ચેતનાની દૃઢ પ્રતિષ્ઠા છે. ત્રીજું

## બુદ્ધિથી ઉપર સર્જનની શક્યતા

પ્રોફેસર ગોકાકે મનથી ઉપર સર્જકતાની અને રસાસ્વાદની શક્યતા વિષે સાત લેખો લખ્યા છે જેમા ઊચામા ઊચી કવિતાની 'સત્યનો મત્ર' એવી વ્યાખ્યા આપી છે મનથી ઉપર ચેતનાની ભૂમિકામાથી થતુ કાવ્યસર્જન મોટે ભાગે આધ્યાત્મિક દિવ્ય દૃષ્ટિમાથી કે પ્રેરણામાથી કે સહજજ્ઞાનના ચમત્કારમાથી જન્મે છે પરતુ બુદ્ધિમાથી પ્રગટતા આધ્યાત્મિક વિચારોને રજૂ કરતી કવિતાથી એ ઉપરના સ્તરોની કવિતાને જુદી પાડવી જોઈએ મનથી ઉપરના સર્જનમા અસ્પષ્ટતા ધુધળાપણુ અથવા કેવળ માનસિક વાસ્તવિકતા હોવી જોઈએ એવુ નથી ખરુ જોતા એવા સર્જનનો ઉદ્દેશ માનસિક સર્જન કરતા વધારે વિશદતા અને આધ્યાત્મિક સઘનતા પ્રાપ્ત કરવાનો હોવો જોઈએ દા ત

'Winds come to me from the field of sleep'

"નિદ્રાના પ્રદેશોમાથી વાયુની લહેરો મારી પાસે આવે છે"

અહી વિશદતા અને આધ્યાત્મિક સઘનતા સધાયલી જોઈએ છીએ અને છતા કલ્પના કે બીજી કોઈ શક્તિના સર્જન કરતા એ પક્તિ ઘણી બાબતમા જુદી પડી આવે છે એવા મનથી ઉપરના સર્જનમા નવા તત્ત્વો, નવા લય નવા રગો નવો ઝોક આવે એ આવશ્યક છે એવા સર્જનના મૂળમા ચેતનાની નિષ્ક્રિય કે તટસ્થ અવસ્થા હોવી જોઈએ એવુ નથી ખરુ જોતા, વિશુદ્ધ આધ્યાત્મિક આનદ અને સ્વસ્થતા એનુ પ્રથમ તત્ત્વ છે બીજુ તત્ત્વ એના પાયામા હોય છે તે વિશ્વવ્યાપી સૌદર્યની અનુભૂતિમા ચેતનાની દૃઢ પ્રતિષ્ઠા છે ત્રીજુ

તત્ત્વ એ હોય છે કે વિશ્વની વિરાટ યોજનામાં એવા સર્જકની દૃષ્ટિ વિસંવાદી તત્ત્વોને કોઇ ને કોઇ મહાન સંવાદમાં પોતાને સ્થાને ગોઠવાયલાં અનુભવે છે એટલે કે, એવા સર્જકની ચેતનાને માટે મન જેવી રીતે વસ્તુઓને જુએ છે તેના કરતાં જુદી જ જોવાની રીત, જોવાની દૃષ્ટિ, સાહજિક બને છે. અને એની અભિવ્યક્તિમાં બે વસ્તુઓ એને જુદી પાડી આપે છે. (૧) મન અથવા બુદ્ધિ જે રીતે પોતાના સર્જનમાં પ્રગટ કરે છે તે રીતનો જ સ્વીકાર કરીને એ પ્રચલિત રીતને વધારે ગહનતાવાળી, વધારે તીવ્રતાવાળી બનાવીને તેને ઊર્ધ્વમાં લઈ જાય છે. (૨) અથવા બીજી રીત એ છે કે એવો સર્જક ચેતનાની સામાન્ય ભૂમિકામાં મનથી ઉપરની શક્તિઓનો પ્રકાશ, ઓજસ, સંવાદ વગેરે તત્ત્વો નીચે લઈ આવે છે. આ પ્રકારની અભિવ્યકિતમાં પણ એને પ્રતીકોનો, સંજ્ઞાઓનો, પ્રતિમાઓ (images)નો આશ્રય લેવો પડે છે. કારણ કે હજી સુધી બુદ્ધિથી ઉપરની ચેતનાની ભાષા શુદ્ધ સ્વરૂપમાં માનવને પ્રાપ્ત થઇ નથી. એના ઊંચામાં ઊંચા આવિર્ભાવો અગમ્ય અને અજ્ઞેય ઉદ્ગારો રૂપે કેટલીક વાર મળી આવે છે. આધુનિક કવિઓ ભાષાના ઉપર દબાણ, લગભગ અત્યાચાર કરીને પોતાનું સર્જન અજ્ઞેય, દુર્બોધ્ય અને કર્કશ કરી મૂકે છે તેનું કારણ એ છે કે એની અનુભૂતિ, સર્જનમાં પ્રગટ કરવાની વસ્તુ સામાન્ય ચેતનાની બહાર, કેટલીક વાર અવચેતનામાં તો કેટલીક વાર નિમ્ન પ્રાણના આવેગોમાં રહેલી હોય છે.

કેટલીક વાર "અહીં જીવનમાં જ બધું છે, બહારથી કશું આવવાનું કે અવતરવાનું નથી," એવી દલીલ કરીને દિવ્ય તત્ત્વ હોય તો તે પણ સર્વવ્યાપી છે એટલે મનથી ઉપરની ભૂમિકાઓ વિષે શંકાશીલ કે ઈનકાર કરતું વલણ જોવામાં આવે છે. એ દલીલમાં સત્યનો અંશ છે તે એ કે વ્યકત જીવનમાં

અને જગતમા ઈશ્વરતત્ત્વ, દિવ્યતત્ત્વ છે અને એની સર્વશક્તિઓ માથી અહી કેટલીક પ્રગટ પણ થયેલી છે પરતુ એની દિવ્યતાનો સપૂર્ણ આવિર્ભાવ જીવનમા કે જગતમા થતો નથી બીજુ, પ્રભુ સર્વવ્યાપી હોઈ સઘળે છે પરતુ તે પ્રચ્છન્ન છે અને જે કરણો એણે પ્રકૃતિદ્વારા વિકસાવ્યા છે, સ્વીકાર્યાં છે તે બધા એને સપૂર્ણપણે વ્યક્ત કરવા માટે પર્યાપ્ત નથી પૂર્ણ દિવ્યતાનો આવિર્ભાવ ક્રમ ક્રમ વિકાસ સાધીને પ્રકૃતિના કરણોને પણ એમની ઉચ્ચ શક્યતાઓ પ્રાપ્ત કરાવીને જ થઈ શકે તેમ છે એ ક્રમવિકાસની યોજના જેમા માનવના અતરમા રહેલી દિવ્યતા પગલે પગલે સપૂર્ણ વિકાસ પ્રત્યે આરોહણ કરે છે તેમા માનસિક ચેતનાથી ઉપરની ભૂમિકાઓની પ્રાપ્તિ આવશ્યક બને છે

અગ્રેજ કવિ હર્બર્ટ રીડનુ કાવ્ય નીચે પ્રમાણે છે

The mind is in a prison
With a high small window barred against
escape
A decoy of light enters there
Reminding the tortured brain that some
where unseen
The wide perfection of the sun's way
exists

કવિ કહે છે કે "માનવમન કેદખાનામા છે અને એની ઓરડીમા ખૂબ ઊચે નાની સખી બારી હોવાથી એ બહાર છટકી જઈ શકે તેમ નથી એ કેદખાનામા જ્યોતિનુ મનને લલચાવનાર પ્રકાશનુ કિરણ દાખલ થાય છે અને દ ખમા

સળગતા મનને યાદ આપે છે કે અત્યારે અસ્ફુટ પરંતુ બહારની કોઈ જગ્યાએ સૂર્યના પ્રકાશની વિશાળ પૂર્ણતાનો પ્રદેશ આવી રહેલો છે."

એ સિવાય પણ "Mutations of the Phenix" નામના એમના કાવ્યમાં પણ મનથી ઊર્ધ્વ વાસ્તવિકતા રહેલી છે તેનો ઉલ્લેખ જોવા મળે છે.

અંગ્રેજી કાવ્ય સાહિત્યમાં વૉલ્ટ વ્હીટમેન Walt Whitman પછી કવિતાના સ્વરૂપમાં ક્રાન્તિકારક ગણાય એવા ફેરફારો થયા છે. બહારથી જોતાં એમ લાગે કે કાવ્યસર્જન પીછેહઠ કરી રહ્યું છે પરંતુ વધારે તટસ્થપણે સમગ્ર કાવ્ય સર્જનનું ક્ષેત્ર જોતાં બે વસ્તુઓ ધ્યાન ખેંચે એવી નજરે પડે છે: (૧) માનવજાતિની વિચારશકિત, માનસિકશકિત વિસ્તરી રહી છે, ગહનતામાં પ્રવેશ કરી રહી છે અને હવે વધારે અંતરંગ રીતે, પરંપરાથી મુકત થઈને, સારા અને ખોટા સામાજિક મૂલ્યોને બાજુ પર મૂકીને કવિ જીવનને જોવા માગે છે, પોતાની જાતને સમજવા માગે છે, પ્રકૃતિને પણ નવી રીતે રજૂ કરવા અથવા એમાં નવા અર્થો જોવા માગે છે. ટૂંકમાં, સર્જક વધારે અંતર્મુખ બન્યો છે અને એમ લાગે છે કે ભાવિમાં એ અંતર્મુખતા વધારે ને વધારે તીવ્ર બનતી જશે. વર્તમાન જમાનાના ઉત્તમોત્તમ સર્જકોમાં વિચારપ્રધાનતા આગળ પડતું તત્ત્વ દેખાય છે એ ખરું, પરંતુ સમગ્ર જમાનામાં જે અંતર્મુખતા વ્યાપેલી છે તેમાં જેમ પ્રાણની નીચેની ભૂમિકાઓ, માનવપ્રકૃતિના અધોલોકના આવેગો, અવચેતના અને છેક નાડીયંત્રનાં પ્રતિકાર્યો તથા કવિતામાં અસ્પૃશ્ય ગણાતા વિષયોનો સ્વીકાર છે તથા કાવ્યોના સ્વરૂપમાં એક પ્રકારની અરાજકતા જણાય છે તે છતાં સામી બાજુએ સહજજ્ઞાનના પ્રકાશના ચમકારા, પ્રેરણાના

ઉદ્ગારો, વિચાર દર્શનને પરિણામે પ્રગટતા વાચાના પ્રયોગો વગેરે પણ આધુનિક કાવ્ય સર્જકોમા જોવામા આવે છે ઉ ત સી ડે લુઇસ, જયાર્જ બાર્કર, સ્ટીફન સ્પેન્ડર, ઑડન એડીથ સીટવેલ, હર્બર્ટ રીડ, આર્જવ, અમલ કિરન વગેરે કવિઓમા એ નવુ તત્ત્વ જોઈ શકાય છે જે તત્ત્વ બીજા કવિઓમા ચમકારા રૂપે વિરલ પ્રમાણમા હાજર છે તે શ્રી અરવિંદના લીરીક કાવ્યોમા તથા સાવિત્રીમા સતત સક્રિય જ્યોતિ પ્રકાશ રૂપે જોવા મળે છે એનો પ્રકાશ જુદા જુદા ક્ષેત્રો ઉપર પડે છે અને એ રીતે વિવિધતા સર્જાય છે પરન્તુ મનથી ઉપરની ચેતનાની ભૂમિકાનો પ્રકાશ કદી પણ ગેરહાજર હોતો નથી હુ ધારુ છુ કે એવા સતત પ્રકાશમય સર્જનને સમજવા માટે, તેની કદર કરવા માટે તથા તેનો રસાસ્વાદ લેવા માટે કદાચ આધુનિક માનસ તૈયાર ન પણ હોય એ બનવાજોગ છે કોઈ મહાસર્જક એની કદર કરનારા કે સમજનાર માણસોની સખ્યા ઉપર આધાર રાખીને સર્જન કરતા નથી અગ્રેજ કવિ હર્બર્ટ રીડે એક પત્રમા 'સાવિત્રી' વિષે મને નીચે પ્રમાણે લખ્યુ છે

૧ જૂન ૧૯૫૮

"મને શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'ની નકલ મોકલવા માટે હુ તમારો ઘણો આભાર માનુ છુ કોઈ પણ ધોરણથી જોતા એ કાવ્ય ખાસ ધ્યાન ખેચે એવી કૃતિ છે જન્મે ઇંગ્લિશ નહિ એવી એક વ્યક્તિ અગ્રેજી ભાષા ઉપર ભાષા તરીકે આવુ આશ્ચર્યજનક પ્રભુત્વ ધરાવે એટલુ જ નહિ, પરતુ ઉચ્ચ પ્રકારની કાવ્ય શૈલી સર્જવામા આટલુ બધુ નૈપુણ્ય પ્રાપ્ત કરે એથી ખરેખર હુ વિસ્મિત થઈ ગયો છુ

"તમારો પત્ર એક એવો પ્રશ્ન ઉપસ્થિત કરે છે જનો

વિષે મેં ઘણો વિચાર કર્યો છે. મેં ઘણીવાર કેટલાક મિત્રો સાથે એ વિષે ચર્ચા પણ કરી છે. એ તો વગર શંકાની વાત છે કે 'સાવિત્રી' જેવા વિસ્તારવાળા અને એક સરખી સર્જક શક્તિવાળા કાવ્યના વાંચનારા મળવા મુશ્કેલ હોય અને એનો દોષ અમારી પશ્ચિમની વર્તમાન સંસ્કૃતિમાં રહેલો હોવો જોઈએ. આવાં કાવ્યો ઉપર એકાગ્રતા કરવી મને પોતાને મુશ્કેલ લાગે છે. આવાં કાવ્યો ઉપર જ કેવળ નહિ પરંતુ "પેરેડાઈઝ લોસ્ટ" અને "ફેરી કવીન" જે મેં જુવાન હતો ત્યારે વાંચ્યાં હતાં તેમના ઉપર એકાગ્રતા કરવી પણ મુશ્કેલ પડે છે. કવિતાનો વાંચનાર,—અને આ વાત વિવેચક વૃત્તિવાળા અને વિદ્યાપીઠના વાચકને ખાસ લાગુ પડે છે. આજે કાવ્યના એવા સ્વરૂપની માગણી કરે છે કે જે સંક્ષિપ્ત હોય અને એકાગ્રતાવાળું હોય, લગભગ સૂત્ર જેવું. સવાલ કદાચ કેવળ નવરાશની ખામીનો હશે, પણ વધારે ઊંડે ઊતરતાં મને એમ લાગે છે કે નિદિધ્યાસન કરવાની શક્તિની ખામીને લીધે એ પ્રમાણે થાય છે. 'સાવિત્રી' અને 'ઇલિયોન' જેવાં મહાકાવ્યોએ પ્રસન્ન ગંભીરતાવાળો યુગ પાછો આવે તેને માટે વાટ જોવી જોઈએ. દરમ્યાન વર્તમાન સંસ્કૃતિની અવ્યવસ્થિત ચિંતાઓમાંથી પોતાની જાતને મુક્ત કરી શકે એવા થોડા વાચકો એને મળશે.

આ કાવ્યોમાં રસ લેનારા વાચકો મેળવવા હું મારો બનતો પ્રયત્ન કરીશ અને આ કાવ્ય મારી જાણમાં લાવવા માટે તમારો ઘણો ઉપકાર માનું છું."

૨

મનથી ઉપરની ચેતનાની પ્રેરણા અને સામાન્ય માનસમાંથી પ્રગટ થતી સર્જન શક્તિ, એનો ભેદ કેવી રીતે જાણવો એવો પ્રશ્ન થવાનો સંભવ છે. અલબત્ત, કડક અને અફર

ઉદ્ગારો, નિરાકાર દર્શનને પરિણામે પ્રગટતા રચાના પ્રયાગો વગેરે પણ આધુનિક કાવ્ય સર્જકોમા જોવામા આવે છે ઉ ત ગી કે લુઈસ, જ્યાર્જ બાર્કર, સ્ટીફન સ્પેન્ડર, ઑડન એડીથ સીટવેલ, હર્બર્ટ રીડ, આર્જવ, અમલ કિરન વગેરે કવિઓમા એ નવ તત્ત્વ જોઈ શકાય છે જે તત્ત્વ ગીત કવિઓમા ચમકારા રૂપે વિરલ પ્રમાણમા હાજર છે તે શ્રી અરવિંદના લીરીક કાવ્યામા તથા સાવિત્રીમા સતત સક્રિય ઊર્ધ્વ પ્રકાશ રૂપે જોવા મળે છે એનો પ્રકાશ જુદા જુદા ક્ષેત્રો ઉપર પડે છે અને એ રીતે વિવિધતા સર્જાય છે પરંતુ મનથી ઉપરની ચેતનાની ભૂમિકાનો પ્રકાશ કદી પણ ગેરહાજર હોતો નથી હુ ધારુ છુ કે એવા સતત પ્રકાશમય સર્જનને સમજવા માટે, તેની કદર કરવા માટે તથા તેનો રસાસ્વાદ લેવા માટે કદાચ આધુનિક માનસ તૈયાર ન પણ હોય એ બનવાજોગ છે કોઈ મહાસર્જક એની કદર કરનારા કે સમજનાર માણસોની સખ્યા ઉપર આધાર રાખીને સર્જન કરતો નથી અગ્રેજ કવિ હર્બર્ટ રીડે એક પત્રમા 'સાવિત્રી' વિષે મને નીચે પ્રમાણે લખ્યુ છે

૧ જૂન ૧૯૫૮

"મને શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'ની નકલ મોકલવા માટે હુ તમારા ઘણો આભાર માનુ છુ કોઈ પણ ધારણાની જેમ એ કાવ્ય ખાસ ધ્યાન ખેચે એવી કૃતિ છે જન્મે ઇંગ્લિશ નહિ એવી એક વ્યક્તિ અગ્રેજી ભાષા ઉપર ભાષા તરીકે આવુ આશ્ચર્યજનક પ્રભુત્વ ધરાવે એટલુ જ નહિ, પરંતુ ઉચ્ચ પ્રકારની કાવ્ય શૈલી સર્જવામા આટલ સધુ નૈપુણ્ય પ્રાપ્ત કરે એથી ખરેખર હુ વિસ્મિત થઈ ગયા છુ

"તમારા પત્ર એક એવો પ્રશ્ન ઉપસ્થિત કરે છે જના

એવા બુદ્ધિના નિયમો એને માટે આપવા અસંભવિત છે. પરંતુ એક પ્રકારની સહજજ્ઞાનની લાગણીથી, અંતરની સૂઝથી એ ભેદ, મને લાગે છે કે, જાણી શકાય તેવો છે. એવા સર્જનમાં વ્યક્ત વસ્તુની સાથે ભળતા મુખ્ય ધ્વનિથી સૂક્ષ્મ એવું આંદોલન, એક પ્રકારનો લય, જે સામાન્ય લયથી જુદો પડી આવે છે, જેમાં અંતરાત્માનો પોતાનો સ્વર પારખી શકાય છે. કોઈક વાર એવા સર્જનની ખૂબી એ પણ હોય છે કે આપણી આંતરદૃષ્ટિ સમક્ષ કોઈ નવો જ પ્રદેશ ખૂલી જાય છે, આપણું અંતર કોઈ નવો જ ભાવ, નવી જ ચેતનાને વિસ્તારતી લાગણી અનુભવે છે. ટૂંકામાં, અનુભવનું એક નવું ક્ષેત્ર ખૂલી જાય છે, ભલે થોડા વખત માટે હોય. બે ચાર ઉદાહરણો કદાચ આ વસ્તુ વધારે સ્પષ્ટ કરે એ આશાથી અહીં તે આપું છું.

નરસિંહ મહેતાના કેટલાક દૃષ્ટાંતો.

હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા
શકટનો ભાર જેમ શ્વાન તાણે

આ કવિતામાં વિશ્વરૂપી કાળમાં ગતિ કરી રહેલું શકટ અને એના સંચાલનમાં જેને સ્થાન નથી એવો માનવ અહંકાર આપણને જગતનું, એના સંચાલનનું અને અહંકારનું એમાં જે સ્થાન છે તેનું જે દર્શન થાય છે તેમાં ઊર્ધ્વચેતના નરસિંહ મહેતાની કૃતિને સ્પર્શી ગઈ છે એ આપણે જોઈ શકીએ છીએ. એવી જ બીજી એક પંક્તિ:

રત્નચિંતામણી જન્મ ખોયો

આ પંક્તિમાં સામાન્ય અદ્વૈત વેદાંત અને માયાવાદથી જુદું દૃષ્ટિબિંદુ, તર્કની જટિલતા વગર જ્યોતિના ઝબકારામાં

આપણને જોવા મળે છે. જન્મ તો અજ્ઞાનનું, માયાનું પ્રતીક મનાય છે. તે જ જન્મને અહીં કવિ "ચિંતામણી રત્ન" કહીને માનવ જન્મ એક અસાધારણ તક છે એટલું જ નહિ પરંતુ એનો ઉપયોગ કરતાં આવડે તો માનવ રૂપી લોઢાનું દિવ્યતા રૂપી સુવર્ણમાં રૂપાંતર શક્ય છે એટલે સુધી એ નાની સરખી પંકિતનું અનુકરણન આંતરશ્રુતિને સંભળાય છે. માનવના અંતરમાં દિવ્ય તત્ત્વ પોતાનું નિકેતન કરીને વસે છે એ વાત તો આપણી સંસ્કૃતિમાં અને દર્શનોમાં સુવિદિત છે. ગીતાજીમાં:

ईश्वरः सर्वं भूतानाम् हृद्देशे तिष्ठति

આ ચરણમાં જે સત્ય છે તે નરસિંહ મહેતામાં કેવું સ્વાભાવિક અને પરિચિત સ્વરૂપ ધારણ કરે છે તે જોતાં એની અનુભૂતિ વિષે આપણને પૂરતી પ્રતીતિ મળી રહે છે.

મારો ગોરિયો ગમાણે આવ્યો રે

આપણા દેશના ગ્રામીણ જીવનમાંથી જે પ્રતીક કવિએ લીધું છે તે માનવનું અંતર પ્રભુના આવાગમન માટે એક આવશ્યક સ્થાન છે એમ બતાવે છે. ગોરિયા વગરનું ગમાણ ખાલી છે એ સાચું, છતાં ગમાણે આવ્યા વિના ગોરિયાને ચાલવાનું નથી એ આખા રૂપકમાં ભકત સાથે ભગવાનનું અનિવાર્ય બંધન પણ એ સાદા અને પરિચિત ચિત્રમાં આલેખાયું છે.

વેદમાં પરમવ્યોમમાં પરાવાક્‌ને ગૌરી એટલે સફેદ ધેનુ રૂપે વર્ણવેલી છે. વેદની ભાષા અત્યારે ભુલાઈ ગયેલી લિપિ જેવી બની છે, ત્યાં ગૌરી, તેનું વત્સ અને પોષણ અત્યારે અગમ્ય ગણાય એવાં પ્રતીકોમાંથી મુકત કરવું મુશ્કેલ છે. કબીર એ સત્યના એક ભાગને રજૂ કરતાં કહે છે કે:

"गगनमंडल बीच गोआ बीअतग
धरणी दूर नमाया ।
सार मारण कोइ मत पाया दास जगत भरमाया"

અહી અગમ્ય વાણી ગણાય એવા સ્વરૂપમા પણ વેદની અદીતિ, અનતતાના પ્રતીક રૂપ ગાયનુ વચન સ્પષ્ટ છે જગતનુ સર્જન સહેતુક છે, અને એ હેતની ખોજ માણસે પ્રયત્નપૂર્વક કરવી પડે છે એ સત્ય પણ અહી દર્શાવેલ છે અને માનવ જીવનની જરૂરિયાતો અને બીજી પ્રવૃત્તિઓ સર્જનના ઉદ્દેશ ચૂકેલા માણસોને માટે આધાર રૂપ છે અને માનવજાતિનો મોટો ભાગ એ ગણતરીમા આવે છે એ સત્ય કવિના સર્જનને કેવળ બુદ્ધિની માનસિક ભૂમિકાથી ઉપરનુ દર્શાવે છે

## સર્જનનુ ને સ્સાન્વાનુ સોપાન

"ભાવિ કવિતા"ના પુસ્તકમા શ્રી અરવિદ કવિતાના સ્વ૫ નાયતનનો ઉલ્લેખ કરે છે, (૧) સત્યનો સૂર્ય (૨) આનદ અને સૌદર્યનો ચદ્ર (૩) મહત્ પ્રાણશક્તિ યાને મરુત્ (૪) કવિનો અતરાત્મા અને (૫) તેની કાવ્યશક્તિની અભિવ્યક્તિ

અગ્રેજ કવિ કિટ્સ સત્ય અને સૌદર્યને એક ગણે છે ત્યારે ખરુ જોતા એ સત્યના કાવ્ય સ્વરૂપ વિષે વિધાન કરે છે ચિતકનુ, તત્ત્વવેત્તાનુ, ભૌતિકશાસ્ત્રનુ એમ પ્રત્યેક જ્ઞાનના વિભાગનુ સત્ય જુદુ જુદુ હોય છે કાવ્યનુ સત્ય જેને શ્રી અરવિદ ભાસ્કર સૂર્ય કહે છે તે સઘળી સાચી કવિતામા હોય છે જ અને છતા, કવિ જે રીતે એ સત્યના સૂર્યના દર્શન કરે છે તે ઉપર કાવ્યના પ્રકારનો આધાર રહે છે ઉદા ત કવિને સત્યના સૂર્યનુ એક વિખૂટુ કિરણ પ્રાપ્ત થાય અથવા કોઈ પાર્થિવ રૂપ દ્વારા તે સત્યની જયોતિને જુએ અથવા એ સત્યના સૂર્યના બિબથી પોતાના વ્યક્તિત્વને

એ પ્રકાશિત કરે. જીવનમાં કાર્ય કરી રહેલ આત્માની શોધ તે સૂર્યના પ્રકાશ વડે કરે—એમ સૂર્યનાં દર્શન અનેક રીતે શકય છે. વળી, કવિ કયી ભૂમિકામાંથી સત્યને જુએ છે તેના ઉપર પણ કવિતાની ભૂમિકાનો આધાર રહે છે. ઉ. ત. કવિ પૃથ્વી ઉપર ઊભો રહીને સૂર્યને જુએ અથવા આકાશમાં ઊડતાં ઊડતાં સૂર્યનાં દર્શન કરે. કોઈવાર વેદમાં સૂર્યના એક શ્યામ સ્વરૂપનો ઉલ્લેખ કરવામાં આવે છે તેવા અંધકારમય, દુઃખમય સૂર્યને જોતો નરકમાં પણ ઊતરી જાય એમ બની શકે. વળી, કવિતાના પ્રકારોમાં પણ પર્યાપ્ત, સચોટ અને અનિવાર્ય એમ ત્રણ પ્રકારો જોવામાં આવે છે. આ ઉપરથી એટલું તો લાગે છે કે કવિતાના સર્જનમાં ચડતી ઊતરતી શ્રેણીની યોજના શકય છે. સાહિત્યના વિવેચકોમાં રસાસ્વાદ ઉપર કૃતિનું મૂલ્યાંકન અવલંબે છે. પરંતુ જેમ સર્જનની પ્રક્રિયામાં સત્યનાં દર્શન તેમ રસાસ્વાદમાં પણ એવી શ્રેણીને સ્થાન છે. પ્રતિમા સર્જન, પ્રતીકોનું સર્જન વાચામાં અનુભૂતિની હૂબહૂ રજૂઆત, કોઈ વિશ્વવ્યાપી સત્યનું દર્શન કરાવનાર શબ્દ ગુચ્છ, એ બધાં યે કાવ્ય તરીકે સરખાં મૂલ્યવાળાં હોઈ શકે છે. પરંતુ જે વાસ્તવિકતાને એ રૂપો રજૂ કરે છે તેમાં તારતમ્યને સ્થાન રહે છે. શ્રી અરવિંદે એક પત્રમાં કહ્યું છે તેમ શેકસપિયરનાં નાટકોમાં સમાજના નીચા થરના પાત્રની રજૂઆત કવિતા તરીકે પર્યાપ્ત નહિ પરંતુ સચોટ પણ હોય પરંતુ હેમલેટ કે મૅકબેથ જેવા પાત્રના સર્જનમાં જે વસ્તુ કાવ્યનું સ્વરૂપ પામે છે તેને લઈને એ સર્જનની કક્ષા ઊંચી કરે છે. આપણા સાહિત્યમાં પણ લૌકિક અને આર્ષ એવા બે કાવ્યના મુખ્ય પ્રકારો સ્વીકારાયા છે. અને આર્ષ કૃતિઓ આર્ય ઋષિઓની સૃષ્ટિ હોવાથી એને સામાન્ય સાહિત્યની કૃતિઓનાં ધોરણો લાગુ થતાં નથી એવું પણ સ્વીકારાયું છે. શ્રી અરવિંદ એ સત્ય આપણને નવા સ્વરૂપમાં બે

પ્રકારે બુદ્ધિગ્રાહ્ય થાય એ રીતે આપે છે (૧) બુદ્ધિથી ઉપર ચેતનાની ભૂમિકાઓ છે, ત્યાંથી એ ભૂમિકાઓમાં આરોહણ કરીને અથવા તો ત્યાંથી કોઈ સત્યને અવતરણ કરાવીને સાહિત્યમાં સર્જન કરવું શક્ય છે (૨) રસાસ્વાદમાં પણ વ્યક્તિ બુદ્ધિની ભૂમિકાથી ઉપર રહીને પણ રસની અનુભૂતિ લઈ શકે છે આધ્યાત્મિક જીવન જેનો ઉપયોગી ભાગ યોગસાધના છે તે માનવની સર્જક પ્રવૃત્તિમાં એક સક્રિય શક્તિ બની શકે છે એમ પણ એમના દર્શનમાંથી ફલિત થાય છે

---

## એક કર્મયોગીની વિદાય

ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિના આદ્ય પ્રણેતા, શ્રી અરવિંદના પરમકૃપાપાત્ર, એમના અંતેવાસી, વીર સાધક શ્રી અંબુભાઈ પુરાણી વિદેહ થયા છે, 'પથિકે' અહીંથી પ્રસ્થાન કર્યું છે

યોગ અને તત્ત્વજ્ઞાન એમના મુખ્ય વિષયો હતા, પણ તપશુષ્ક નહિ કવિતા અને સૌન્દર્યના એ સહૃદય ભાવક હતા એમની સાધનામાં પણ એ રસવૃત્તિ જાણે એની પૂરક શક્તિરૂપ બની રહી હતી ક્યાંય પણ એમને આત્મસંતર્પક દર્શન મળે તો એનો એમના અંતરંગ પર પડઘો પડ્યા વગર રહેતો નહિ એનું એક ઉદાહરણ આ અંકમાં લીધેલા એમના પત્રકાર આપણને મળે છે

આવી વ્યક્તિઓ ક્ષર તેમ જ અક્ષર રૂપે એમનું કાર્ય સતત કરતી જ હોય છે એમણે જ્યારે પોતાના કિરણો સંકેલી લીધા છે ત્યારે

तनो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि

એવું કહી શકવાની યોગ્યતા ધરાવીએ એવી પ્રાર્થના જ આપણે કરવાની રહી

ના

---

## લવાજમ

આ અંક સાથે વર્ષ ૮ નું આપનું લવાજમ પૂરું થાય છે. કેટલાક મિત્રોનાં પાછળનાં લવાજમ પણ બાકી રહે છે. તો તે તથા નવા વર્ષનું લવાજમ મ. ઓ. દ્વારા અથવા નિર્દેશ કરેલાં સ્થળોએ ભરવા આપને વિનંતી છે.

કવિલોક · દ્વૈમાસિક    તંત્રીઓ જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ  છૂટક નકલના સિત્તેર પૈસા    લવાજમ ભરવાના સ્થળ
(૧) કવિલોક ૩૮૦, ગિરગામ રોડ મુંબઇ ૨  (૨) એન એમ ત્રિપાઠી પ્રા. લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ  (૪) રાજકુમાર જોષી.
સુદર્શન એન્ડ કંપની, ૧૨ પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

ચિનુ મોદી
દિનેશ કોઠારી
હરીન્દ્ર દવે
રાજેન્દ્ર શુક્લ
'આહિદ' શિનોરવાળા
અનિલ જોષી
કમલ વૈદ્ય
સુરેશ જોષી

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી,
૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૪૯

વર્ષ ૯ : અંક ૧ જાન્યુઆરી – ફેબ્રુઆરી : ૧૯૬૬

ચિનુ મોદી

## સ્ટીલ લાઇફ

તુલસીના કૂંડાની પલળેલી માટીમાં
સૂર્યનાં અસંખ્ય માછલાંઓ
તરફડી મૃતપ્રાય થયાં છે.
વળગણી પર હવાનું પારેવું
પાંખ ફફડાવ્યા વિના બેસી ગયું છે.
બૂકશેલ્ફમાં ઊધઇની અવરજવર
અટકી ગઈ છે.
હેંગર પર ભરાવેલા મારા સફેદ ખમીસ પરનું
માંકડનું શબ
એના જ લાલચટક લોહીને
ચોંટી ગયું છે.
મેજ પર કાયા વિસ્તારીને પડેલું
આજનું અખબાર
મોટા શહેરના નાના પરાની પેઠે શાંત છે.
મારા ફોટોગ્રાફમાં
મારી વય અટકી ગઈ છે.

## આકાશનો જન્મ

હુ આકાશને જન્મ આપી શકતો નથી.
પરંતુ મને લાગે છે કે
મારે ઉલૂકની આંધળી આંખોમા
બંધ થયેલા સૂરજને શોધવા
મથવુ જોઇએ.
અસ્તિત્વની ફ્રગશને
ઘસી ઘસીને
સફેદ અને લીસ્સી બનાવવી જોઇએ
બંધ પડેલા પંખામા વીજળીનો પ્રવાહ થઇ
ઘૂમવુ જોઈએ.
અવાવરુ ઘરના ખૂણે લટકતા
કરોળિયાઓને મારી આંખોના પોલાણોમા
છૂપાવી રાખવા જોઇએ.
ઝાંખી પડેલી લિપિમા લખાયેલા અક્ષરોને
ભૂંસી નાખવા જોઇએ.
તૂટી ગયેલા કાંટાવાળી ઘડિયાળના
ડાયલ પર
મારા બે હાથોને અનવરત ફરતા રાખવા જોઇએ.
પરંતુ, મને લાગે છે કે
હું આમ બોલુ નહીં અને મૂંગો રહું
તો
આકાશનો જન્મ અચૂક થશે.



# દિનેશ કોઠારી

## –નો ઘોડો

દિનેશનો બોજ વહું કેટલાં ય વરસથી
	જાવ
	પડછાયા જાવ
	દૂર દૂર ભાગો
	આવરણ પરહરી નાચો થેઇ થેઇ
	પથ્થરની દીવાલોને ઝિંઘઇ થઇ કોરો
	આકાશને હુંકારથી તોડો
	ઝિકળતો લાવા ઢીંચો જામેજામ ભરી
	જાવ...
કેટલાં ય વરસથી
	નિયમના છ હે વહે ગટરનાં જલ
કેટલાં ય વરસથી
	પવનને ખાઝી ગઈ લીલ
કેટલાં ય વરસથી
	કીડી માથે ખોર
કેટલાં ય વરસથી–
નહીં અવ નહીં
?'નો ઘોડો
	રમતો જમતો
		છૂટમૂટ !

## માછલીઓ

ઊંડો કૂવો
ને કાળાં ભમ્મર પાણી
મહીં ખોવાણી મારી માછલીઓ.
મેં શૈશવથી ચાહેલી મારી માછલીઓ
તગલ અને સોનેરી તડકાની
લિસ્સી માછલીઓને ઝીલવું હું
લંબાવું લંબાવું લંબાવું ઊંડે હાથ,
હાથ ચઢે હિલ્લોળા
આ હિલ્લોળા ખાલી ખાલી
દરિયો ડોળી લઈ આવું
રૂડી રતનાળી માછલીઓ
પણ
ક્યાં ગઈ રે માછલીઓ મારી !

○

# હરીન્દ્ર દવે

## ચાર કાવ્યો

૧

રાત્રિએ
સરકતાં સરકતાં
સાદ દીધો
ત્યાં અચાનક
સવારે મચાવ્યો કશો શોર
કે કૈં ન સંભળાય...
સાંજ ઢળશે
અને રાત્રિ હળવેકથી
સ્કંધ પર હાથ મૂકી મને પૂછશે
એ સમે...

શું કહીશ હું ?

૨

નિઃસીમ આ અંધારની
વચ્ચે
ઝળાહળ માત્ર મારો ખંડ:
આ ઝળાહળ ખંડની
વચ્ચે
હૃદય,
નિઃસીમ આ અંધારથી ભરપૂર.

३

પત્રના અક્ષર વિલોપી અર્થને
રચતા ગયા એક રૂપ,
જે આશ્લેષમા આવી ગયુ.

આ જ તુ આશ્લેષમા
પત્રમા જેને મળ્યો એ તો અતર

४

આકુલ નયન રહ્યા છે હજી યે પ્રવાસમા.
એની ઝલક જણાતી હશે આસપાસમા
સાત્વનના બોલ સાભળું વ્હેતી સુવાસમા,
મા કોની ગુફતગુ છે ફૂલોના લિબાસમા.

એના સુધી જવાની ઉતાવળ ઉપર રહ્યો,
થોડો ફરક રહે જે તરસમા ને પ્યાસમા

નાજુક હવાની બન્ને ઇબારત, ને શો ફરક ?
હું જગના શ્વાસમા કે જગત મારા શ્વાસમા !

## રાજેન્દ્ર શુક્લ

### છેવાડું ખોરડું

સામા ગામનું સાવ છેવાડું ખોરડું–
એવું એક ચોમાસે આંખમાં આવ્યું,
ઊડતા બોલ્યા પંખેરુંને જાણુ થઇ
તે ગીત જોડચાં ને વન ગજાવ્યું...

વચમાં વ્હેતલ નદીનીરની નમણાઇમાં
નેણ ઝબોળ્યાં,
હૈયે ઊઠચાં લ્હેરિયાં એને આભ હિલોળ્યાં,
દૂરને બોલ્યે ડુંગર ડુંગર નીલમ કોળ્યાં–
જેમ ધરાના સાત જનમનું
હોય કોળામણ સામટું આવ્યું...

કેટલી વેળા,
કેટલી વેળા આભને ભરી આભ ઘેરાયું,
કેટલી વેળા ધોરિયે ધોરિયે કયારીએ કયારીએ
નીર રેલાયું...

કેટલી વેળા.....
કાળને કાંઠે ઈ જ આ ખેતર
કેટલું લણ્યું, કેટલું વાવ્યું ?
ઇ દનની ઘડી આજનો દા'ડો
કોઇ ચોમાસું આંખમાં ના'વ્યું...

## 'ઝાહિદ' શિનોરવાળા

### એકાંતમાં

ખૂલતી એ છીપ, મોતી સારતી –
કોઇના અભિસારના એકાંતમાં !

શૂન્યતા ગાતી રહી બાગોમહીં –
પાનખરના પ્યારના એકાંતમાં !

એમને રસ્તે ય કેવાં ઝાંઝવાં –
જાય પેલી પારના એકાંતમાં !

જ્યારથી ઉક્કા બની આભાસની !
– એ નહોતા ત્યારના એકાંતમાં ?

### બારી

અહીં એકલી એકલી ગાય બારી !
પવનને તરફડાટ પછડાય બારી !

ફરી આગમન એમનું આ ઝરૂખે !
નગરની બધી ઊઘડી જાય બારી !

વરસતી વરસતી અગાશી પરેથી –
ઝરે કૈંક વર્ષા ! અને ન્હાય બારી !

કરે ડોકિયું ચાંદ દીવાનગીમાં !
તહીં તો અરે ! બંધ થઇ જાય બારી !

થતી બંધ પાંપણુ ગુલાબી, પળેપળ
ઇશારા થકી આજ છલકાય બારી !

જતાંઆવતાં લોક જોયા કરે છે !
–નર્યાં ઝાંઝવાં જોઇ અકળાય બારી !

હવાના નશીલા વિચારોમહીં આ
ઠરી ઠામ કેવીક ભરમાય બારી !

ફસાયેલ કો' જાળમાં માછલી બે !
તડપતી સદા બેઉ પછડાય બારી !

નથી એટલી ખૂબસૂરત બિચારી !
છતાં રોજ ને રોજ શરમાય બારી !

ફરી એ જ ચર્ચાય વાતો નગરમાં !
નથી એ ! છતાં યે વગોવાય બારી !

•

## અનિલ જોષી

### તડકે સૂરજ વાયો

તડકે સૂરજ વાયો
ઘોમ ધખે ને અંતરિયાળે
ઘૂમું એકલવાયો...

ધૂસર એકલ વાટ, ક્યાયના ખર્યાં પાદની ઝાંય,
તડકાનો વંટોળ ચડે ને સળગે મારી કાય,
કરું પોપચાં બંધ. મળે તો કેવળ એનો છાયો .

મૂંગા ઝરણે પથ્થર કોરી ખળખળ વહેતી પળ,
આસપાસનાં તરણાંઓને ચડી ગયા કૈં વળ,
લેવો ક્યાંક વિરામ! મળે જો ગોળ સૂરજનો છાયો...
તડકે સૂરજ વાયો.



## કમલ વૈદ્ય

### વિદાય

૧

પારાવાર
શૂન્યતાને તીર ઊભી...
હે સખે !
આમ ક્યારે યે વિખૂટાં છે થવાનું
એ દિવસનો ખ્યાલ
આગાહી
મને પતઝર
ટાઢી આગ
શોષતી
કંપાવતી...

હું બંધ હોઠે બોલતી
જાવું નથી
જાવું નથી

એ પ્રાણનો ઉચ્છ્વાસ મારો
કાલ એનાથી રહે આઘો
રહે અસ્પર્શ્ય

કાલને કંઈ હૃદય જેવું છે નહીં
નહીં તો
હતે નહીં
આટલી અસહાય...

૨

જતાં જતાં...
ઝૂકી
મને ચૂમી
લીધી આશ્લેષમાં
ને હું
સખે
તવ બાહુની ઉષ્મા તણું આધાર
કેવલ શીત વળતું શવ.
નજરહીણાં નયન
ખાલી
ખાલી હું
જાણું છતાં
ઋજુ ચિબુક પર
તવ અંગુલીને સ્પર્શ કે
કંઈ કેટલું કહેવાય...

મારું
હૃદય અપ્રખય આ ભર્યું
ભર્યું...

૩

શૂન્યતાને અરવ પારાવાર...
અરવ
સંતત ઘૂઘવે.

જેનો હતો ભય
એ જ મારો સકલ વૈભવ
એ જ તે ન્યાળું હું રૂપે જૂજવે.

નેત્રથી દેખાય તે આ જગત
કેવલ સ્વપ્નની છાયા
સૂર્ય ક્ષિતિજે અસ્ત
પણ આકાશમાં રંગીન માયા

જાણું હું
એ રંગનો અંધાર
મારો સભર પારાવાર...



## લાલ મારો શ્વેત

લાલ
મારા ભાલ પરનું તેજ...
લાલ
મારા હૃદયમાં વ્હેતા જીવનનું હેજ...

સોહામણો જે રંગ
એ રંગ તેં ન્યાળ્યો વિભીષણ જંગની જ્વાલામહીં,
સર્વનાશી ડાકિનીના અતલ ખપ્પરને ભરી જાતો વહી.

એનો કશો રે સંગ?
તેં ખંખેરી લીધાં અંગ...

રંગની બાધા વિક્ષેપી
લાલભૂમિ પર ધજા તેં શ્વેત રોપી.

તુ ય તે અવ શ્વેત
મારે ભાલ ભસ્મપ્રક્ષેપ
તું અવ શ્વેત
મારા હૃદયને ધબકાર શમતું હેત.

---

લલિતાદેવીની ઉક્તિ

# સુરેશ જોષી

## આધુનિક કવિતામાં યુગચેતના

પહેલાં તો 'યુગચેતના' એ સંજ્ઞાને સ્પષ્ટ કરી લઈએ. છેલ્લા એકાદ દાયકાથી કેટલીક નવી સંજ્ઞાઓ કાવ્યવિવેચનમાં પ્રયોજાતી આવે છે. હવે આપણે ચિત્રકલ્પન અને શ્રુતિકલ્પન, કલ્પનોની તથા પ્રતીકોની વાત કરીએ છીએ. 'લય'ના સંકેતની ફેરતપાસ કરીને એને વિશે વિચાર કરવાનો ઉત્સાહ વધ્યો હોય એમ દેખાય છે. ઇન્દ્રિયવ્યત્યયની પણ વાત થાય છે. 'યુગચેતના' શબ્દ આપણે હજી હમણાં જ બનાવ્યો છે. કેટલાકને કદાચ એમ પણ લાગવાનો સંભવ છે કે આપણા કવિનું કાઠું કદાચ આવી મોટી સંજ્ઞાને માટે જરા નાનું પડે. સમકાલીન સમાજ વિશેની અભિજ્ઞતા, સમકાલીન ચેતના social awareness વગેરેની વાતો કોઈને કોઈ રૂપે કાવ્યવિવેચનમાં ડોકાયા તો કરતી હતી. પણ 'યુગચેતના' એવી સંજ્ઞા યોજતાંની સાથે જ જાણે આપણે અંગદકૂદકો મારતા હોઈએ એવું લાગે છે. આમ તો કવિ ક્રાન્તદર્શી કહેવાતો આવ્યો છે. પણ હરકોઈ કવિને આપણે ક્રાન્તદર્શી કહી દેતા નથી. વળી સાચી કવિતા કાલાબાધિત છે એમ પણ કહેવાતું આવ્યું છે. છતાં કવિતાને ઘડનારાં 'પરિબળો'ની યાદી ગોખનારો વિદ્યાર્થી કવિ પોતે જે કાળખણ્ડમાં જીવે છે તેની કેવી અસર નીચે આવે છે તેનો પણ અહેવાલ આપતો હોય છે. આ અહેવાલની સામગ્રી કાવ્યમાંથી જ વીણીને એકઠી કરવામાં આવી હોય છે. જે કાવ્ય આવી સગવડ સહેલાઈથી પૂરી પાડે તે જેટલું સમાજશાસ્ત્રીને માટે ઉપયોગી નીવડે તેટલું

સાચા કાવ્યજ્ઞને ઉપયોગી ન યે નીવડે, કારણ કે એમા સામગ્રીનુ પૂરેપૂરું કાવ્યરૂપે રૂપાન્તર, કદાચ, થયુ નથી હોતુ. તો આ યુગચેતના તે વળી શી બલા છે? યુગનો ને ચેતનાનો સમાસ થઈ શકે?

જર્મનભાષામા zeitgist શબ્દ છે, એનો અંગ્રેજીમા time-spirit એવી સંજ્ઞાથી અનુવાદ કરવામા આવે છે. 'યુગચેતના' એ સંજ્ઞાનો આની સાથે સમ્બન્ધ જોડી શકાય. આથી કવિ જે સમાજમા રહેતો હોય તેને વિશેની અભિજ્ઞતા નહીં, સમકાલીન ચેતના નહીં, પણ આખા ય યુગનો પોતાના વ્યાપમા સમેટી લઈ શકે એવી ચેતના એમ સમજવું રહ્યું. સાચા કવિની ચેતનાનો વ્યાપ આથી નાનો ન હોઈ શકે. વળી કોઈ યુગને આપણે આની પહેલાના યુગથી નિરપેક્ષપણે ભાગ્યે જ જાણી શકીએ. અખણ્ડ ચેતના કાળને અખણ્ડ રૂપે ગ્રહવા મથતી હોય છે. કાળના અમુક એક ખણ્ડને પરિમિત સંદર્ભમા જોઇએ તો અમુક ઘટનાઓ મોટા પરિમાણની લાગે, પણ વ્યાપક સંદર્ભમા મૂકીને જોતા એનું મહત્ત્વ કદાચ એટલું ન રહે. એટલું જ નહીં એ ઘટનાનું રૂપ પણ એથી બદલાઈ જાય. ઘટનાની સહેલાઈથી ઓળખાવી શકાય એવી બાહ્ય વીગતોનો તાળો મેળવી આપવાનું કામ કવિનું નથી. ઘટનાનો એ રૂપનો પરિચય આપવામા કવિકાર્ય રહ્યું નથી ઘટનાનુ રહસ્ય એને વ્યાપક સંદર્ભમા મૂકીને જોવાથી જ પ્રકટ થાય છે. જુદા જુદા યુગોને અડખેપડખે મૂકવાથી જ કેટલીક વાર કેટલાક સત્યો ઉદ્ભાસિત થઈ ઊઠે છે યુગમા વર્તાતી અરાજકતાને સમજવા એને અન્ય યુગની પડખે મૂકીને જોવી પડે. એલિયટની રચનાપદ્ધતિ આવી જ હતી. આપણો કવિ પણ આજની ઘટનાનું સાચું રૂપ ભૂતકાળની

કોઈક પુરાણકથાની પડખે એને મૂકીને વધુ સમર્થ રીતે પ્રકટ કરી શકે. આવાં પુરાણકલ્પનો (myths)ની શોધ દરેક સમર્થ કવિ કરતો રહે છે. આવાં પુરાણકલ્પનોમાં આખા એક યુગની સંકુલ અભિજ્ઞતા સંચિત થઈને પ્રકટ થતી હોય છે. વ્યક્તિની નહીં, પણ સમસ્ત પ્રજાની સંચિત સ્મૃતિની ભૂમિકા પર એની રચના થાય છે.

એકવાર આપણી કાવ્યવિવેચનાએ કાવ્યમાં સામાજિક અભિજ્ઞતાનો આગ્રહ ઉગ્રપણે રાખ્યો હતો. નરસિંહરાવ, હરિશ્ચન્દ્ર ભટ્ટ, રાજેન્દ્ર શાહ એનો ભોગ બન્યા હતા. 'કાન્ત'નો પણ ઝાઝો બચાવ થઈ શકે તેમ નથી. યુગને આવરી લેતી વિભૂતિ આપણને સાંપડી રહે છે ત્યારે એ વિભૂતિમાં જ યુગને સાકાર થતો આપણે જોઇ લઇએ છીએ. આથી ગાંધીજીના આવિર્ભાવે આપણી એ દાયકાની કવિતાનું કામ સરળ કરી આપ્યું, દલિત-પીડિતો માટેની સહાનુભૂતિ, સ્વાતંત્ર્યઝંખના, શહાદત, વ્યક્તિ મટીને વિશ્વમાનવી બનવાની ઝંખના, વિશ્વશાંતિ, આ બધું વાતાવરણમાં વ્યાપી ગયું હતું. આથી કવિને મોઢે એ ઝટ ચઢી ગયું. કવિની કવિ તરીકેની શોધનું એ પરિણામ નહોતું. વિભૂતિવંદનાનું ફળ હતું. આથી એ દાયકાઓની કવિતા આજે એકદમ જૂની થઇ ગયેલી લાગે છે. ગાંધીજી જૂના થયા નથી. વાસ્તવવાદ્ માનવતાવાદ પણ આખા યુગને સમાવી લઇ શકતા નથી. યુગની ચેતનાના અનેક સ્તર હોય છે, ને એમાં પરસ્પરવિરોધી એવાં ઘણાં સંકુલ બળો સમાવિષ્ટ થઇને રહ્યાં હોય છે. એનો સહેલાઈથી લઘુતમ દઢભાજક કાઢીને એના વડે સમગ્ર યુગને અવગત કર્યાનો કોઈ દાવો કરી શકે નહીં. આપણી કવિતા કંઈક આવું કરવા ગઈ.

યુગને અવગત કરવાની કવિની પદ્ધતિ જુદી હોય છે.

નક્કી કરેલી વિભાવનાના ચોકઠામાં એ યુગને ચાતુરીથી ગોઠવતો નથી જેને સ્થાયીભાવ કહીએ છીએ તે તો સનાતન છે, પણ એના ઉદ્દીપક આલમ્બન બદલાય છે ને એને પરિણામે પ્રતિભાવનું સ્વરૂપ પણ બદલાય છે આ બધામાંથી ધીમે ધીમે યુગચેતના આકાર લેતી આવે છે બધા વચ્ચે રહ્યો છતાં બધાથી નહેજ અળગો રહીને કવિ આ પ્રતિભાવોને, સંવેદનાઓને ઝીલવા મથતો હોય છે આપણો વ્યવહાર ને આપણાં પરિમિત પ્રયોજનો સંવેદનોના સ્વરૂપને ડહોળીને ધૂંધળું કરી નાખે છે તેનો કવિ અવિકલ રૂપે સાક્ષાત્કાર કરવા મથે છે આથી માનવજાતિને માથે તોળાઈ રહેલા ભયનો કે આશાનો ધબકાર આવા કવિની ચેતના પ્રથમ અનુભવે છે ખણ્ડખણ્ડમાં જે વિકીર્ણ થઈને વિખેરાઈ જાય છે તેને અખણ્ડ રૂપે મૂર્ત કરવાનું કામ આવા કવિની ચેતના માથે લે છે

યુગનો અવિકલ અખણ્ડ સાક્ષાત્કાર કવિ શી રીતે પ્રકટ કરે? એને માટે કવિ પાસે ભાષા સિવાય બીજું સાધન નથી પણ આમ કરતાં પહેલાં એની પાસે અમુક વિશિષ્ટ નકારની સજ્જતાની અપેક્ષા રહે છે જે પ્રજા વચ્ચે એ રહે છે, જે ભૂમિખણ્ડમાં એ વસે છે ને જેના ભૂતકાળને એણે વારસા લેખે આત્મસાત કર્યો છે તેનો એના પર પ્રભાવ તો પડે જ છે પણ આ પ્રભાવને એ અન્ય સામગ્રી પૈકીની એક સામગ્રી લેખે જ જુએ છે, કાવ્યમાં એનું રૂપાન્તર તો સિદ્ધ કરવાનું રહે જ છે એને અધીન થઈને એ કાવ્યની સીમાને સંકુચિત કરતો નથી આ બધું એના યુગ સાથેના સંબંધમાં પરોક્ષતા નાવે એવા વ્યવધાનરૂપ નીવડવું જોઈએ નહીં

કાવ્યવિવેચન પણ કાવ્યને આધારે યુગચેતનાનો પરિચય મળવવા ઈચ્છે ત્યારે એ પરિચય કાવ્ય પાસેથી કાવ્યની રીતે

મેળવવાનો છે એ તરફ દુર્લક્ષ કરે નહીં તે જરૂરી છે. અમુક એક તબક્કામાં અતિશય પ્રભાવ પાડનાર લેખાયેલી થોડી વીગતો, વિવેચન ઓળખે એ રૂપે જો કવિ આપી છૂટે તો એ કવિ યુગમૂર્તિ – આવું વલણ જો વિવેચન ધરાવે તો કાવ્યનો સાચો મહિમા એને હાથે ખણ્ડિત થવાનો સમ્ભવ રહે. વીગતો કાવ્યની સામગ્રી છે, એના પર કવિની ચેતના કામ કરે છે, સંસ્કાર પાડે છે, એનું રૂપાન્તર સાધે છે. આ રૂપાન્તરની પ્રક્રિયાની વિવેચન અવગણના ન કરી શકે. સમયમાં આપણે જીવીએ છીએ. આથી સમયની સંવેદના કાવ્યમાં મહત્ત્વની બની રહે છે. આપણા યુગમાં તો ઘટનાઓ એવી તો તેજ રફતારથી બનતી આવે છે કે એકાદ દસકામાં આપણે જાણે સદીઓ સમેટી લઈએ છીએ. આપણી સામેના જગતના પરિપ્રેક્ષ્ય પર આની અસર પડ્યા વગર રહેતી નથી. આ ઘટનાઓની ભીંસ સમયને જાણે રૂંધીને સાંકડો કરી નાખે છે, એનું દબાણ એનાં હાડ છૂટાં પાડી નાખે છે, ક્ષણેક્ષણના અંકોડા છૂટા પડી જાય છે. આથી એક પ્રકારની વિક્ષિપ્તતા, આપણી આકૃતિને ભૂંસી નાખે એવો કશો ઝંઝાવાત સમયના સાંકડા છિદ્રમાં થઈને સુસવી રહે છે. આથી નિશ્ચિતતાના પાયા હચમચી ઊઠે છે. યુદ્ધોની સતત સળગતી રહેતી જામગરી, સંહારને માટેની અમાનુષી ઘેલછા આજે અમુક એક ભૌગોલિક અંશ પૂરતાં મર્યાદિત રહ્યાં નથી. આની પડખે માનવી પોતાની ચેતનાને અખણ્ડ રાખવા મથી રહ્યો છે, શીર્ણવિશીર્ણ થવા બેઠેલા આજુબાજુના પરિવેશ વચ્ચે આજનો કવિ પોતાને ટકી રહેવા માટે નાનો શો અવકાશખણ્ડ સરજી લેવા મથે છે, ચારે બાજુ વધુ એકાકાર થઈને કવિને પણ એમાં ભેળવી દઈને ભૂંસી નાખવા ધસી આવે છે. ત્યારે કવિ પોતાની વાણીથી

રચેલા થોડાક મૂલ્યોની નક્કર ધરતી પર પગ સ્થિર કરવા મથી રહે છે. આ નક્કર ધરતી ઊભી કરવામા એ કદીક વ્યંગ, ઉપહાસ ને આત્મભર્ત્સનાનો સુધ્ધા ઉપયોગ કરે છે. પીડા થાય એટલી સંવેદના પોતે ટકાવી રાખી છે ખરી કે નહીં તે જાણવા માટે કદી એ પોતાની જાતને પીડે પણ છે, કારણ કે મહત્ત્વની વસ્તુ તે આ આત્મસંજ્ઞા છે. પણ એના આ વ્યંગ ને ઉપહાસ તે કોઈ સમાજસુધારકની દુનિયાને સુધારવાની ધગશમાથી ઉદ્ભવ્યા નથી હોતા. એ વ્યંગ ને ઉપહાસની તિર્યક્તાના માધ્યમમાથી જ કદાચ અવળીસવળી થઈ ગયેલી સૃષ્ટિને એ જોઈ લેવા ઇચ્છે છે, તે જોઇને એમા ક્યાક પોતાનું સ્થાન શોધવાને બદલે બને તો એનાથી સહેજ અળગા સરી જઇને એ આત્મસંજ્ઞા ટકાવી રાખવા ઇચ્છે છે. સૃષ્ટિને ફરીથી રચવાનો આરંભ થશે ત્યારે આવી આત્મસંજ્ઞાના પર જ એનો પાયો ચણવાનો રહેશે. કેટલાકને આજનો કવિ 'હું'ની વધારે પડતી વાતો કરે છે તે કંઇક ઉદ્ધતાઈભરી લાગે છે. હા–કોઇકવાર ઉપલક દૃષ્ટિએ જોતા આવુ લાગવાનો સંભવ રહે છે, પણ આ ઉદ્ધતાઇના છદ્મવેશ પાછળ એ જેને સંગોપવા ઇચ્છે છે એ તો અત્યંત ભીરુ ને સંકોચશીલ એવું કશુંક છે. આ 'હું' પોતાને વિશેનો એકરાર કરવાનું વલણ ધરાવે છે. આ એકરાર પણ એ કશાક મરણિયાવેડાથી કરતો હોય એવું લાગે છે. નિર્ભ્રાન્તિની અવસ્થામા આવી પડયા પછી શૂન્યથી શોષાઈને લુપ્ત ન થઈ જાય એટલા ખાતર એ 'હુ'નું નાનું શું ટપકું ઘૂંટીને એમાથી ટકી રહેવાય એટલી વિશિષ્ટતા સર્જવા મથી રહે છે એક બાજુથી નિર્ભ્રાન્તિમાથી પ્રકટતી શૂન્યતા એને ઘેરી લેવા મથે છે. તો બીજી બાજુથી એને અળગો ન રહેવા દેવા ઇચ્છતી, એને પોતાનામાયે એક ગણીને એકાકાર કરી ગળી જવા ઇચ્છતી નરી

સમસામયિકતામાંથી પણ એ બચવા ઇચ્છે છે. કવિ સમગ્ર પરિપ્રેક્ષ્યને જોવા પૂરતો સહેજ અળગો સરીને રહે એ જરૂરી છે. એકાન્તમાં જ એ વિશ્વને જોડી શકે છે, પણ આ એકાન્ત અનેક નિમિત્તે આજે એની પાસેથી ઝૂંટવાઇ રહ્યું છે. યુદ્ધનો સિન્ધુડો ગાવાને કે સૂત્રોનો નાદ ગજાવવાને એનો કણ્ઠ ખપમાં લેવાની પેરવી ચાલતી જ રહે છે. સ્વીકૃતિનું પ્રલોભન એની સામે ધરવામાં આવે છે. પણ આ પ્રકારની સ્વીકૃતિ અન્તે તો સમૂળગી લોપમાં પરિણમે, અન્તે તો પોતાનો કણ્ઠ લોકડિયાંના ઘોંઘાટમાં સંભળાતો જ બંધ થઇ જાય એવી એને દહેશત રહે છે. આથી એ પોતાનું એકાન્ત લાખ પ્રયત્ને ટકાવી રાખવા મથે છે. આ એકાન્તમાં એને સૌ પ્રથમ સામનો કરવાનો આવે છે તે પોતાના અનાવૃત્ત વ્યકિતત્વનો. આ સામનો કરવાને માટે પ્રામાણિકતાનો ખપ પડે છે, જો આ ઓળખ જ ખોટી ઠરે તો પછીનું બધું જ મિથ્યા ઠરે. તે ઓળખ કરવાની પ્રક્રિયા જ ઘણી વાર એની કાવ્યરચનાની પ્રક્રિયા બની રહે છે. આ અર્થમાં જ આજની કવિતા મોટે ભાગે આત્મલક્ષી બની રહી છે. આ ઓળખ સિદ્ધ કરવા જતાં જ એને સામનો કરવો પડે છે ઈશ્વરનો. કદીક એના તેજમાં એ પોતાને ઓળખે છે, તો કદીક એના પડછાયાથી એ પોતાને સાવ ભૂંસાઇ જતો જુએ છે, આથી વિદ્રોહના કર્કશ સુરથી એ બચી જવા મથે છે. પણ ઇશ્વર માનવચેતનાનો સદાનો દૂઝતો ને કદી નહીં રૂઝાનારો વ્રણ છે. ફરી ફરી એની આંગળી એ વ્રણ પર જઈને ઠરે છે. આજનો કવિ અનેક પ્રકારે ઇશ્વર તરફ નજર નાખતો રહે છે. કદીક એનામાં નાસ્તિકની ધૃષ્ટતા દેખાય છે તો કદીક ઈશ્વરને એ પોતાના રક્ષણ હેઠળ રાખવાની ખટપટમાં પણ પડેલો દેખાય છે. ઉપાલમ્ભનો સૌથી મોટો ભોગ બનનાર પણ ઇશ્વર જ છે.

માટે અસાધારણ વિદગ્ધતાનો ખપ પડે છે. સૌન્દર્યને ઉગારી લેવાને માટે એને ભરખી જનાર કદર્ય કુત્સિત પરિવેશને પણ ઓળખી લેવો પડે. કદીક નકલી સૌન્દર્યનાં જોડકણાં જ આવી કુત્સિતતા શિષ્ટતાનો ચંચળો ઓઢીને, સરજાયે જાય છે. કવિ આ કુત્સિતતાનો કુત્સિતતાથી જ છેદ ઉડાડી દેવા ઇચ્છે છે. જો આ દૃષ્ટિએ જોઇએ તો આખરે તો એ સૌન્દર્યના હિતમાં જ કવિતાને પ્રયોજતો દેખાશે.

હવે રહી વાત હતાશાની. નિર્ભ્રાન્તિ જે પારદર્શકતા સરજી આપે તે કવિને સ્વીકાર્યે જ છૂટકો. પછી નિર્ભીક બનીને એ પારદર્શકતા જે બતાવે તે જોવું જ રહ્યું નિર્ભ્રાન્તિ એ નિર્ભીકને જ પ્રાપ્ત થાય એવું વરદાન છે. જો એને પરિણામે હતાશા આવતી હોય તો એનું મૂલ્ય પણ આપણે માટે ઘણું છે, પણ આપણો કવિ હતાશાને મોંમાં મમળાવ્યા કરે છે. એ અંધકાર, ઘુવડ ને સ્મશાનની વાત કરે છે. એ પણ કલાપીએ વર્ણવેલા સ્મશાનો ઢૂંઢનારા વરવા જોગીઓ પૈકીનો જ છે, એ સૂર્યદ્વેષી છે એવું કહેવાતું સંભળાય છે. કેટલાક મુરબ્બીઓ એવી પણ ભગવાનને પ્રાર્થના કરી રહ્યા છે કે આ અનિષ્ટનું મોજું જલદી શમી જાય તો સારું. પણ કવિતા પ્રત્યેનો આ ઉચિત દૃષ્ટિકોણ નથી. એમાં જેટલી ભીરુતા છે તેટલો વિવેક નથી, જેટલી આત્મતુષ્ટિ છે તેટલી સત્યનિષ્ઠા નથી. કવિ જે રચે છે તે કેવું રચાઇ આવે છે તે તપાસો. એ ગતાનુગતિક ન્યાયે ચાલતો હશે, કોઇ ફેશનોને વશવર્તીને ચાલતો હશે તો એની કવિતા જ એની ચાડી ખાશે. પણ દુર્ભાગ્ય એ છે કે જે નિષ્ઠાથી કવિતા પાસે જવું જોઇએ તે નિષ્ઠાથી આપણે જતા નથી ને દૂર રહ્યા રહ્યા ત્રાહિમામ ત્રાહિમામનો જાપ જપ્યા કરીએ છીએ. ત્રીસી ને એની પછીના દાયકાની કવિતામાં પોપટિયા ઉચ્ચારણવાળી કવિતા નહોતી ?

ઈશ્વરને નિમિત્તે આપણી કવિતામા એક અનોખી વક્ર ભગિ નીપજતી આવે છે આ ઇશ્વર જ એની સર્વવ્યાપકતાને કારણે કવિને એની ચેતનાની ને સ્મૃતિની નિમ્નતમ આદિમ ગભીરતા સુધી ઊડે ઊડે ખેચી લઇ જાય છે આના કેટલાક ઇષ્ટ પરિણામોથી આપણી કવિતા સમૃદ્ધ પણ બનતી આવે છે એની હવે વીગતે તપાસ થવી ઘટે

સાૈન્દર્યબોધ, સત્યબોધ, તલ્લીનતા, લયલીનતા, આવી કેટલીક સજ્ઞાઓથી કાવ્યનુ પરિણામ અને તેથી એ જ કાવ્યનુ પ્રયોજન એમ માનીને, પ્રયોજનને આપણી કાવ્યવિવેચના વર્ણવતી આવી છે આ બધી સજ્ઞાઓ અર્વાચીન કવિતાના સદર્ભમા ફેરતપાસ માગે છે કાવ્ય સાૈન્દર્ય સિદ્ધ કરે છે તે કશુ ક રુચિર, મોહામણુ, અલકૃત ઉપજાવીને નહી કાવ્યનુ સાૈન્દર્ય એના ઘટકોની અન્વીતિમા રહ્યુ હોય છે સાૈન્દર્ય કરતા સામર્થ્ય કેટલીક વાર વધુ સ્પૃહણીય બની રહે છે, ને સામર્થ્યને એનુ આગવુ સાૈન્દર્ય હોય જ છે વન્ય પશુને નાથવાને માટે ગાળો બનાવીને એના ગળામા નાખવામા આવે એ રીતે જ ઘટનાઓ કે સવેદનાઓ આજ સુધી કદી અન્વય પામી ન હોય તેને ગાળો નાખીને નાથવાનો સમર્થ પ્રયત્ન આજના કવિને કરવાનો રહે છે વિધિનિષેધની ચોકસાઇની વાડને ઠેકીને નાઠેલી ઘણી પ્રાકૃત આદિમ સવેદનાને કવિ નિર્ભીકપણે ઓળખી લેવા ઇચ્છે છે બટકબોલુ ને ડાહ્યુ વિવેચન જો એને આમ કરતા વારે તો જાણીકરીને થોડી અશિષ્ટતા, પ્રાકૃતતા કે અશ્લીલતાનો આશ્રય લઇને કવિ એ વિવેચનને પોતાનાથી દૂર રાખે છે પણ આ પ્રકારની અશ્લીલતા કે અશિષ્ટતા કવિતાવિહોણી જ હોય છે એવુ નથી કેટલીકવાર તો આવી અશ્લીલતાના નિરૂપણ

માટે અસાધારણ વિદગ્ધતાનો ખપ પડે છે. સૌન્દર્યને ઉગારી લેવાને માટે એને ભરખી જનાર કદર્ય કુત્સિત પરિવેશને પણ ઓળખી લેવો પડે. કદીક નકલી સૌન્દર્યનાં જોડકણાં જ આવી કુત્સિતતા શિષ્ટતાનો ચંચળો ઓઢીને, સરજાયે જાય છે. કવિ આ કુત્સિતતાનો કુત્સિતતાથી જ છેદ ઉરાડી દેવા ઇચ્છે છે. જો આ દૃષ્ટિએ જોઇએ તો આખરે તો એ સૌન્દર્યના હિતમાં જ કવિતાને પ્રયોજતો દેખાશે.

હવે રહી વાત હતાશાની. નિર્ભ્રાન્તિ જે પારદર્શકતા સરજી આપે તે કવિને સ્વીકાર્યે જ છૂટકો. પછી નિર્ભીક બનીને એ પારદર્શકતા જે બતાવે તે જેવું જ રહ્યું નિર્ભ્રાન્તિ એ નિર્ભીકને જ પ્રાપ્ત થાય એવું વરદાન છે. જો એને પરિણામે હતાશા આવતી હોય તો એનું મૂલ્ય પણ આપણે માટે ઘણું છે, પણ આપણો કવિ હતાશાને મોંમાં મમળાવ્યા કરે છે. એ અંધકાર, ઘુવડ ને સ્મશાનની વાત કરે છે. એ પણ કલાપીએ વર્ણવેલા સ્મશાનો ઢૂંઢનારા વરવા જોગીઓ પૈકીનો જ છે, એ સૂર્યદ્વેષી છે એવું કહેવાતું સંભળાય છે. કેટલાક મુરબ્બીઓ એવી પણ ભગવાનને પ્રાર્થના કરી રહ્યા છે કે આ અનિષ્ટનું મોજું જલદી શમી જાય તો સારું. પણ કવિતા પ્રત્યેનો આ ઉચિત દૃષ્ટિકોણ નથી. એમાં જેટલી ભીરુતા છે તેટલો વિવેક નથી, જેટલી આત્મતુષ્ટિ છે તેટલી સત્યનિષ્ઠા નથી. કવિ જે રચે છે તે કેવું રચાઇ આવે છે તે તપાસો. એ ગતાનુગતિક ન્યાયે ચાલતો હશે, કોઇ ફેશનોને વશવર્તીને ચાલતો હશે તો એની કવિતા જ એની ચાડી ખાશે. પણ દુર્ભાગ્ય એ છે કે જે નિષ્ઠાથી કવિતા પાસે જવું જોઇએ તે નિષ્ઠાથી આપણે જતા નથી ને દૂર રહ્યા રહ્યા ત્રાહિમામ ત્રાહિમામનો જાપ જપ્યા કરીએ છીએ. ત્રીસી ને એની પછીના દાયકાની કવિતામાં પોપટિયા ઉચ્ચારણવાળી કવિતા નહોતી ?

એ કેમ આપણને એટલી અસહ્ય નથી લાગી ? એમાં સહે એવી ભાવનાચુસ્તતા રહી હતી એ જ કારણે ને ? આ કવિતામાં પણ બધું જ સો ટચનું છે એમ નહીં, પણ એ કંઈક વધુ પ્રામાણિક, નિર્ભીક ને આત્મસંશોધનાત્મક બની છે. એ આત્મસંજ્ઞાને શુદ્ધ રાખવી હોય તો આત્મસંશોધન કવિએ કરવું જ રહ્યું. આજના એક કવિને મુખે જ આ નવી ભૂમિકાના પ્રારંભની વાત સાંભળીએ:

મેં આજે ફરીવાર જોયું
કે એક ને એક વાત રહી રહીને તમારી આંખમાં ડોકાય છે.
તમે ફરી દીવાલોની આરપાર જોઈ રહ્યા છો
તમે ફરીવાર બારણાની તિરાડોમાં તાકી રહ્યા છો
ફરી પાછા
વૃક્ષની અંદર પ્રવેશતી ઊધઈની જેમ
સમયના પાછલાં પગલાં ચીતરી રહ્યા છો,
વર્ષોથી સપાટ થઈ ગયેલ ભૂમિ પર
વિસ્તરતા ઘાસની માફક
તમે ફરી ફેલાવા માંડયા છો
સદીઓ લગી ઢિંજરાયેલ છવોની વેદના
તમારી જરાક ઊઘડેલી આંખોમાં પ્રગટી છે

આદિમાનવની જેમ તમે પહેલો પ્રણયોચ્ચાર કરવા તત્પર થઈ ઊઠયા છો

પયગમ્બરની જેમ પાપનો એકરાર કરતાં તમે ચમકતા નથી,
અને ઈશ્વરની જેમ ફરી ફરી જન્મ લેતાં ધરાતા નથી,
તમારામાં હવે તમે પ્રવેશી રહ્યા છો
થોડો વખત ભલે તમે દૂર રહ્યા પણ હવે તમે નહિ જઈ શકો

( ગુલામ મોહમ્મદ શેખ )

---

આકાશવાણી અમદાવાદ-વડોદરાના સૌજન્યથી

## આટલું સુધારી લેશો

| અંક | પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૪૭ | ૧૧ | ૨ | સ્વગ઼ર્મૃગી | સ્વર્ણમૃગી |
| ૪૯ | ૧૭ | ૨૦ | ૧ાસ્તવાદૂ | વાસ્તવાદ |
| | ૨૪ | ૨૦ | પ્રણ્યોરચાર | પ્રણયોચ્ચાર |
| | ૨૬ | | મોહુમ્મદ | મોહમ્મદ |

કવિલોક ' ત્રૈમાસિક    તંત્રીઓ . જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા    લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન એમ ત્રિપાઠી પ્રા લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) રાજકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

આ અંકમાં

મણિલાલ દેસાઇ
ગજેન્દ્ર શાહ
કમલ વૈદ્ય
સ્નેહરશ્મિ
ઉસ્માન પઠાન
ગવજી પટેલ
'સાહિદ' શિનોરવાળા

•

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ મા છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

ક્વિલોક

૫૦

વર્ષ ૯ : અંક ૨ માર્ચ – એપ્રિલ : ૧૯૬૬

# મણિલાલ દેસાઈ

## ગઝલ

ગાડીની ખટર્‌ખટ્ટ સાથે દોડતી આ સીમ.
વ્હીસલની સાથ આભમાં રેલાઇ જતી સીમ.

અંધારમાં સૂરજને એ ઝંખી રહે સદા,
વ્હેલી સવારે વાડમાં ખંધાઇ જતી સીમ.

તારી નજરમાં ખીલી હતી કાગદી વસંત,
સાચાં ફૂલોથી આંખમાં ભરાઇ જતી સીમ.

રસ્તા ઉપર અજાણી નજર જાય છે મળી,
જાણે કે ફાટી ભોંયથી ચીરાઈ જતી સીમ.

એ વાતની તો કોઈને ક્યાંથી ખબર પડે,
ફરફરતા ઘાસમાં ય તે ઠેલાઇ જતી સીમ.

•

## રાજેન્દ્ર શાહ

---

### ( ચિત્રણા – છવિ )

#### શકુંતલા

થનગન થનગન
રમે ઉપવનમહીં પુષ્પિત યૌવન.
પ્રથમ પ્રહર શેષ
શીતલ આતપ.. છાયા તેજ.. સહિયર સંગ
નાને આલવાલ કરે સલિલસિંચન.
લીલી ડાખળીએ લાગ્યો લહે લાલ કિસલય લય
ઊઘડતી પાંદડીનો ઝીલે પરિચય
પ્રીતિ
હોઠ પર ફરકત ઋજુ રમ્ય ગીતિ.

ઠમે આવે ભીરુ મૃગશિશુ
મુખ પર હજીય તે વણરુઝયો દર્ભતૃણક્ષત,
પ્રિયંગુતેલનો જ્યહીં લુછાયેલ લેપ
બાજુ પર ઘટ મેલી
ઘુંટણને ટેકી દુર્વા પર
કુણા અંકુરના ધી...રે ધી રે ધરે મૃગમુખમાં કવલ
પીઠ પર ફરી રહે મૃદુ મૃદુ એનો વામકર–
કર નહીં કમલનું દલ
કપોલમાં કરી મુસકાન !
અંતરમાં ઉન્મેષ પામતી જનનીનું જાણે
બાળકને નિજ પયપાન.

માલતિકુસુમ વડે શ્યામ ચૂડા કરે અલંકૃત
ચારુ સખી પ્રિયંવદા,
સમ્મુખ આવી કટાક્ષપૂર્ણ લહી
ગાલ પર ભરે મીઠી ચૂંટી.
જૂઠી જૂઠી રીસનો ભ્રૂભંગ – પ્રતિકાર
પખે ઊઘડંત લજ્જાઅરુણાઈ...
તહીં પણ કોવિદાર તણી એક ડાળે
ભીનું વલ્કલ સૂકવે અનુસૂયા
તે –
મૃગયાર્થ વિહરતા ધનુસજ્જ રાજવીને લહે–
અશ્વ છોડી આવે છે જે પર્ણકુટી ભણી
ઉપવનમાંહ્ય
ધીરે પાય–
ઇંગિતથી બેઉનું યે દોરે ત્યહીં ધ્યાન.

પ્રસન્નગભીર આવકાર

વાતે વાતે આશ્રમસેવાને મિષ સરી જાય બેઉ સખીગણ
રહે એક મ્હોરતું લાવણ્ય
લાવણ્ય ઝંખતું જે વિક્રમશીલ વીર્ય
પદ્મદલ સમું સૂર્યસ્પર્શ
યજ્ઞકુંડ જ્વાલા શું સમિધ

નયનનાં દલ ઝીલે નયનઅગન
સૂર્ય બને જલનું વહન:
એકરૂપ ધરા ને ગગન.

નહીં વ્યવધાન
ધરે અમૃતઆધાન ઋષિ-
તપસ્વીની અપ્સરસી કલા
શકુંતલા.

•

## કમલ વૈદ્ય

---

### ગમતું નથી

કંઈ ગમતુ નથી...
ગમાડવાનો પ્રયત્ન પણ
મિથ્યા
ફલરિક્ત.
ભૂલી જે શકાય... તો?
તો તો ભવમુક્તિ
મૃત્યુ:
ક્યારે ય એ માગ્યુ નહીં આવે.

કહ્યું:
'કેવી ધીર
બુદ્ધિશાળી છે તું?'

'હૃદયવિહિન?'
ઉત્તરમાં જલજલ પ્રશ્ન.
અવાક્ બની જાઉં છુ હું.

હૃદય છે ને
છે એની ધડકન
ત્યાં લગી મૃત્યુ નથી
ત્યાં લગી નથી વિસ્મૃતિ
ત્યાં લગી
　　　　કૈં ગમતું નથી.

તું જો આ જાણે
તો
તને ય કૈં ગમે નહીં.
એવું થાય ? પણ
એવું હું જાણી શકું તો—
　　　　કૈં ગમતું નથી પણ-
એ તો ગમે...

હાઇકુ

૧

કિનારે

ઝપડતી મેં
દીઠી હોડી કિનારે
પીંપળો ને હું !

૨

ઊંચી ભીંત

ઊંચી ઘરની
ભીંત એથી તો મન
ખોવાતું મારું.

૩

ઘવાય !

નાજુક તારી
આંગળી ચૂંટે ફૂલ;
ઘવાય નેણુ !

૪

## લડ્યાં !

ઊંઘમાં લડ્યાં
આપણે: જાગી સુણું
ગાતી હું તને !

૫

## માઝમ રાત

માઝમ રાત:
અભ્રવિહોણું આભ:
ચૂંદડી ભીની !

૬

## અટૂલો !

આકાશ ગયું
ભૂંસાઇ: અટૂલો હું
ગિરિખીણમાં !

૭

## જૂનાં ખંડેર

જૂનાં ખંડેર
મથે ઢાંકવા એને
પંખી ને વેલા.

૭

## ઉસ્માન પઠાન

### રૂપનું કણું

ઉડતી નજરમા આવી પડયું રૂપનું કણું !
પાંપણને સ્હેજે અમથું નડયું રૂપનું કણું !

માસુમ હોઠ મૌનમા સમજી ગયા ઘણું,
અંગડાઈઓની આખ બન્યુ રૂપનું કણું !

શબ્દોની ચાદનીમા જરા ડોકિયું થયુ,
ગીતોની આગળીએ અડયુ રૂપનું કણું !

નિર્દોષતામા હાસ્યની પ્યાલી ઢળી ગઇ,
માતાની આખમાથી સર્યું રૂપનું કણું !

કુમાશ જિંદગીની બધે નીતરી ગઇ,
પગરવથી પાદડીના હસ્યું રૂપનુ કણું !

પાલવની એક કોર અડપલું કરી ગઇ,
જોબનની ઓસરીમા વસ્યું રૂપનું કણુ !

રઘવાટ એનો સ્પર્શી ગયો દિલની ધારને,
રાતોને જાગરણમા મળ્યું રૂપનું કણું !



## રાવજી પટેલ

### અંધકાર

આંખ પાથરું ત્યાં ત્યાં ખસ કે
શ્યામ કૌમુદી છલકે પારાવાર...!
એકલો
રહ્યો રહ્યો હું સ્પર્શદેશને યાદ કરું તો
પલભર પાંપણને તટ વ્હેતું આવે વિશ્વ;
તોરિલો સૂર્ય ઝૂલતો ઝાકળના ઘોડા પર બેસી.

દીઠી'તી મેં કેશનદી ત્યાં–
ડૂબકી એમાં મારી એનાં કમળ કોળતાં સુંઘ્યાં'તાં મેં !
એની સરવરતી જલગતિ સરીખો અંધકાર તે આ ?
જ્યાં હમણાં બાળક રડ્યું હતું
જ્યાં હમણાં વાસણ પડ્યું હતું
પણ ઘરગથ્થુ અંધાર અહીં તે ક્યાંથી ?

મારું અહીંયાં ચરણ, હાથ કે આંખ કશું ના
આણે તો અહીં સઘળું મારું સેળભેળ પોતામાં કીધું
સાથળની બે પાંદડીઓ આલી'તી
એ પણ છીનવી લીધી !

મેં આ અંધકારને ચીરીને આગળ
ધપવાની વાત કરી'તી...
યુગયુગથી હું જેને ભૂલતો ભૂલતો
ઓળખતો આવ્યો છું–
એ મિત્ર-સહોદર આ કે ?

તો ક્યાં છે પેલો ?–
જેમાંથી જીવતો માટીનો શોર કાનમાં
અમૃત જેવો અડચો હતો !

આ મલમલસાગર ચોગરદમ
રેશમિયું ઘુઘવે–
એમાંથી હું ભિન્ન થવાની વાત કરું છું ?
જેમાં રહીને સ્પર્શદેશની સફર કરું છું !



## 'ઝાહિદ' શિનોરવાળા

### નવી શાયરી

ક્યારેક ચાંદની જોવા એ ય આવતા !
(ત્યાં) ઝાંખા પડી જતા ખ્યાલો માહતાબના !

જોઈ રહ્યા અરીસા એને જ આમ કે !
પ્રતિબિંબ હોય જાણે પ્યાલા શરાબના !

કેવો ઉદાસ એનો ચ્હેરો થઇ જતો !
જ્યારે જુએ છે કાંટા કોઇ ગુલાબના !

ભરતી નથી છતાં દરિયાના વિચારમાં–
મોજાં કદાચ આવે એના ય ખ્વાબના !

એ મેઘધનુષને ઝીલે છે દુકૂલમાં !
વર્ણન કરું શું એના રંગ્યા રુઆબના !

છે ખ્યાબ એમના કોઇ ભોંયરા મહીં !
તેથી મયૂખ શોધે છે આફતાબના !

છે રેશમી હિનાના આ હસ્ત આપના !
એવું કહે છે કે ફૂલો, ફૂલછાબના !

ખોલી રહી શમા ને આ શાયરી નવી !
એ ફેરવે છે કેવાં પાનાં કિતાબનાં !



# મણિલાલ દેસાઇ

## મૌન : શબ્દ

ગીલોલથી તારા મૌનને ઉરાડી મૂકવા જાઉં છું અને હું નિશાન ચૂકી જાઉં છું. થાય છે–તું જાણે છે કે હું અદેખો છું–તું મારા કરતા મૌનને વધારે ચાહે છે. એટલે જ તો એને હોઠથી અળગું નથી થવા દેતી. મૌનની રેખાને હોઠથી દૂર કરી અક્ષરોમા ફેરવવાની તેં રમત રમી જોઇ છે? તને એવી રમત કદાચ ન પણ ગમે પરંતુ એ રમવા જેવી રમત છે. વિચારો તો તને પણ આવતા હશે; શું એને શૂન્યની જ લિપિ વધુ માફક આવે છે? યાદ છે? હું બોલવા કહેતો ત્યારે તું શબ્દની જેમ હોઠ પણ છુપાવી દેતી. આ છુપાવવાની કળા કદાચ કાળા રંગનો ગુણ છે. એની તળે એ બધું જ છુપાવી દે છે; અને હું તને 'કાળી છોકરી' કહેતો એ તો ખબર છે ને! કાળી રાત સૂર્ય છુપાવી રાખે છે. તે કદાચ મારા પ્રેમના લાવાને છુપાવવાનું સાહસ ખેડ્યુ હોય!

હું બોલાવવા માટે આગ્રહ કરીને થાકું છુ અને તું કંઇ નથી બોલતી–પછી તુ કંઇ આવેશમા આવી એકાએક બોલી પડે છે. એ શબ્દો જાણે કે મારી પાસે પરિચિતતાનું અને સ્નેહનું અસ્તર ચડાવીને આવે છે. શબ્દનો આવો જાદુ તારા મૌનની તાકાત હશે, એવું માનુ તો વાંધો નહીં ને? તારા મૌનની આ એક આગની સિદ્ધિ છે. મને એકલો જૂએ છે અને તરત જ પોતાના બાહુમા જકડી લેવા દોડે છે. આ તેં જ તો એને નવી શીખવ્યુ? તારા હોઠના એક

ખૂણા પરથી એ પતંગીઆની જેમ ઊડે છે અને મારા ઓરડાના અવકાશમાં એક પીળું વર્તુળ બનાવે છે. પાછું એ તો તારા હોઠના વળાંકમાં ઘર બનાવી બેસી જાય છે. પણ પેલો પીળો વર્તુલીઆ અવકાશ વિસ્તરવા માંડે છે. પછી તંગ થઇને તૂટે છે. તૂટતાંની સાથે જ એની પૃષ્ઠભૂમિમાંથી ઘોડાપૂર એકલતા બહાર આવે છે. જાણે મહીનાં પૂર ! એમાં હું ખેંચાઉં છું, તણાઉં છું, ડૂબું છું, પણ બૂમ નથી પાડી શકતો. જ્યાં ડૂબું ડૂબું થઇને તરું છું ત્યાં બાજુમાં એક ઊંડું વમળ છે. એ વમળમાં ઊભી રહીને તું મને બોલાવ બોલાવ કરે છે, આંખ ઢાળીને ! હું અને તું જાણીએ છીએ કે નજરનો એ તાર આપણામાંથી કોઇને બચાવી શકે એમ નથી......

પેલો એકલતાનો સાગર ઘુઘવતો ઘુઘવતો સુકાઈ ને જાણે કે મારા હૃદયની ધરતી જેવો રૂક્ષ થયો છે. જાણે કે મારા ઘરની બારીએ બેસી એક કાગડો કકળાટ કરે છે. જાણે કે મારા ટેબલની તળે બે બિલાડીઓ જીવપર આવી યુદ્ધ કરે છે. જાણે કે વાડામાં ડોક લાંબી કરી કૂતરાં પોક મૂકે છે. આ અવાજો મારી નસેનસમાં સૂતેલા તારા મૌનને બહાર ખેંચી કાઢવા મથે છે. હું બારી-બારણાં બંધ કરી આંખથી હાથ દબાવી આરામખુરસી પર બેસી પડું છું. ધમ્ ધમ્ ધડડ ધમ્ ધમ્ ધમ્ ધડડ ધમ્ એક સરખા અવાજે શરૂ થાય છે. જાણે કે મારા કાનના પરદા પર કોઇ સૈન્ય કૂચ કરી રહ્યું છે. તું હોત તો તારા વિશ્રંભાલાપની લિપિ મારા કાનના પરદા પર ચિતરાતી હોત ! તું કહેતી...' તમે એવું માનો છો કે તમે ખરાબ છો !"

હું એ શબ્દને વળગી પડતો. એ શિખરો વચ્ચે દોડતી દોરડા ગાડીમાં મુસાફરી કરતો હોઉં એવું લાગતું. "કોઈને પૂછી જૂઓ તો ખબર પડે!" તું કહેતી. પણ મારું ધ્યાન એમા નથી. મારા એકાન્ત ઉદાસ મૌનમાથી બચવા માટે આ બે-ચાર શબ્દોને હું મારા રૂમાલને છેડે બાંધી લઉં છું.

તુ બોલેલી તેવા બેચાર શબ્દમિત્રોના ધન પર તો હું આ મોટી મુસાફરીની મદાર બાંધી બેઠો છું. બે ચાર શબ્દોને તો માદળિયામા પૂરી મારા ડાબા હાથે બાંધી રાખ્યા છે, જેથી મારા મૌનની દિવાલો ઓળંગી કોઈ અંદર આવી ન શકે! તારા સ્પર્શના બે ચાર રંગીન કાચ કોઈ તોડી ન શકે!

વાત આગળ ચાલતી નથી. તું બેસી રહે છે. તને એમ કે હું તને પૂછીશ કે 'હું કેવો લાગું છું?' પણ મને મૌનની અભિવ્યકિતમા વધુ વિશ્વાસ છે. અને એથી પણ વધુ શ્રદ્ધા તારા હઠીલા સ્વભાવમા છે! અસ્તુ.

આજે તો વીતેલા દિવસોને ફરી પાછી કુંપળો ફૂટી છે કાલે ફૂલો આવશે...કહે, તારે માટે એક ગજરો બનાવીને મોકલુ?

## ૨૬ ફેબ્રુઆરી ૧૯૬૬નો પ્રશ્ન

જ્યારે તું બારી પાસે ઊભી રહી રસ્તા પરથી પસાર થતી ભીડ જુએ ત્યારે તારા ચહેરાપરના તલનો તણખો કોઈને બાળી ન મૂકે તેનું ધ્યાન રાખજે. કમળના પાન પરના જલ જેવી મારી યાદ કોઈ વાર તારા હૃદય પત્ર પરથી સરી જાય તો તેનો શોક ન કરતી. અહીંના લોકો તો સિનેમાના ફાટેલા પોસ્ટર જેવું

સ્વપ્નનું ફાટેલું ચિત્ર પોતાને ચહેરે ચિટકાડીને ફરે છે; એમાં તારો ચહેરો ભળવા ન દેતી. હુ તો હવે દેહ-અક્ષર કે અર્થ દ્વારા નહીં મળું પરંતુ મારા વિચારોના કરોળિયા તારી આસપાસ જાળું બાંધે તો બાંધવા દેજે.

હવે તું જયાં મને નહીં જુએ ત્યાં હું હોઇશ; કારણ કે હું તો ઓગળતા ધુમ્મસનો બનેલો છું, આકાશના આઠમા રંગમાં ભળેલો છું, તારી હસ્તરેખાના એકાદ વળાંક નીચે છુપાયેલો છું, પીપળાના પાનમાં ખળખળી હસું છું, નદીનાં ચંચળ જળમાં મારી નજરને વહેવડાવું છું. કોઇ દિવસ ટપાલીનો ખોટો ભણકો સંભળાય તો એ મારો પત્ર લાવ્યો હશે. ફોનની ખોટી ઘંટડી વાગે તો મારો ફોન હશે. બારણા પર ભણકારાના ટકોરા પડે તો તે મારા જ હશે. તું કાવરીબાવરી બની કાગળ લેવા, ફોન ઊંચકવા કે બારણું ખોલવા ન દોડતી નહીં તો ભૂતકાળની જાળમાં તું સપડાઇ જઇશ. તું કેમેય નહીં છૂટી શકે, એમાં જ બંધાયેલા રહી તારે કોશેટો રચવો પડશે. એમાં મારા શબ્દોના તાર ન વીંટાળતી, નહીં તો મને ખબર છે તું એને કાપી બહાર નહીં નીકળી શકે. તું ગુંગળાઇશ. બારીના ફરફરતા પરદાને ખીંટીએ ટાંગજે, ઘરમાં ધૂપ સળગાવજે, રેડિયો મોટેથી મૂકજે, ગીત ગાજે, બારી પાસે જઇને ઊભી રહેજે, તારા ચહેરાપરના તલને સાચવીને દાબડીમાં મૂકી દેજે. કમળના પાનપરના જલ જેવી મારી યાદ સરી જાય તો તું એનો શોક ન કરતી. એને શોધવા તારાં આંસુઓને ન મોકલતી, નહીં તો તું જ એમાં વહી જશે; તું જ એમાં ઢળી જશે. એકલતાનો તક્ષક પાછળ પડે તો મારા ભવિષ્યના અંધકારમાં ભરાઈ જજે. જોજે તારા કર્ણમૂલની લાલ ચકમક મારા એ અંધકારને સળગાવી ન મૂકે! તારા દીર્ઘકેશની કાળાશ એને ઝાંખો ન પાડે! તારા મૌનનો

ઝંઝાવાત એને ફૂંકી ન મૂકે! ભૂતકાળનાં જળ તો ખજુરાહોના શિલ્પની જેમ થીજી ગયાં છે; એમાં માછલી બની તું ન વિહરતી, વર્તમાનની આગમાં તું આગીયો બનીને ન પડતી, ભવિષ્યની રાતમાં તારા મનને ઘુવડ બની ઘરની બહાર ન જવા દેતી.

હું તો આ ત્રણે કાળથી પર ગતિહીન લય અને સ્થિતિહીન યતિ બનીને રહીશ, મારી વાસનાના સૂરજની પાછળ ખાડો ખોદી સૂઈ રહીશ, મારા હોડના કંપની સાથે તારા વક્ષપ્રદેશના કંપને ગોઠવીશ, તારા ભાવના આકાશને કિલકિલાટ કરી મૂકીશ, અને ધીમે ધીમે પાછળ જોયા વિના ચાલ્યા કરીશ. આગળના અવકાશમા પાછળના અંધકારની ભાત ઉપસાવીશ, અને અનર્થની ભોંય પર અશોકસ્તંભની જેમ સોખંડનો થઈ ઊભો રહીશ–

કહે, તારી ચાહના સિંહને તું માથે તો નહીં મૂકી જાય ને?

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ)

રૂલ્સ ૧૯૫૬ અન્વયે

## કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશનસ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

૨ પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક

૩ મુદ્રકનું નામ : જયંત પારેખ

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું : કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.

૪ પ્રકાશકનું નામ
રાષ્ટ્રીયતા
સરનામું
} ઉપર મુજબ

૫ તંત્રીનું નામ : જયંત પારેખ, પ્રિયકાન્ત મણિયાર

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું : કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.

૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં } 'કવિલોક' વતી જયંત પારેખ

હું, જયંત પારેખ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૧૫-૩-૬૬ સહી : **જયંત પારેખ**

પ્રકાશક

કવિલોક : ત્રૈમાસિક     તંત્રીઓ · જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ-દેશમાં રૂપિયા ચાર ; વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા     લવાજમ ભરવાનાં સ્થળ

(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી અ‍ા લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી. સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

આ અંકમાં

સુજાતા પ્રિયંવદા
રાજેન્દ્ર શાહ
કમલ વૈદ્ય
ચંદ્રશેખર ઠક્કુર
ઉસ્માન પઠાન
અંબાલાલ પુરાણી
આવરણ ચિત્ર: અમૃત ગોહેલ

•

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી,
૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ મા છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

વર્ષ ૯ : અંક ૩ મે - જૂન : ૧૯૬૬

સુજાતા પ્રિયંવદા

## હું છું એક અગ્નિશિખા

જાણુતી હું
ક્યાં પ્રભવ મારો
હું તો આતામ્ર અગ્નિશિખા
હું તો છું આત્મદાહનકામુકા
જ્યાં સ્પર્શ કરતી
તે પ્રદીપ્ત થનાર
કરતી ત્યાગ તે
જાણે ખર્યો અંગાર !

તૃપ્તિવિહીન
અગ્નિશિખા છું હું !

# દુર્વાદલ

તુચ્છ આ ઐશ્વર્ય
અલ્પાયુ વળી આનંદ
એમાં વ્યાપ્ત જો થાવા ચહે જીવન
થવા દો !

— પ્રત્યેકની વિસ્તીર્ણ જો ગંભીરતા
ધારે ન જીવન
તો જવા દો !

આ પ્રાણમાં
પાદપ થવું જો ના બન્યું
તો તુચ્છ છે, સંવૃદ્ધિ !
જો હું
આ વિપુલ નીહારિકાના
ચંદને ચર્ચિત વિતાને
શુક્તાગ્નિકા પ્રભાતી થઈ શકું તો
એ હશે સિદ્ધિ ચરમ મારી !

ઉદ્યાનમાં અવરુદ્ધ
હું નવ પુષ્પ ભ્રમ લાલિત બનું
તો ખેદ ના કિંચિત્,
ધરાના નિપટ અંતિમ એક છેડે
શ્યામ દુર્વાદલ બનું
ક્રાન્તિકતણો પદસ્પર્શ પામી
ધન્ય તો હું

સ્વપ્નશું એ યે કદાચન હોય તો !
તો યે ભલે,
એ
ક્લાન્ત મારા પ્રાણની
અક્ષય અમર અવ્યય
બને સંપદ !

## ઈર્ષા

સમુદ્રમંથનની સમાપ્તિ...
કાલકૂટ વિષનું પાન કરે છે સદાશિવ.
હા અકસ્માત–
પીતાં પીતાં પાત્રમાંથી એક બિંદુનું ઝરવું
પાવન આ મૃત્તિકા પર !
કંઈક આળસ ને અવહેલાથી
બ્રહ્માએ ન દીધું લેશ ધ્યાન.
સર્જન-નિરત હતા એ તો !
યુગ–યુગ લગી –
સર્જન પર સર્જન કરતા જ રહ્યા
અગણિત જીવોનું !

સમય મળતાં
તીવ્ર કાલકૂટનું એક એ બુંદ
ઉર્વરા આ મૃત્તિકા પર
અંકુરિત થયું 'ઈર્ષા' રૂપે –
લીલુંછમ, મ્હોર્યું ને ફળ્યું પણ !
કહી નથી શકાતું,

ખરેખર, બ્રહ્માની આ સૃષ્ટિ
ફરી ક્યારેય મુક્ત થશે ખરી
'ઈર્ષા'ની
તાતી જલનથી !

પૃથ્વી

તમે પુરુષ
હું પ્રકૃતિ,
તમે સૃષ્ટિ
હું ધરિત્રી,
આપણી યુગ્મ સત્તા હો
આ પૃથ્વી!

તમે ઉચ્છ્વાસ
હું આનંદ,
તમે ક્ષુબ્ધ
હું વિષાદ,
આપણું યુગ્મ સ્પંદન તે
પૃથ્વી !

તમે સત્ય
હું શાશ્વતી,
તમારે ન આદિ
હું અનંત,
આપણો યુગ્મ કાલપ્રવાહ તે
આ પૃથ્વી !

તમે અંકુર
હું સ્પંદન,
તમે રૂપ ને
હું રસ,
આપણી યુગ્મ સૃષ્ટિ જ
આ પૃથ્વી !

તમે શક્તિ
હું પ્રેરણા,
તમે શિવ
હું સાધના,
આપણો યુગ્મ આવેગ
આ પૃથ્વી !

## હું : એક આત્મ-અભિવ્યક્તિ

શાંત રહો !
નિષ્પ્રયોજન છે મારે કાજ કરેલી
તમારી આ સકલ નિષ્ફળ સજાવટ.
ઊભો છું હું
સંસારના આ રંગમંચ પર
સ્થિર
નિર્વિકાર
મૌન,
મારી ચારેકોર
નીહારિકાનું અનંત વલય !
મારી શાખા પ્રશાખાએ

મારે પર્ણે પર્ણે
યુગ-યુગ-સંચિત
કંઈ કેટલાં ધૂલિનાં સ્તર
કેટલું અભિજ્ઞાન
કેટલી ગ્લાનિ
ને ગૌરવ – જીવિતવ્યનું !

એક સુદીર્ઘ
વિયોગાંત નાટકનું દૃશ્ય
હજી હમણાં જ પૂરું થયું છે,
પડદો પડી ગયો છે,
વિમૂઢ દર્શક સહુ પાછાં ફર્યાં છે,
સામેનું પ્રેક્ષાલય શૂન્ય બની ગયું છે,
સજ્જાખંડમાં
શ્રાન્ત ક્લાન્ત કુશીલવગણ !
વાદ્ય હવે બન્યાં સ્વહીન,
આલોકનું થયું નિર્વાપણ,
અંતમાં
ઉદ્‌ઘોષકનો સિંગાધ્વનિ
વહી ગયો નિરંજનાના સ્રોત ભેળો ભળી !

આ ક્ષમા-શુશ્રૂષુ અંધકારમાં
હવે મને ધારણ કરવા દો મારું મૂળ રૂપ.
એ જ પરિપૂર્ણ ફલ,
એ જ પક્ષી,
એ જ જલ,

એ જ સૌરભ,
એ જ છાયા,
એ જ અતીન્દ્રિય સત્તા !
મારાં પ્રાકૃત રક્તની ભીતર
પ્રેયસીની કાયા જેવી
વિકસિત અપરિમેયતા –
પ્રોથિત પ્રાચીન સ્થિર વૃક્ષ છું હું.
ચેતનાની પેલી પાર
મૃદુ, દુર્જ્ઞેય આલોકને
એકાંતે
નિર્જને
મ્હોરવા દો મને
એ કરુણાઘન બુદ્ધની
મધુર સ્મિતિ સમ.

( મૂળ ઉડિયાના લેખકાએ જ કરેલા હિન્દી અનુવાદને આધારે )

•

## રાજેન્દ્ર શાહ

---

### દાડમડી

હમિંગબર્ડના ફૂલ જેવો સવારનો તડકો
તગતો
ઝગતો
તારા ઘરના વાડાની મેંદીની ભરેલી વાડ પર
ઊંચી પાનીએ તું હેળાવતી હતી ભીનું વસ્ત્ર
પાતળા દેહના મેરુદંડનો મરોડ!
તું ય તે જાણે
કિમ નવકોળિયો છોડ!

કાળા કેશના ઢીલા અંબોડા પર સોહાય
દાડમડીનું ફૂલ
કેસરને અણસાર
ભ્રમરને દેતું નિમંત્રણ
પલકમાં પલટાય ઋતુ!
ફૂલ બની જાય ફલ!
તારી એક ઘુમરી ને
રતુમડા ઉઘાડમાં જોઈ કળી કળી

હતું મને
દૂરથી તો પમાય સુગંધ પણ
હોઠને સંકોચને મેં આઘેથી યે
આસવનો લીધો મધુ સ્વાદ.

ઘરમાંથી કોઈ
　　ત્યાં
　　　　　ટહુકે તારું નામ...
　　　　　　　　　　　　લાગ્યું રૂડું
નહીં તો મેલાત કેમ મીઠાશનો લોભ ?

ઘડીની ડાળીએ ઝૂલી જાય દિનરાત્રિ
　　　　　　　　　　મારાં તરસ ને તોષ.

## ગાળીમાં

સાવ પાસે આવી ઊભેલા એ પ્હાડની ગાળીમાં
　　　　સૂસવાટા મારે છે પવન.
ઊંચી ભેખડની અધવચ ઊગેલા આ પીપળાનાં પાન
　　　　જાણે મગન મગન.

પીપળાનાં પાનની પિપૂડી બજવતો
એક દિ હું
વનખેતરમાં રમતો વાવંટોળની જેમ.
તારા ઉલ્લાસનો કેટલો તો કેફ !
જાણું નહીં પ્રેમ.

કેડી દૂર લઈ જાય,
કેડી કને પણ લાવે.

આ જ ગાળી
જતાં મેં ન જોઈ–
નહીં તરુ

ઊડતા સૂડાનો નહીં સૂર
નહીં તડકો
ન છાંય
આવચીબાવચીનાં આ લાલપીળી માંજરશાં
ફૂલની ન યાદ છે સોડમ;
ભારે મારા પગને ન ભાન.

પણ...
ખ્હોળો દેખાય ઉઘાડ:
તહીં રેવાનાં છે વ્હેણ.
ઓલી મેર
આ બાજુ મંડાયલાં બે નેણ.

પગ મારા નહીં કરે કામ.

હું ય જાણું
પીપળાનું પાન
પાવો
વિહોલ પવન.



## કમલ વૈદ્ય

---

### તારું નામ

અળગી ન કરું મારી મોંઘેરી મિરાત.
વસને વીંટેલ મણિ,
કોઇની યે નજર ન જાય એની ભણી;
સંગોપને રાખું નિત્ય કને
પ્રાણમને
દિનરાત.

ગાન તારાં ગાઉં, હોઠ ખોલું:
નામ તારું પણ નહીં બોલું.

રટણાએ રહે અવિરામ:
ગુંજનધ્વનિથી, જોઉં, ગોરંભાયું વિપુલ ગગન.
નિર્મલ નીલિમા..
લહું કમનીય રૂપ તવ મોહન વદન.
વાજે વેણુઃ
સંકર્ષણે
ખીલે બાંધ્યું રહે નહીં ઘરનું ગોધન,
ઝીલે મધુર મૂર્છના
સૂમસામ.

કાળજીથી વીંટી
રાખ્યું માંઘલી મંજૂષામહીં જેને

મેં જતને
ચોગમથી વીંટળાય મને !

બોલું નહીં નામ
જાણું નહીં જાગરિત, સ્વપ્ને વા !
બોલું નહીં એ જ
મારા કાનમહીં બોલે કોઈ
બોલે આઠે યામ.

•

## 'તબીબ'

### સફર

સફર કરવાનો સાચો શોખ જ્યારે ઉદ્ભવે દિલમા
તો ખુદ રસ્તાઓ આગળ જઇ ભળી જાયે છે મંઝિલમા
હવે બાકી રહ્યુ છે શું કે એની વ્હેંચણી કરને,
હવે શું ભાગ લેવાને તમે આવ્યા છો મુશ્કીલમા ?

મને ખંજરની તેજસ્વિતા ગભરાવી નથી શકતી,
કે હું જોયા કરું છું જે ચમક છે મારા કાતિલમા;
તમારી સાથમાં એકાંતમાં ઘડીઓ વિતાવી'તી
હવે એની સજા રૂપે સનું લાગે છે મહેફિલમા.

જીવનભરના બધા તોફાન મૃત્યુ શાંત કરવાનું;
કે અંતે બળ સમંદરનુ બધું ઠલવાયું શાહીલમા.
'તબીબ' હમણાંથી શું બેસી ગયા, ચાલો, બઢો આગળ,
નથી એ માર્ગમા જે છાંયડો મળવાનો મંઝિલમા.

( શ્રી ચંદ્રશેખર ઠક્કુરના નજીકમા પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'દર્દ'માંથી )

## ઉસ્માન પઠાન

---

### પરોઢ

ઝાકળનાં બીજ વાયરામાં વાવતું પરોઢ.
રાત્રિના અંધકારને મમળાવતું પરોઢ.
વૃક્ષોની તાજગીમાં ઊગ્યું કૂંપળો બની,
પુષ્પોને પ્રેમ–અશ્રુથી નવડાવતું પરોઢ.
સંધ્યાના સંસ્મરણને ઉતારી ઉષા મહીં,
તમરાંને ઢબૂરીને સુવડાવતું પરોઢ.
મરકી ઉઠે છે મુખડું સિતારાઓ જોઈને,
અવકાશની વિશાળતાને ધાવતું પરોઢ.
સાગરના અલખ ઉપર છે આફરીન એ,
ધરતીને પાલખીમાં પધરાવતું પરોઢ.
પંખીનાં ગાન ઉરના ઉતારે ઉતારતું,
રંગોના જામ, જામ પર છલકાવતું પરોઢ.
શેરીનાં અંગ કેરું ઉપરણું બની ગયું;
ખેતરના ખૂણે-ખૂણાને મ્હેકાવતું પરોઢ.

•

# અંબાલાલ પુરાણી

---

## ઊડીને ઑસ્ટ્રેલિયા

(A flight to Australia by C Day Lewis)

કવિતાનો વિષય આ પ્રમાણે છે

પરાર અને મેકિન્ટોશ, બે વિમાનના પાયલટ પહેલુ વિશ્વયુધ્ધ પૂરું થયા પછી લશ્કરમાંથી છૂટા થયા. એમણે ઓસ્ટ્રેલિયા પાછા જવા માટે એક જૂના, ગુજરીને લાયક, ખખડધજ વિમાનનો ઉપયોગ કરવાનુ વિચાર્યું—'વિચાર્યું' શબ્દ બરાબર નથી, જીવનુ જોખમ વહોરનારું સાહસ નોતર્યું જાન્યુઆરી ૮ – ૧૯૨૦

આખરે અકસ્માતો, બાધાઓ અને મુશ્કેલીઓની એક આખી હારમાળામા થઈને બન્ને જણા ઓસ્ટ્રેલિયા સલામત પહોચ્યા એમ તો અકસ્માત માટેની બધી સાવચેતી લઈને અને બચવાના ઉપાયો યોજીને વેગની શરતમા જીતવા માટે ઘણા વિમાનીઓ સાહસ ખેડે છે પણ આ બે જણાએ તો વિમાન કચરાપટ્ટી હતુ તે જાણવા છતા કેવળ સાહસ ખેડવાને ખાતર ઈંગ્લેન્ડથી ઓસ્ટ્રેલિયા સુધી ઊડવાનો સંકલ્પ કર્યો

આ કવિતામા કવિ આપણને એ વસ્તુ બતાવે છે કે છેવટે બન્નેને એમના યાત્રાધામે પહોચાડનાર ખખડી ગયેલું એરોપ્લેનનું યંત્ર નહિ પણ એ બે વિમાનીઓનો અટલ સંકલ્પ હતો. એક યંત્રથી પણ સફળ કાર્ય માટે કેવળ સ્થૂલ જડ વસ્તુઓ નહિ પરંતુ માનવચેતનાના સૂક્ષ્મ કાર્યો કેવી રીતે જવાબદાર હોઇ શકે છે તેનું રસાન્વિત નિદર્શન આપણને

આ કવિતામાં મળે છે. માનવ આત્માની સાહસિકતા અને હિંમત યંત્રના પરિચાલનમાં કેવું કાર્ય કરે છે તે કવિ આપણને બતાવે છે.

[ ૮ જાન્યુઆરી ૧૯૨૦ને દિવસે પરાર અને મેકિન્ટોશ બે પાયલટો ઈંગ્લેન્ડને છેલ્લી સલામ કરીને ઊપડયા–પેરિસ, લિયોન્સ થઇને આલ્પ્સ ઉપર થઈને ઈટલિ, એથેન્સ થઈને ક્રિટ્સ પહોંચ્યા. કેરો પહોંચતાં ૪૪ દિવસ થયા. ત્યાંથી બગદાદ જતાં રસ્તામાં નેજદ આગળ રણમાં ફરજિયાત ઊતરવું પડયું. સવારે આરબ લૂંટારાઓ સાથે લડાઇ થઇ. અંતે પ્લેન ઉપાડીને બગદાદ પહોંચ્યા. ત્યાં પ્રોપેલર નવું મૂકયું. ત્યાંથી બલુચિસ્તાન, કરાંચી તથા ઈરાવદી; મુલમૈન જતાં રસ્તામાં વિમાન તૂટી પડયું, ત્યાંથી ટીમોર અને કુલકર્ન પહોંચ્યા.]

વિમાન સચેતન બને છે:

'A hundred miles without pressure they flew, the engine fighting for breath, and its heart nearly burst before they dropped to land.'

'એકસો માઇલ એન્જિનના દબાણ વગર જ બન્ને જણા ઊડયા. આખો વખત એમનું એન્જિન શ્વાસ લેવા માટે પછાડા મારતું હતું, અને બન્ને જયારે જમીન પર ઊતર્યાં ત્યારે એન્જિનના હૃદયના લગભગ ટુકડા થઇ ગયા.'

પહેલી નજરે કવિ એક યંત્રને સજીવ બનાવે એ વસ્તુ આપણને કલ્પનાના વિહાર જેવી લાગે છે, પરંતુ સૂક્ષ્મદષ્ટિથી

જોતા જણાશે છે કે બહારથી અચેતન લાગતા પદાર્થોની પાછળ ચેતના રહેલી હોય છે. હકીકતમા, ચૈતન્ય સર્વવ્યાપી છે તેનું અહીં કવિ દર્શન કરે છે. જડ તત્ત્વ અચેતન દેખાય છે પરંતુ ખરી રીતે તે અચેતન નથી હોતુ કદાચ એવો સમય આવે પણ ખરો જ્યારે ભૌતિક વિદ્યા પોતે જડની પાછળ રહેલા ચેતનનો સ્વીકાર કરે માનવની શકિતઓ જુએ અને જાણે તે પહેલા કવિ પોતાની દષ્ટિ વડે એ આગામી સત્યને જુએ છે

આપણી સંસ્કૃતિમા તો અન્ન બ્રહ્મ–જડતત્ત્વ બ્રહ્મ–અનંત ચેતના–પોતે છે એવો સ્વીકાર ઉપનિષદ જેટલો પ્રાચીન છે

બન્ને વિમાનીઓ આ જોખમી સાહસમા શારીરિક ચેતનાની મર્યાદાઓથી મુકત થઈ ગયા તેનુ વર્ણન કવિ કરે છે

'For their spirit reached forward and took *control while their fingers froze.'*

'એમના આગળા ઠંડીથી ઠરી ગયા ત્યારે અત્યાર સુધી પડદા પાછળ રહેલો તેમનો આત્મા એમની પ્રકૃતિમા આગળ આવ્યો અને એણે વિમાનના ચક્રો–સંચાલક ચક્રો–કબજે લીધો'

કવિ સાચુ કહે છે આત્મા દેહ કરતા કયાયે વધાર સમર્થ છે, નાડીયંત્ર કરતા બળવાન છે. આવા સાહસોમા જીતે છે આત્મા,–કેવળ શરીર બળ નહિ, યંત્ર પણ નહિ એ યંત્ર કેવુ હતુ ?–

'For their plane was a laugh
A patch, brittle as match stick,
A bubble, a lift for a ghost

Bolts always working loose of
Propeller, cylinder, bearer
Instruments faulty: filter magnets,
each strut unsound.'

'એમનું વિમાન તો એક હસવાની વસ્તુ હતું–ગુજરીને લાયક, દિવાસળી જેવું ભંગુર, ખરડ, માણસને માટે નહિ, કોઈ ભૂતપ્રેતને મુસાફરી કરવાને લાયક હતું. એના પંખાના બોલ્ટ વારેવારે ઢીલા પડી જતા, સિલિન્ડર, બેરર, બધાં યંત્રો ખોટકાયલાં હતાં. ફિલ્ટર,: મેગ્નેટ્-દરેક ભાગ નકામો હતો.'

આમ બહારથી જોઈએ તો યંત્ર નકામું છે, ભંગારને લાયક છે. યંત્રના ભાગોનાં નામ આપીને કવિ તેમની ખાતરી બતાવે છે અને તેથી આપણા મનની ખાતરી થાય છે તથા એ બધું છતાં યંત્ર કાર્ય કરે છે તે વિષે રહસ્યની લાગણી વધારે પ્રબળ બને છે. આવું કચરાપટ્ટી જેવું વિમાન લઈને આ બે જણા લંડનથી ઓસ્ટ્રેલિયા, સાત હજાર માઈલ શી રીતે પહોંચ્યા?

વિમાનીઓના આત્મબળે યંત્રને પોતાની શક્તિ આપી અને યંત્રનાં જડ અંગોએ પણ, પોતે જાણે સચેતન હોય તેમ વિમાનીઓને સાથ આપ્યો. એ બન્ને કાર્યોને પરિણામે એમને સાહસમાં સફળતા મળી. અર્થાત્, બધી જાતની યાંત્રિક અપૂર્ણતાઓ છતાં વિમાનીઓના સંકલ્પને એ યંત્ર પાર પાડી શક્યું. આગળની મુસાફરીનું વર્ણન કરતાં કવિ કહે છે:–

'Little our graph can show,
The line they trace through space
of the hearts passionate patience'

'એ બે વિમાનીઓએ આકાશમા જે માર્ગની રેખા દોરી તેનો ખ્યાલ ગ્રાફથી નહિ આવી શકે ખરી તો એમના હૃદયની આવેશભરી ધીરજની રેખા હતી '

વિમાનીઓની શારીરિક સ્થિતિ વર્ણવતા કવિ કહે છે

"How soft weight of sleep piled on their
sense deep
And how they dug themselves out often
How the plane was a weight that hung,
And swing on their aching nerve, how din
drilled through the skull
And sight sickened so slow earth feltered
past below '

'એ વિમાનીઓની ઇન્દ્રિયો ઉપર નિદ્રાના બરફના જેવા થરના થર ખડકાવા લાગ્યા અને વારેવારે એ થરોને ખોદીને એમની ચેતના બહાર આવવા લાગી અને વિમાન જાણે એમની કડાતી નાડીઓને છેડે લટકતુ, ગોળ ગોળ ફરતુ વજન બની ગયુ એમની ખોપરીમા સારડીની પેઠે વિમાનનો અવાજ સારવા લાગ્યો અને તેઓની શક્તિ થાકીને મદ પડી ગઇ નીચે પૃથ્વી કેટલી ધીમે ધીમે પસાર થતી હતી''

નિદ્રાની જાડય શક્તિ દર્શાવવા માટે બરફના થરના થરની ઉપમા અને એમાંથી બહાર આવવા માટેના પ્રયત્નોની બરફના થર ખોદવાની સાથેની સરખામણી ખુબ અસરકારક છે-અને કવિએ એ ઉપમા સહજજ્ઞાનના ઝબકારા વડે મેળવેલી લાગે છે. અને વિમાનનું આખું વજન એમનું નાડીયંત્ર ઝીલતું હતું !

અને છતાં:-

"Yet never failed never, heart clung
To height, and the brain kept its course
and the head its skill."

"વિમાનીઓનાં મન એક ક્ષણ માટે પણ નિરાશ કે હતાશ થયાં નહિ. વિમાન ગમે ત્યાં જતું હોય, પરંતુ એમનું અંતર ઊંચાઇએ વળગી રહ્યું અને મગજની ગતિરેખા સલામત હતી. એમના હાથે હોંશિયારી બરાબર જાળવી રાખી."

આપણે આગળ જોઇ ગયા કે વિમાન તો વિમાનીઓના નાડીયંત્રને છેડે લટકીને ચક્કર ચક્કર ફરતું વજન માત્ર બની ગયું છે. હવે વિમાનને ઊડવાનું હતું તે શેના ઉપર ? વિમાનીઓના અંતરના બળ ઉપર. અને એ હૃદયરૂપી એન્જિન જરા પણ હળવું પડ્યું નથી, હતાશ થયું નથી, એ તો આકાશની ઊંચાઈને બરાબર વળગી રહે છે. વિમાનનું અવ્યવસ્થિત યંત્ર હૃદયને જોરે ઊંચાઇએ લટકી રહે છે અને એના જ બળ વડે આગળ ધપે છે.

કવિ આપણને કહે છે કે વિમાન નહિ પરંતુ વિમાની-ઓની અંતરની શક્તિ, એમનું ધૈર્ય આગળ ધપતું વિમાનને આગળ લઇ જાય છે.

પરંતુ બધો વખત વિમાનયંત્ર વિમાનીઓની સંકલ્પશક્તિ પ્રમાણે વર્તતુ હતું એમ નથી.

'Wrecked was the under carriage
Radiator cracked, in pieces,
Compass cracked, fallen all to confusion."

"અન્ડર કેરેજ તૂટી ગયુ, રેડીએટર ભાગીને ભૂકકો થઇ ગયુ, કોમ્પાસના કકડા થઈ ગયા બધું જ અવ્યવસ્થિત થઇ ગયુ"

આવી વિષમ પરિસ્થિતિમા સામાન્ય વિમાની હતાશ થઈ જાય એમા નવાઇ નથી. પરતુ કવિ કહે છે કે—

Their winged hope was a heap of scrap
But unsplittered their courage."

"પાખાળી આશા જેવું એ વિમાન તૂટીને રોટલો થઇ ગયુ પરંતુ એમની હિંમત અણિશુદ્ધ–તડ વગરની જળવાઈ રહી."

એ હિંમતને લઇને બન્ને જણા ઓસ્ટ્રેલિયા પહોચે છે. ખરું જોતા, યંત્ર અને માનવચેતનાનો જડ તત્ત્વના ઉપર વિજય દર્શાવે છે. પોતાની ઈચ્છા અથવા સકલ્પનો પોતાની સતત દેખરેખ વગર, અલગ કરવા માટે શોધી કાઢેલી યોજના એ જ યંત્ર છે.

આ કાવ્ય આધુનિક કવિતાનો અને તેના વલણનો, એક ઉત્તમ નમૂનો છે.



સ્વ. મણિલાલ દેસાઇ સ્મૃતિઅંક

---

કવિલોક ૫૨

કવિલોક · દ્વૈમાસિક    તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા    લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ (૪) શિવકુમાર જોષી.
સુદર્શન એન્ડ કંપની, ૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧ (૫) મનહરભાઇ શાહ, વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી,
શામસદન, ૧ માળે, ૧ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭

આ અંકમાં

મણિલાલ દેસાઇ
આદિલ મન્સૂરી
નલિન રાવળ

•

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

પર

વર્ષ ૯ : અંક ૪ જુલાઇ–ઑગસ્ટ : ૧૯૬૬

## આભ

આભને નહીં હોય રે આભની માયા
નહીં તો એ વેરાન કે વને, આવળબાવળ ઝાડ કે જને
ડોળતું નહીં રે'ય રે એની સોનલવરણી છાયા–

વાદળી જરાક ઝૂકતી જરાક ઝરતી કવચિત્ નાવ લઈને નિજની
રે'તી ક્ષિતિજતીરે ફરતી દિવસરાત;
ક્યારેક ખાલીખમ ને ક્યારેક ભરતું ચોગરદમ, બીડેલા રીસમાં
રાધાશ્યામના જેવા હોઠ તો જાણે માંડે ઝાઝી વાત;
ક્યાંક સમાવે પાંખમાં પવન, ક્યાંક પવનને પાંખમાં ભરી
આવતું તરી દૂરથી મૂકી દૂર રે એની કાયા–

ઊતરે જોઇ જલ ને રહે ઝૂકતું જોઈ થલ, જરામાં લાગતાં ઝોકો
વેરાઇ જતું માનવી મનેમન;
નમતે પ્હોરે તળાવપાળે કૂવાથાળે ઊતરી બેસે ચકલાંટોળું
લાગતું ત્યારે નભને જાણે ભીંજતું એનું તન;
કોઇ વેળા વન ઝૂકતાં, ઝાડવાં તૂટતાં, બાગમાં છૂટતા ફૂલફુવારા
એની સાત સમુંદર તરતી રે'તી છાયા–

## રાતવન

રાતા પીળા ઝાડ તળેથી દોડે કાળી વાટ
આગળી વેઢા ગણવા બેઠી વનમા ઢાળી ખાટ,

હવા આવતી દડબડ દેતી પગલુ પીપળપાન
રાતરાણીની વાસ હવાને સૂંઘે માડી કાન

એક એકુથી બમણા ઊંચા આભે પૂગ્યા તાડ,
તગડાઈને ક્ષિતિજ તૂટી સિંહે પાડી ત્રાડ

સુકાયેલા પાન તળેથી જાણે નાગણ સરે,
અધારામા ઝાખા ઝાખા ભયના ઓળા ફરે

ચગાક દઈ ઊડનારુ ઘૂવડ નભનુ અન્તર ચીર,
ગત ઊતરતી ધીરે ધીરે ધીરે ધીર ધીરે

કીડી એકકેક અધારાના કણને દરમા લાવે,
બાવળથી ડોસીની ડાકણ પાછી ઘરમા આવે

હરણફાળે આવી મરડ્યો વાઘણ કેરો કાન
એક ધડાકે સઘળી ઊડ્યુ આખુ ઊભુ ગન

દરિયામા સોનાનુ ઈંડુ ચકલાચાચે તૂટે
આમલીએ ભૂતે બાધેલી ગત બિચારી છૂટે

o

લુવ્રનાં ખંડિયેરોમાં
આજ તો ઊભો છે ગાંડો થઈ
લિયોનાર્દો દ વિન્ચિ
અને સામે ભંગારમાં હસી રહી છે મોના લિઝા.

આજુબાજુમાં પડ્યા છે
તૂટેલી પીંછી અને રંગકટોરીના
અવશેષો.

સ્થિર હોઠોની વચ્ચેની રેખા
ફફડી રહી છે.

ને

ને એમાંનો કટાક્ષ...
રે એ કટાક્ષે જ તો વિન્ચિને ગાંડો બનાવ્યો છે.

'કયા પાપ માટે, લિઝા, કયા ગુના માટે,
કઈ ક્રૂર ક્ષણોમાં
આ હાથે તારા હોઠ પર વેદનાનો પથરો મૂક્યો.
અને તે ય
ઉલ્લાસનો આકાર આપીને
કઈ ક્ષણે, મોના, કઈ ક્ષણે?'

ને આખું ય લુવ્ર હસી પડ્યું.
પાગલ... પાગલ... પાગલ...

## બોલ વાલમના

ઊંબરે ઊભી સાંભળું રે બોલ વાલમના
ઘરમા સૂતી સાંભળું રે બોલ વાલમના.

ગામને પાદર ઘૂઘરા વાગે,
ઊંઘમાથી મારા સપના જાગે,
સપના રે બોલ વાલમના
ઊંબરે ઊભી સાંભળું રે બોલ વાલમના.

કાલ તો હવે વડલાડાળે ઝૂલશું લોલ,
કાલ તો હવે મોરલા સાથે કૂદશું લોલ,
ઝૂલતા ઝોકો લાગશે મને
કૂદતા કાંટો વાગશે મને
વાગશે રે બોલ વાલમના
ઘરમા સૂતી સાંભળું રે બોલ વાલમના.

આજની જુદાઇ ગોફણ ઘાલી વીંઝશું લોલ,
વાડને વેલે વાલોળપાપડી વીણશું લોલ,
વીંઝતા પવન અડશે મને,
વીણતા ગવન નડશે મને,
નડશે રે બોલ વાલમના.
ઊંબરે ઊભી સાંભળું રે બોલ વાલમના.
ઘરમા સૂતી સાંભળું રે બોલ વાલમના.

## રાત

દિવસભર વન મહીં આમલીડાળ પર
વન્ય વાગોળની સાથ ઝૂલી,
રાત પડતાં જ એ આંખ ખૂલી.
સીમશિયાળની પોકપોકે ધસી આવતી
ગામમાં.
સાપના દર થકી કાંચળીમાં પૂરી અંગ
નીકળી પડી રાનમાં.
પાણીનું પોત ધીમે ધીમે સળવળે,
આભ પછડાયું એને ય તે કળ વળે,
સોનચંપાને સાહી કરે
પવન ડગલાં ભરે,
ધૂણીથી વાસ મરચાંની આવી ભળે.
રાત–
ચિત્તાતણા ચામડાથી મઢી!
ચોરની વાડ કૂદી અને ગામમાં આવતી
બારણાં બંધ ખખડાવતી.

## રાત

ઝીણા ઝીણા રવથી પાદર રાત હવે તો રણકે,
સોહીસૂતેલો સિંહ હવે તો ડણકે!
ઘરમાં ઊગ્યા પ્હાડ,
પ્હાડની ટોચે પથ્થર,
કાળા પથ્થર રાત થઈને ગબડે.
સૂરજમુખી દશે દિશામાં સૂરજ શોધે–

તરતો,
બૂડતો,
તૂટતો,
મોટે બૂમ પાડતો સૂરજ ગબડે ઘોવે.
ચીસે પૈડાં ખચ ખચ
મૂગાં ઢોર ઝૂંસરી ખેંચે
ગાડુ ઠણુ ઠણુ કણુકે.
રાત, લય થઈ હાલરડામા ફરતી;
રાત, સાપણુ થઇને સરતી;
રાત, પશુ બની વાગોળે;
રાત, ફરતી માળા મણુકે–
ઝીણુા ઝીણા રવથી પાદર રાત હવે તો રણુકે!

## ધુમ્મમિયા સવાર

ખીલ્યા ખીલ્યા પારિજાતની તળે;
હવે સવાર (અ)ા ભીનું ભીનું ગળે.

ધુમ્મસ શાં આછાં દગથી હું જોઉં,
અને થતું: ધુમ્મસમાં મુજને ખોઉં.

હવે હોઠ આ ધુમ્મસ, ગાલ (અ)ા ધુમ્મસ,
ધુમ્મસ ધુમ્મસ નાક – કાન આ ધુમ્મસ;

ધુમ્મસ વચ્ચે પારિજાતની સુવાસ ધુમ્મસ,
નભની તો શી વાત કરું જ્યાં હવા ય ધુમ્મસ.

પારિજાતની લઇ કેસરી દાંડી,
કિરણોએ ઘરઘરની ક્રીડા માંડી.

ખીલ્યા ખીલ્યા પારિજાતની તળે,
હવે સવાર (આ)ા ભીનું ભીનું ગળે.

## બાજુઓ

હોવાની આસપાસ ઊભી થાય બાજુઓ.
અંધારે ઓગળે ને પીગળે તે બાજુઓ.

મારી ઉદાસીનો તો મને અર્થ આટલો,
ચારે તરફ સૂરજ વગર વીંટાતી બાજુઓ.

ઘર ઊંબરો શેરી કે નગર દેશથી યે બહાર,
જ્યાં જ્યાં ઊભા રહો ત્યાં ઊભી થાય બાજુઓ.

આકાશ ને જમીન તો જુદાં યુગોથી છે,
ભ્રમ છે ક્ષિતિજ, એક હકીકત છે બાજુઓ.

રેતીનો ઓઘ ઊછળે દરિયાનું પાણી શાંત,
તરડાય કિનારો ને તૂટી જાય બાજુઓ.

ઝાંખી પડેલી જિંદગી ચશ્માં થકી જુએ–
વૃદ્ધાની આંખમાં યે શું ગૂંચવાય બાજુઓ.

ક્યારે છૂટો પડયો મને એની ખબર નથી,
ચોમેર ઝૂલી રે'ય છે એકાકી બાજુઓ.

## રસ્તો

વળાંકે વળાંકે વળી જાય રસ્તો,
અને ઢાળ પરથી ઢળી જાય રસ્તો.

કિનારાનાં વૃક્ષોથી વૃક્ષાય રસ્તો,
અને પથ્થરોથી તો રસ્તાય રસ્તો.

જતાં આવતાં લોકને પ્રશ્ન પૂછી,
પડી એકલો રોજ પસ્તાય રસ્તો.

અમે તો હતા સાવ અણજાણ જગથી,
ઘરે આવીને સૌ કહી જાય રસ્તો.

દિવસભર ગબડતો, ગબડતો, ગબડતો,
પડ્યો રાત ઊભો રહી જાય રસ્તો.

પગરખાંમાં એ રાત ઊંઘ્યા કરે છે,
સવારે ઊઠીને સરી જાય રસ્તો.

## જંગલો

વસ્તીની આસપાસ ઊગી જાય જંગલો,
મારા પ્રવાસમા યે ભળી જાય જંગલો.

તારા એ પ્રેમને હવે કેવી રીતે ભૂલું?
કાપું છું એક વૃક્ષ, ઊગી જાય જંગલો.

એ તું નથી તો થાય, અહીં કોઈ પણ નથી,
તુજ નામ આસપાસ ઊગી જાય જંગલો.

સૂકું જો ખરે પાન તો એની ખબર પડે,
વ્હેલી સવારે ઘરમાં ફરી જાય જંગલો.

લીલો અવાજ મોરનો હજુ યે ઉદાસ છે–
એ સાંભળીને રોજ તૂટી જાય જંગલો.

ચાવું છું ભાન ભૂલી તણખલું હું ઘાસનું,
ને મારે રોમ રોમ ઊગી જાય જંગલો.

લીલાં ને સુકાં પાન ખરે છે ઉદાસીનાં
ને શૂન્યતાના ઘરમાં ઊગી જંગલો.

•

હું જે બોલું છું
તે તું સાંભળી શકતી નથી.
ફેફસાંમાં ને શ્વાસનળીમાં
ઘેરાઈ ઘૂંટાઈ ગયેલી હવાને
  હોઠ શબ્દોનો આકાર આપી બહાર ફેંકે છે.
પણ એ શબ્દો તો બોદા
(દબાય, તરડાય, કચડાય)
દબાઈ, તરડાઈ, કચરાઇ
  હવામાં વેરાઈ જાય છે,
અને હું (નિર્વીર્ય શબ્દોનો જનક)
લાજી મરું છું–
  નથી બોલી શકતો,
  નથી સાંભળી શકતો.
ત્યારે

હવામાં તરતા...આગળતા
  પેલી શબ્દકચ્ચરોને ભેગી કરી
હું મને સાંભળવા પ્રયત્ન કરું છું
  પણ
મારા એકાન્તમાં
  તારી આંખોનો ભારી અવકાશ
ઊતરે છે.
અને
મારો ટોટો કોઇ પીસી નાખે છે.

•

બારીમાંથી ડોકાવતા નાળિયેરીના વૃક્ષે
બેચાર રંગ બદલ્યા
અને હવે કાળું બની અંધારામાં ઓગળી ગયું.
અને હું
ડૂબી ગયેલા સૂરજના કિરણની
એક સળી લઈ
અંધારાના પટ પર એને ચીતરું છું.

•

સમય
એ સડક પર પડેલા પથ્થર પર ચોંટેલી ધૂળ નથી,
કદાચ તડકો હશે.
સમય
એ વૃદ્ધનાં હાડકાંમાં જામી ગયેલું જાડ્ય નથી,
કદાચ મૌન હશે.

સમય
એ હંમેશાં ચાલતાદોડતા રથનું પૈડું નથી,
કદાચ અશ્વ હશે.
સમય
એ સૂરજને કે ચંદ્રને ડુબાવવાની ભરતી નથી,
કદાચ દરિયો હશે.
સમય
એ અવાવરુ કૂવાનાં લીલઝુલાવતાં પાણી પર
સૂતેલું અંધારું નથી,
કદાચ કૂવો હશે.



કબરથી હું જીવતો થઈ નીકળું
ફૂલો કોઇ શાને મૂકી જાય છે ?

હું મળવાને આવું જરૂર ત્યાં સુધી
પણ રસ્તામાં જંગલ ઊગી જાય છે.

નિહાળું તને જ્યારે નજદીકથી
તો સહરામાં સૂરજ ઊગી જાય છે.

ઊગે છે જો અંધારું પૃથ્વી ઉપર
તો લાગે છે મોસમ ફરી જાય છે.

## રાતનાં ફૂલ

રાતનાં તે ફૂલ અમે જોયાં રે વાલમા,
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા.

એ રે ફૂલડાએ અમે મોહ્યા રે વાલમા,
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા.
ફૂલડા લાવે તો તને ગાંડી થૈ સૂંઘું,
સૂંઘું સૂંઘું ને તને હૈયામાં ગૂંથું.
ગૂંથી ગૂંથીને થાઉં ગાડી રે વાલમા,
લાવી દે રાતના તે ફૂલ મારા વાલમા.
ખોટી તે વાતમા ન મોહ્યા રે વાલમા,
લાવી દે રાતના તે ફૂલ મારા વાલમા.

કાળા કૂવાનું તું પાણી લઈ આવ ભલે,
વનના વાઘોડિયાને તાણી લઇ આવ ભલે,
એની ના અમને કૈં ખોટ મારા વાલમા,
રાતના તે ફૂલની ન જોટ મારા વાલમા,
રાતના તે ફૂલ મનમોહ્યા રે વાલમા,
લાવી દે રાતના તે ફૂલ મારા વાલમા.

## હશે

અંધારાની દીવાલ પાછળ લીલા કુંજર ઝાડ હશે,
હવા હશે ત્યાં ધીમી ધીમી અંદર સિંહની ત્રાડ હશે,
પ્રાણીની કીકીમા પેઠો સૂરજનો આકાર હશે,
તારાનો ટમકાર બિચારો આભ મહીં લાચાર હશે
બધી દિશાના દરવાજાને હશે લટકતું તાળું,
કુંચીના કાણામા ત્યારે હશે ઝમકતું અજવાળું.
ખધું હશે પણ અંધારાનો ખાટો એમા સ્વાદ હશે,
ઊગવાનું છે વ્હેલું એવું સૂરજને પણ યાદ હશે.

ચૂવડની આંખોમાં ત્યારે અજવાળાંનો ભાર હશે,
સૂતાંની આંખોમાં ત્યારે સપનાંનો ભંડાર હશે.
દાદીમાની વાતો છેલ્લે હશે ભૂતનું હસવું,
પાદર બેઠી ડાકણને પણ હશે ગામમાં ખસવું.

## હું જીવું છું

હું જીવું છું
નવોઢા કોઈ જાણે
અંગમાં જેનાં કશું લાવણ્ય ના !

હું જીવું
જીર્ણ કો ઘડિયાળનો કાંટો
હવે તો કણસતો દર્દી બની.

હું ?
હમણાં જ જે પાડી ગયો પગલાં
એ ઝંઝાવાત ?
ના.
હમણાં જ જે છલક્યો,
સૂરજને હાથતાળી દઇ જરા મલક્યો,
એ દરિયો ?
ના.
હમણાં જ જે રસ્તા કિનારે રે' ઊભું
હીબકાં ભરે કોઈ ત્યજાયેલું શિશુ,
એ ?
ના.
એ યે નહીં, એ યે નહીં, એ યે નહીં.

## અંધકારના ભડકા

અંધકારના ભડકા
ચોપાસેથી આવી માગ રોમરોમમા ભળતા.
હવે સળગતો
હુ.
હું કાયર થઈને ભાગુ.
કોતરમા કોરાઇ રહેલા
પડઘાને હુ  શબ્દ બનાવી જાણુ,
નીરવતાના વ્યર્થ સૂરની વચ્ચે હું
એકાન્ત બનાવી જાણું,
હુ ગર્ભમહીં રોપું છું શકિત
ને બ્હાર –
રોમરોમથી સળગુ
ને કાયર થઈને ભાગું.

## ગામની મેરે

અલક મલક સીમને છેડે
વડની તળે જલમા કાળી સાહીનું ટીપું ભળે.

મસ મોટા મસ એકબીજામા હાથ ગૂંથીને
ઝાડ ઊભા તે પડતા કકડભૂસ
થાભલા અભે મોભ ધરીને ગામ વસાવે
ટપ દઈને પડતુ સૂકું પાન ને કકડભૂસ,
ગામનો ઝાંપો
કુળળ કળળ બંધ

ને પવન અંધ, લઈને ઘૂમરી ગગન ચડે.

આંબો આમલી બાવળ બોરડી ખેર ખજૂરી
હાશ કરીને હળવે હિયે પગ વાળીને બેઠાં;
ચકલી ચામાચીડિયાં ધરી ચાંચમાં કિરણ એક
હવે તો આભથી ઊતર્યાં હેઠાં;

રાનની મેરે સાંઢ ઊભેલો ખાઇ બદેલો
શીંગડે ભેરવી કપડું કાળું ગામમાં પાછો વળે.

## રાનેરી

પ્હાડની ઊંડી ખીણ રાનેરી ઝાડથી છલોછલઃ
વ્હેતું ભીતર ઝીણું જાણે રાનપરીનું જલ.
પલ તો જાણે લાગતું ખરે આભની નીલમ છત
લાગતું જાણે ઝબકી રહ્યું રાનપરીનું સત

વેલથી ઝાઝાં ઝાડ ને તેથી પૂર પડ્યું અંધારું
આગળ દ્હોડી મનને મારા ઊડતું આવું વારું.
અવળા રે વંટોળની અહીં સવળી પડે છાયા
કોઈએ જાણે ફરતી મેલી પાંદડે પાંદડે માયા.

વાદળાં ભેળી વાદળું બની ઊડતી પ્હાડની ટૂંક,
પ્હાડને કીધા ગૂમ મારીને પલમાં કોઈએ ફૂંક.
વ્હેતું ભીતર બ્હાર બધે યે રાનવાયુનું જલ.
પ્હાડની ઊંડી ખીણ રાનેરી ભાવથી છલોછલ.

બરાબર બારને ટકોરે
ઘડિયાળના બે કાંટા
ક્ષણિકના આશ્લેષના લોભથી ઊભા.

ફૂટપાથ પર સૂતેલા કૂતરાએ ઊંચું જોયું
ને બાળક જેવી કુતૂહલવૃત્તિને વશ થઇ
રેડિયમથી ચળકતા આંકડાએ
ટીકીટીકીને જોવા માંડયું,
અને ચોરપગલે
બે ય કાંટા છૂટા પડયા

સેકંડ કાંટાએ તાળી વગાડવા માંડી
ટક ટક ટક ટક...

પડછાયો

પછી તો એ સૂરજથી ગઘડી પડ્યો.
અને તે દિવસથી ભૂમિ પર પડ્યો.

ઝીલી મેં લીધો હોત હું સ્નેહથી,
ફકત સાત ડગલાં એ છેટો પડ્યો.

ઊતરડી પવન ના શક્યો નખ થકી
પડછાયો મારે શરીરે જડ્યો.

## હવે

પર્ણ સૂકું
પીપળાનું,
શ્વાસ લઇ છેલ્લો, ખર્યું
ને ભરી હૈયે હવાનો કંપ–
(એક ક્ષણ માટે મળ્યું જીવન)
–ધીરે જઈ
સરવર તણે નીરે ઠર્યું !
ને ત્યહીં
કંઇ કેટલાં યે મીન ઊઠચાં સળવળી.
હવે...
શાંત જલ, નીતર્યું.

## રંગલયગતિ

ડાંગરના ખેતરમાં તડકો
રોજ સવારે ઝૂલે ડાંગર થઇને.
રોજ સવારે તડકો ઝૂલે
શેઢા ઉપર પીળાંપીળાં રાઇ તણાં ફૂલ થઇને.

દૂર કચારડો વાલોળે લીલો ભમ્મર થઇ
ચક્કર ચક્કર ઘૂમતો
ને પાસ થોરની ટોચ ટુકડો આભ બનીને
ચટાક રાતો રંગ લ્હેરમાં ચૂમતો.
બહાર ઊભેલો આંબો
એનાં પાનપાન આ ઊડી જાય રે પંખીટૌકા થઇને.

નીક મહીં ખળખળતાં જળમાં આભ પડી અમળાય
સૂરજના અસ્તવ્યસ્ત ટુકડા તરતા રેલાય,
કાંટાળા બાવળમાંથી સૂરજનાં કિરણો જર્ણશીર્ણ થઇ
તિરાડ તૂટી ભોંય પર ઠેલાય,
રંગરંગના પડ્યાં ગાબડાં સીમ મહીં
ને સીમ તણા શેઢાઓ આ ખીલે રે, ફૂલે રે, ઝૂલે સવાર થઈને.
ડાંગરના ખેતરમાં તડકો
રોજ સવારે ઝૂલે ડાંગર થઇને

## અંધારાની રાત

આ અંધારાની અવાવરુ ભૂમિમા
ગાડીની તીણી વ્હિસલના ન્હોર
ખોદતા ઊંડો રે ઊંડો દર.

આ અંધારાના અભેદ એવા પ્હાડે
ગાડીની બત્તીના તેજે થયું બોગદું
એમાંથી આ ગાડી સરતી સરૂર્

આ અંધારાના સ્ટેશન ઉપર
અંધારાની ગાડી આવી ઊભી
એમાંથી અંધારું ઊતર્યું વગર ટિકિટે
એને તે શો ડર ?

તમે સૂંઘ્યું કે ? મેં તો જલમાં પીધું
દેવદારની ટોચે પણ ટિચાયું.
રોજ સાંજના કીકી દરવાજે ખોલે તે ઘર.

## મારા લાલને

શું રે થયું છે મારા લાલને?
ખાતાં ખાતાં ય રહી જાય ધાન હાથમાં
ને સંતાડી રે'તો એ ગાલને.

પ્યારથી એ આવ્યો છે વનથી ચરાવી ગાય
કરતો નથી કંઇ ઉધામા,
પૂછીપૂછીને ગઈ થાકી છતાં ન કંઇ
બોલતો શબ્દ બે'ક સામા,
બોલતો નથી તે લાવ એને મનાવી લઉં
ચૂમી વિશાલ એના ભાલને.

જશોદાએ કીધાં મનામણાં:
પાસે બેસીને કેશ ઊંચા કર્યા
ને પછી હેતેથી લીધાં ઓવારણાં
વિખરેલા કેશ જરા હેતે સંવાર્યા
ને મોરપિચ્છ દીધું ત્યાં મૂકી,
હળવે રહીને લીધો ખોળામાં કાનને
ને ચૂમવાને ગાલ જરા ઝૂકી,
પામી ગઇ સઘળી ય વાતનો એ સાર
દીધાં રાધાના કમખાનાં આભલાં.

## દોહ્યલું કામ

આજે ફરીથી પાછું ઉરને મનાવવાનું
દોહ્યલું પડ્યું છે કામ માથે;

વેળા કવેળા તને કેટલી યે વાર કહ્યુ
આવવું ન સખીઓની સાથે.

બોલે ન બે'ક વેણ એનો ન રંજ
જુએ વાંકું એ રુદિયામા સાલે,
અદીઠાનુ એટલુ ન દુ:ખ, એક વાગ
અગર જોયું તો એકલા ન ચાલે,
ભૂલવાને હું તો પાછું સ્મરણુ કહે
ચાળો કર્યો તો કંઇ હાથે.

## રાનમાં

પવન પેઠો રાનમા તો યે
ઝાડવા કેવા થીર બેઠેલા!

પાતગ બેઠા આખ મીંચીને,
ફૂલ બેઠા છે ફેરવી ડાચું!

મનમા હાનુ ભૂત ભરાયું?
કિયે ઠેકાણે પઇડું વાકું?
આજ તો જાણે મરવા બેઠા કાલ તો હુતા ખૂબ ચગેલા

મોઇ પડેલી આમલી પેલી
બાવરિયામા કેમ રે આજે?
ભોગ ભરાયા રાનના હાને
ઝાડવું ઝાડવું મનમા હીજે?
આજ હપગ્વે દા'ડે ઝાડવે ઝાખરે ભવા કેમ ખેંચેલા?

## ૧૨-૧-૧૯૬૬

...ને કબૂતર મોભ પર નળિયાં બની
બેસી રહ્યાં
આજે સવારે...

આજે સવારે
દિગ્ગજોના દંતથી ઘાયલ થયેલી
સૌ દિશા
અવકાશમાં ઘૂમી રહેલા મૌનમાંહીં
શોકની કાળી ટશરના રંગ પૂરે.
વૃક્ષના પર્ણો બધાં સૂતાં
ન કૈં ખળભળ કરે
ને પંખી પણ છૂટાં પડ્યાં ડાળો થકી
જાણે સૂકેલાં પર્ણ...

આજે સવારે
ઓસની મસૃણ પથારી પર
ઉષાએ આંખ રાખી બંધ;
ને સુણ્યા કર્યું સંગીત ઝીણું

કાળમુખો સૂર્ય પણ શરમાય
ને બસ અભ્ર ઓથે માર્ગ કાપે.

## રાત

રાત ફરે પડખું...
હું તડપું મારા ઘરમાં.

ઇશ હવે તો બોલે
મૂગી મને વેદના કોરે.

આખી રાત રડ્યુ ચાદરણું
ખિલ્લીખચ્ચા સાથે.
પગી તણી પાખો કેરો ફફડાટ–
બારણું થયો ગતભર.
સાપ તણા પડછાયા કેરો રેલો–
જોયો ભીંત થકી ઊતરતો.
બધા એકલા સૂતા
સુતી રાત પથારીમા આવીને મારી સાથે.

અને
સવારે
આળસ જ્યા મરડુ ત્યા મારી કેડ મહીં
બાવળના લાખ્ખો ઝૂંડ મ્હોરતા લાગે!

## વણુરેખાયું વન

મ્હાડમાથી મ્હાડ, ઝાડમાથી ઝાડ વણુરેખાયુ વન,
ઊડતું રે'તુ થઇને સૂડો ડાળથી ડાળે મન.

મ્હાડની ઓથે ભૂખરા પટે વ્હેતું સૂકું ઝરણુ,
કાતર કુંજે કૂદતુ જાતું હોય ન જાણે હરણુ?

પટના વિશાળ પથરા પાડે સિંહને ગળે ત્રાડ,
ધ્રૂજતી ટેકરીટોચ થઇને વનના ઝીણા ઝાડ.

ક્યાંક ભૂરા, ક્યાંક સાવ લીલાં, ક્યાંક વનફૂલે લાલપીળા,
છાંયડા કાબરચીતરા જાણે વાઘવરુશા, શીળા.

પથરા કોતર સાગ ને સીસમ ક્ષિતિજ આભથી દૂર,
વણરેખાયા રાનનું જાણે વધતું રે'તું પૂર!

પ્હાડમાંથી પ્હાડ, ઝાડમાંથી ઝાડ વણરેખાયું વન,
ઊડતું રે'તું થઈને સૂડો ડાળથી ડાળે મન.

## એક વેલનું સપ્નન

જાણે ઊગતો સૂરજ સોના રંગનો,
જાણે ગલગોટો ખીલે રે ઉમંગનો.

બની વાદળી આકાશે પછી ઢળવું છે,
સોમસૂરજની સાખે તને મળવું છે,
વાડમાં ઊગેલી એક વેલનું સપન–
તારી ડાળને સહારે આભ ચડવું છે.
ઊગ્યો ઉરમાં અંકુર તારા સંગનો:
જાણે ઊગતો સૂરજ સોનારંગનો.

મળું રાતને તે રૂપેરી ઝરૂખડે,
પડી ભાત જે પટોળે નહીં ઊખડે;
પ્હેલા વરસાદે જેવી મરકે ધરા,
એવું સ્મિત મેં દીઠું છે તારે મુખડે.
ઊગ્યો ઉરમાં અંકુર તારા સંગનો,
જાણે ગલગોટો ખીલ્યો રે ઉમંગનો.

સાથમાં ઘૂંટેલ રંગ આપણે,
સાથમાં શેકેલ તંન આપણે,

કેમ રે ભુલાય પેલી ઘેલછાની વાત,
જ્યારે ફૂલ શાં ખીલેલ બે ય આપણે:
ઊગ્યો ઉરમાં અંકુર તારા સંગનો,
જાણે ગલગોટો ખીલ્યો રે ઉમંગનો.
જાણે ઊગનો સૂરજ સોના રંગનો.

•

એક દરમાંથી
બીજા દરમાં જાય તેમ
બે સુંવાળાં સફેદ સસલાં
એક છાતીના પોલાણમાંથી કૂદી બીજીમાં ભરાયાં
ક્ષિતિજ પરથી દરિયો તરી આવેલો સૂરજ
કપડાં નીચોવતો
કિનારાની ભીની રેતીમાં પગ પાડતો
પથ્થર પર આવી ઊભો.
પથ્થર ખસ્યો
ને પેલાં સસલાં કબૂતર બની
મોભની બખોલમાં ઊડી ભરાયાં
ત્યારે
સૂરજ બે કાળી દીવાલો વચ્ચે ચગદાઈ ગયો.

## રણ......ઘર

ઊંટની આંખે ખરતી રેતી, કે રણ બની ગયું રે લોલ
આંખડી ચોગમ ફરતી રે'તી, ઘર રણ બની ગયું રે લોલ

તરતાં સાત સાત સઢનાં વહાણ,
કે આવતી મીઠા જળની તાણ,
કોઈને મનનું માન્યું કીધું, વેરણ બની ગયું રે લોલ;
આંખડી ચોગમ ફરતી રે'તી, ઘર રણ બની ગયું રે લોલ.

ઊભરે ઘરમાં રણની રેતી,
કે ઘુઘરી દૂર દૂર વાગતી રે'તી,
લીધું હાથમાં જે જળ જાણી, મૃગજળ બની ગયું રે લોલ;
ઊંટની આંખે ખરતી રેતી, કે રણ બની ગયું રે લોલ.

રણમાં નીતર્યાં જળનું ઝરણ,
કે છૂટતું ચાંદામાંથી હરણ,
જીવન લાગતું કાળનું વંન, તે ક્ષણ બની ગયું રે લોલ;
ઊંટની આંખે ખરતી રેતી, કે રણ બની ગયું રે લોલ.

## સવાર

બહાર ઊભેલું ઝાડ સૂરજના કિરણે છલકે,
સવારનું ઝાકળિયું મોઢું મીઠું મલકે.

ઝાકળના બિન્દુમાં ટપકે સૂરજનું મન,
પંખીપાંખે ઊડવા માંડ્યું સરગમનું વન.

પર્વતટોચે પહેલો રેલો તેજ તણાયો,
ધરતીટોચે ગલગોટાનો છોડ જણાયો.

આંખોથી અળગું અંધારું મોભે વળગ્યું,
સૂરજમુખી સાત સાત પાંદડીએ સળગ્યું.

સુરજની આંખોમાં કાળો ડાઘો પીગળ્યો,
શેરીમાં   કૂકડાનો   વરઘોડો   નીકળ્યો.

ધજા હસી, કંપી, ને ફરફર કરતી ફરકે,
અંધારાનું અજગર પાછું દરમાં સરકે.

## સાંજ

આખો દિવસ
આળસુ કૂતરાની જેમ
બેસી રહેલા
બત્તીના થાંભલાઓ
એકાએક ભસવા માંડયા.
અવાવરુ ઘરના ખાટલા નીચે
ભરાઇ રહેલો અંધકાર
બાંખોડિયાં ભરતો ભરતો
બહાર નીકળી ગયો.
કબૂતરના ગળાની
નિઃસહાયતા
ઘુ ઘૂ કરતી થીજી ગઇ.
બારીમાંથી
(કોઈની આંગળી પકડી
પાછી આવવા)
ક્ષિતિજ પર દોડી ગયેલી
મારી નજર
ધીમે ધીમે
ભારે પગે પાછી આવવા માંડી.

સૂરજ ઢળી ગયો
અને હવે
સુરજ પણ ઢળી ગયો
ને અંધારાએ
બારી બંધ કરી દીધી.

૭

તે દી વહેલી રે સવારે બોલ્યો કાગડો:
ઝબકી જાગી, જોયું ઘરની બહાર,
ખેતરની ઓ પાર,
તો યે ન તમે આવિયા.

પેલી કોરથી સરે છે છેલ્લી વાદળી;
ઊગ્યો બારણે દીવાળી ગલગોટો,
મળે ન જેનો જોટો,
તો યે ન તમે આવિયા.

દીવો સળગ્યો દીવાળીનો ગોખલે
જાણે સળગી ઊઠયું આખું આભ
સળગી ફૂલછાબ
તો યે ન તમે આવિયા.

છેલ્લું ફૂલ ગરી ગયો મોગરો:
વેણી અરધી મૂકી જોઈ વાટ,
સૂની તારી વાટ,
તોયે ન તમે આવિયા.

ઊડી પોપટ બાંધો ન ખોટી પ્રીતડીઃ
કે'જો કોઈ જો મળે તો વનમાં,
ન પ્રાણ હવે તનમાં,
હવે ન તમે આવશો.

સૂરજ છેલ્લો કાલે સવારે ઊગશે
છૂટશું આપણે સોનાને પિંજરથી,
રૂપાને, બારણેથી,
હવે ન તમે આવશો.

## ઓગળી ચાલ્યું

ઓગળી ચાલ્યું રે સોનું સાચનુ
સળગી ઊઠયો રે રૂના પોલનો સૂરજ
એથી ઝળકી ઊઠયું રે મંન કાચનુ.

ઝાડ ને ઝરણુ, નદી પાળ ને તળાવ,
ભલી ભાતની સુંવાળી રાત ઓગળે,

ઘર ને દીવાલ, ગામ વન ને વેરાન,
એમાં ઘુમતી ખોવાઈ જાત ઓગળે
ઓટનાં મોજાનું જલ સાચનું.
સળગી ઊઠયું રે મનઉદધિનું પાણી
એમાં તરતું વાસુકિફીણ સાચનું.
ઓગળી ચાલ્યું રે સોનું સાચનું.

ઉછળી ઊઠે રે સૂતા લોહીમાં તરંગ
એમાં આથડે તૂટેલું વ્હાણ કાળનું,
શ્વાસમાં વંટોળ સાત સામટા ઊઠે
ને એમાં થથરી ઊઠે રે પાન ડાળનું,
તતડી ઊઠે રે તંન કાચનું
ઝળકી ઊઠ્યું રે એમાં આંધળું કિરણ
એને નામ ના દેવાય કદી સાચનું.
ઓગળી ચાલ્યું રે સોનું સાચનું.

## હું

હે પ્રિય
મન્સૂરી આદિલ!
હું હવે આવી ગયો છું આ નપુંસક ગામમાં
ને અહીં ગલીઓ મહીં રખડી રહ્યો છું
ને અહીં હોટેલમાં ખખડી રહ્યો છું
આંખમાં આંજી
તૂટેલાં સ્વપ્નનું અંજન
અસ્તિત્વના આ વર્તમાની અંધકારે
હું ડૂબ્યો છું.
રસ્તો લઇ માથે હવે
અવકાશમાં પગ ફેરવું છું.
સૌ તરફથી આવતા લાખો અવાજે
હું અહીંયાં સોયના નાકાની અંદર
ગોપવું છું.
...ને હું ય તો છું સાવ જુઠ્ઠો

લોકને ખોટું હસીને કહી રહ્યો છું:
છું મજામાં.

•

ઘુ ઘ્ઘુ ને તૂટે દરિયાની કિનાર. થાય તડાતડ ટુકડા ને પાણીમાં ફૂબે ટુકડા જોડાય ને વીંખાય ને વીંખાય.બાંધે પાળ. પાળ પર તો બગલાના ધોળા ધોળા પથ્થર ને ઊડે પાળ ફર્રર્ર...દરિયો ગાંડો થઈને ઠેકડા મારે ઠેકો ને ધબ છબાક ઝબાક...ઘુ...ખળળ છબાક...વેરાઇ જાય. પડતાંની સાથે થઇને પારાવાર ઊછળે સિંધુ. હળવે હળવે ઝૂલે અપાંપતિ જાણે કે શંખછીપમાંથી ગોકળગાયની જેમ નીકળીને પાછો જાય ભરાઈ! થાક ખાઇને જાણે પાછો ફૂંઊઊ...ફૂંઊઊ...ફૂઊઊ...ખળળ...કરીને આવે, જાણે દરમાંથી નીકળીને બહાર આવતો કામરિયો સાપ, જાણે ભૂખરી નાગણને વીંટળાઈ વળેલો નાગ ડહોળા પાણીવાળો! ને આ જાણે ફરફરી ઊડ્યું સુકાયેલું ઘાસ ને આ ધૂંધવાઈ ધૂંધવાઇને સળગતું લીલું આખરું જેના ધુમાડાની આરપાર નીકળી જતા સવારનાં સૂરજનાં કિરણો.

ધબ...છબાક...ને પાછો વળ્યો, ને તરત પાછો વળ્યો ને સર્રર્ર કરીને રેતીની બખોલમાં જાય બેસી જલપતિ. બારણું ઉઘાડું દેખી

ઘરમાંથી ભાગી નીકળતા છોકરા જેવું એક મોજું રેતી પર પગલાં પાડી ભાગે કે એને પકડવા આવતી બાની બૂમ જેવું પાછળ પડે બીજું મોજું, ને થાય મોજાંએ મોજાંની અથડામણ ને તેમાંથી જન્મે બીજાં મોજાં ને તે બીજાં મોજાંની આજુબાજુ લહેરની ઝૂલ બને, બને લહેરનું ખાબોચિયું, બને સરોવર, બને મોજાંનું જ વન, વન ઊગેલું જુઓ! સૂરજનાં કિરણો ભક્ષ્યા કરે સપાટીની શિલા ને પેટમાં રાખેલા વડવાગ્નિને શોધે કે...? કે પછી ચણે માછલીની આંખ ઝાલર ચૂંઈ ને પાંખની રાતી લીલી પીળી ઝાંય

દરિયો તે ધરતીના કોડિયામાં સમાય? મારે ઉછાળા ગાંડો થઈને, શરીર ખેંચીને તંગ કરે, ને રે. નસ તૂટશે જાણે હમણાં ને હમણાં રાતું રાતું લોહી થઈ જશે દરિયાનું પાણી. થઈ પાંચપચાસ ટીટોડી ભેળી ને કરે કલબલ! દરિયાનું બળ વળી કેટલું? બાંધવો તો જોઈએ ને? કિનારાની રેતીમાં જાળ બિછાવવાનું નક્કી થયું. રાહ જોઈને બેઠા રેતી પર કે આવે હવે દરિયાને વ્હારું ને આવે ધસી! ધસી આવ્યો કે તરત પગલાંની પાંચતારી જાળ બિછાવીને ઊડી ગયું ટિટોડીનું ઝૂંડ, ને નીચે ઊતરી જુએ રેતી સાવ સાફ! દરિયો ખેંચી ગયો જાળ ને માછલીઓ તો કટાકટ જાળની દોરીઓ કાપવા મંડી! 'ઈ તો અમારો માવતર! ને માવતરને તે દુઃખ દેવાય? માવતરનાં તે દુઃખ જોવાય!'

ને સૂર્‌ર્‌ર્‌...ખબ...ગક ગોક...છબાક ધબાક...છ્મ...ખળખળ ખળખળ...ફૂંફૂં...ઘુઘ્ઘુ ઘૂઘ્ઘૂ...દરિયો એક બાજુ પથરામાં જઈ ભેરવાય ને ફીણ થઇને નીકળે, રેતીમાં મેળવાય ને ચોરી લાવે પગલાં, છીપમાં પુરાય ને મોતી બની નીકળે, ક્યાંક વળ ખાય માછણના પગની આસપાસ, ક્યાંક છોલાય શરીરે નીકળતાં

માછીની જાળમાંથી, ધરતીને ક્યાંક ખડકે બેસી કહે 'લે, તારા ફૂલ મારે ન જોઈએ. લે મારી છીપો, હું એને શું કરું?'

પીઇઇ પીંઇઇ પીંઇઇ વગાડીને છાતી પરથી પસાર થઈ ગયેલ સ્ટીમરના લિસોટાને ભૂંસીને દરિયો તો લીલા રંગે ડોલે કાળા રંગે ડોલે, લાલ રંગે ડોલે, ભૂખરા રંગે ડોલે, ને ડોલે રે ડોલે ભાઈ, ભૂરા રંગે એ તો. ને ડોલવામાં ને ડોલવામાં સરિત્પતિએ તોડી નાખી પેલી મોટી છીપ, ને ભીના વાળ ખંખેરતી, છાતી પર હાથ રાખી, સાથળ પર સાથળ વળગાવતી ઊભી થઇ વિનસ! દરિયો જો શરમાયો છે, દરિયો જો શરમાયો છે

ને

મારી ડૂબકી ને તળિયે પહોંચ્યો ને જોયું તિજોરીમાં, તો તિજોરીની છીપો તો પરપોટાની જેમ જાય ટોચે! ટોચે જઇને તૂટે, લ્યો પારિજાત! ટોચે જઈને તૂટે, લ્યો કામધેનુ! ટોચે જઇને તૂટે, લ્યો કૌસ્તુભ! ટોચે જઈને તૂટે, લ્યો પંચજન્ય! ટોચે જઇને તૂટે . રત્નાકર માંડયો ધ્રૂજવા ને વાસુકિના ફીણે ફીણે ફેલાવા માંડયો દરિયો, માંડયો ફેલાવા, ફેલાય ફેલાય ને રેલાય રેલાય ને રેલાય રેલાય

માછીની જાળમાંથી, ધરતીને ક્યાંક ખડકે બેસી કહે 'લે, તારાં ફૂલ મારે ન જોઈએ. લે મારી છીપો, હું એને શું કરું?'

પીંઈઈ પીંઈઈં પીંઇઇ વગાડીને છાતી પરથી પસાર થઈ ગયેલ સ્ટીમરના લિસોટાને ભૂસીને દરિયો તો લીલા રંગે ડોલે, કાળા રંગે ડોલે, લાલ રંગે ડોલે, ભૂખરા રંગે ડોલે, ને ડોલે રે ડોલે ભાઈ, ભૂરા રંગે એ તો. ને ડોલવામાં ને ડોલવામાં સરિત્પતિએ તોડી નાખી પેલી મોટી છીપ, ને ભીના બાલ ખંખેરતી, છાતી પર હાથ રાખી, સાથળ પર સાથળ વળગાવતી ઊભી થઇ વિનસ! દરિયો જો શરમાયો છે, દરિયો જો શરમાયો છે

ને

મારી ડૂબકી ને તળિયે પહોંચ્યો ને જોયું તિજોરીમાં, તો તિજોરીની છીપો તો પરપોટાની જેમ જાય ટોચે! ટોચે જઇને તૂટે, લ્યો પારિજાત! ટોચે જઈને તૂટે, લ્યો કામધેનુ! ટોચે જઇને તૂટે, લ્યો કૌસ્તુભ! ટોચે જઈને તૂટે. લ્યો પંચજન્ય! ટોચે જઇને તૂટે......રત્નાકર માંડયો ધ્રૂજવા ને વાસુકિનાં ફીણુ ફીણુ ફેલાવા માંડયો દરિયો, માંડ્યો ફેલાવા, ફેલાય ફેલાય ને રેલાય રેલાય ને રેલાય રેલાય

# અંજલિ

---

## ગઝલ

( મણિલાલ દેસાઇના અચાનક અવસાન પર )

કાલે શબ્દોંકી ઉદાસી પી કે લેહરાયેગા કૌન ?
વકતકી દીવાર સે અબ સરકો ટકરાયેગા કૌન ?

સાંસકે ટૂટે હુવે આયે સે શરમાયેગા કૌન ?
હસરતોંકી આંચમેં પલ પલ પિઘલ જાયેગા કૌન ?

ઝિન્દગીકે ગીતકા ટૂટા હુવા વહ અન્તરા,
ગોતકી આંખોમેં આંખે ડાલકર ગાયેગા કૌન ?

પીરે મયખાનાકા દામન ખીંચ કર પૂછો ઝરા,
તિશ્નગીની તલખિયોંકે જામ છલકાયેગા કૌન ?

રાતકે ઇસ આખરી હિસ્સેકી તન્હાઈ ન પૂછ
નીંદ આ જાયેગી લેકિન ખ્વાબમેં આયેગા કૌન ?

આદિલ મનસૂરી

•

## સ્વ. મણિલાલ દેસાઈને

જયારે કાળા ઉનાળામાં સળગતું હતું શહેર,
જયારે ખાલી અવાજોમાં ખખડતું હતું શહેર,
ત્યારે
આવી
કાવ્ય કર્યું એનું (મારા શહેરને તેં અર્થ દીધો) કવિ.
વાંચ્યુ પ્રથમ એ કાવ્ય પ્રિય મારી કને ફરી ફરી.
આજ ફરી
કાળઝાળ ઉનાળામાં આવા
મારા શહેર મહીં સહુને (મનેય) મૂકી
કેમ? કહે
મૃત્યુને
તે
ધરી દીધી
છલકંત સ્વપ્નભર્યા જીવનની કાવ્યપોથી.

નલિન રાવળ

•

કવિલોક · દ્વૈમાસિક    તંત્રીઓ જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ  છૂટક નકલના સિત્તેર પૈસા    લવાજમ ભરવાનાં સ્થળ

(૧) કવિલોક ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨  (૨) એન એમ ત્રિપાઠી પ્રા. લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨  (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ અમદાવાદ  (૪) શિવકુમાર જોષી સુરાના એન્ડ કંપની, ૧૨ પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ કલકત્તા ૧  (૫) મનહરભાઇ શાહ, વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧ માળે, ૬ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭

## આ અંકમાં


ઝાક પ્રેવેર
ગજેન્દ્ર શાહ
સુજાતા પ્રિયંવદા
ઉશનસ્
ધીરુબેન પટેલ
સુધાંશુ
યોસેફ મેકવાન
ભોળાભાઈ પટેલ


•

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે વિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

# કવિલોક

## ૫૩

વર્ષ ૯ : અંક ૫ સપ્ટેમ્બર-ઓક્ટોબર : ૧૯૬૬



ઝાક પ્રેવેર


### પાંચ કાવ્યો

૬

માથું હલાવીને એ ના પાડે છે
પણ હૈયું ધબકાવીને એ પાડે છે હા
એને જ પ્રિય છે એની એ હા પાડે છે
શિક્ષકને એ પાડે છે ના
એ ઊભો છે
એને પ્રશ્નો પુછાય છે
ને તમામ કોયડાઓ રજૂ થાય છે
ઓચિંતા હાસ્યને એ વશ થાય છે
ને બધું જ ભૂંસી નાખે છે
શબ્દો ને આંકડાઓ
નામો ને તવારિખો
વાક્યો ને છટકાંઓ
ને શિક્ષકની ડરામણી છતાં
આશ્ચર્યમુગ્ધ બાળકોના ઉપહાસ વચ્ચે

એક એક રંગના ચાકથી
દુર્દૈવના કાળા પાટિયા પર
એ ચીતરે છે સુખનું મુખારવિંદ.

## અભ્યાસવહી

બે ને બે ચાર
ચાર ને ચાર આઠ
આઠ ને આઠ સોળ...
માસ્તર કહે છે; ફરી એક વાર!
બે ને બે ચાર
ચાર ને ચાર આઠ
આઠ ને આઠ સોળ.
પણ ત્યાં જો! ઊંચે ને ઊંચે
પાંખ પસારે ચંડોળ
બાળક એને નીરખે છે
બાળક એને સુણે છે
બાળક એને સાદ કરે છે
મને બચાવ
પંખી!
મારી જોડે રમવા આવ
એટલે પંખી નીચે ઊતરે છે
ને બાળક સાથે રમવા માંડે છે
બે ને બે ચાર
માસ્તર કહે છે: ફરી એક વાર
ને બાળક રમ્યા કરે છે
ને પંખી યે રમ્યા કરે છે

ચાર ને ચાર આઠ
આઠ ને આઠ સોળ
ને સોળ દુ કેટલા થાય ?
સોળ દુ કાંઇ નહીં
બત્રીસ તો કેમે ય
નહીં જ નહીં
ને બંને સરી જાય છે દૂર
કારણ કે બાળકે પંખીને
પોતાના મેજમાં સંતાડયું છે
ને બાળકો બધાં જ
એનાં ગીત સુણે છે
ને બાળકો બધાં જ
સંગીત માણે છે
ને આઠ ને આઠ કરતાં વારાફરતી
સરી જાય છે દૂર
ને ચાર ને ચાર ને બે ને બે કરતાં
વારાફરતી અદૃશ્ય થાય છે
ને એક ને એક બરાબર નથી થતો એક કે બે
પણ એક એક કરતાં એ જાય છે સરી
ને ચંડોળ ગાયા કરે છે
ને બાળક ગાયા કરે છે
ને માસ્તર પાડે છે રાડ
મૂરખનો પાઠ ભજવવાનું તમે સાવ છોડી દીધું હોય ને ત્યારે
પણ બાળકો તો બધાં જ
સંગીત સુણ્યા કરે છે
ને વર્ગની ભીંતો

મૂંગેમૂંગી ખર્યાં કરે છે.
બારીના કાચ
ફરી પાછા બને છે રેતી
શાહી સાગર
મેજ તરુવર
ચાક ટેકરી
ને પીંછાની કલમ
પાછી પંખી

## પંખીનું આબેહૂબ ચિત્ર ચિતરવા માટે

એસ્સા હૅારિકેને

સૌથી પહેલાં ચીતરો એક પાંજરું
ઉઘાડા બારણાવાળું
પંખીને માટે
પછી ચીતરો
કંઇક મજાનું
કંઈ સરળ
કંઈક સુન્દર
કંઇક ઉપયોગી...
પછી ફલકને મૂકો
બગીચામાં
ઝાડીમાં
કે જંગલમાં એક વૃક્ષની સામે
વૃક્ષ પાછળ રહો સંતાઈ
બોલ્યા વિના...

બોલ્યા વિના
કોઇક વાર પંખી ઝડપથી આવે છે
પણ એ તો વરસોનાં વરસો યે વિતાવી દે
આવવાનું નક્કી કરતાં પહેલાં
હતાશ થતા નહીં
વાટ જોજે
જરૂર પડે તો વરસોનાં વરસો વાટ જોજે
પંખીનું આગમન
દ્રુત હોય યા વિલંબિત
ચિત્રની સફળતા સાથે
એને કશો યે સંબંધ નથી
પંખી આવે
જો એ આવે તો
ત્યારે પરમ શાંતિ જાળવજે
પંખી પાંજરામાં દાખલ થાય એની વાટ જોજે
ને એ દાખલ થઈ જાય ત્યારે
હળવે રહીને પીંછીથી બારણું વાસી દેજે
પછી
એક એક કરતાં બધા જ સળિયા ચીતરી લેજે
પંખીના એકે ય પીંછાને જોજે જરા ય અડતા નહીં હોં
પછી વૃક્ષનું આબેહૂબ ચિત્ર ચીતરજે
પંખી માટે
એની સુંદરમાં સુંદર શાખા પસંદ કરજે
વળી ચીતરજે લીલાં પર્ણો ને હવાની તાજગી
સૂરજની રેણુ
ને ગ્રીષ્મના તડકામાં ચરી રહેલા ધણનું ગુંજન

ને પછી પંખીને ગાવાનુ મન થાય એની વાટ જોજો
પંખી ન ગાય
તો એ ખરાબ નિશાની કહેવાય
ચિત્ર ખરાબ છે એની નિશાની કહેવાય
પણ એ ગાય તો એ સારી નિશાની કહેવાય
તમે તમારી નિશાની અંકિત કરવા તૈયાર છો એની નિશાની કહેવાય
એટલે પછી ખૂબ હળવે રહીને
પંખીનુ એક પીછુ
તમે ચૂંટી લેજો
ને ચિત્રના ખૂણામા તમારું નામ લખી દેજો.

## ખંડખંડ દર્પણ

એ બિચારાએ અનવરત ગીત ગાયા
એ બિચારાએ નૃત્ય કર્યા મારા મનમા
એ બિચારા યુવાનની
તૂટી ગઈ બૂટની દોરી
ને મેળામા રચેલી સર્વ હાટડી
બધી જ એકાએક થઈ કડડભૂસ
ને આ મેળાના ભૂનકારમા
આ મનના વેરાનમા
મે તારો સુખભર્યો સાભળ્યો સાદ
કર્કશ ને બરડ
તારો આશિશ ને એકલવાયો સાદ
દૂર સુદૂરથી જાગતો ને મને માગતો હાક
ને મેં હાથ મૂકયો મારે હૈયે
તો ત્યા કંપી ઊઠયા

લોહીનીંગળતા
તારા તારલેમઢ્યા હાસ્યના દર્પણના સાત સાત ખંડ

## શિરામણ

એણે કોફી નાખી
કપમાં
એણે દૂધ નાખ્યું
કોફીના કપમાં
એણે ખાંડ નાખી
દૂધવાળી કોફીમાં
કોફીની ચમચીથી
એણે હલાવી
એણે પીધી દૂધવાળી કોફી
ને એણે કપ નીચે મૂક્યો
મારી સાથે બોલ્યા વિના
એણે સળગાવી
સિગરેટ
એણે વર્તુળ રચ્યાં
ધુમાડાથી
એણે રાખ ખંખેરી
રાખદાનીમાં
મારી સાથે બોલ્યા વિના
મારી સામે જોયા વિના
એ ઊભો થયો
એણે પહેરી

પોતાને માથે પોતાની હૅટ
એણે પહેર્યો
પોતાનો રેઈનકોટ
કારણ વરસાદ વરસતો હતો
ને એ ચાલ્યો ગયો
વરસાદમાં
એકે ય શબ્દ બોલ્યા વિના
મારી સામે એકે ય નજર નાખ્યા વિના
ને મેં પકડ્યું
મારું માથું મારા હાથમાં
ને મેં આક્રંદ કર્યું

અનુવાદક–જયન્ત પારેખ

## રાજેન્દ્ર શાહ

---

### સીતા

ચિરવિરહની ઊંડી વ્યથાની અગન
ધરી કાષાયવસન
વાલ્મીકિવનવાસિની તે સીતા
આવે અવધનગરી મહીં
કુશલવનીતા...
...ગભીર ચરણુ
નયન છે ધ્યાનલીન
આવે કને કને
આવે થતી ક્ષીણુ ક્ષીણુ
જયહીં સમારોહે મળ્યા પુરજન
વળી રાઘવરાજન

ચરણુ ધરે ને
સ્મરે
પિનાકપાણિના ધનુષ્યનો થાય ભંગ
સુકુમાર કુમારને હાથ;
ઉમંગથી પુલકિત એનાં અંગ અંગ:
સૌમ્ય કોઇ તેજથી સનાથ
સીતા જનકદુહિતા.

સ્મરે

—દશાશન વધ...
—મૃગના સ્વર્ણિમ આવરણથી વિમુક્ત
પોતે અગ્નિશુદ્ધ
—રામ...
એ જ સૌમ્ય તેજોમય શાન્ત
કમનીય કાન્ત.
અંકમહી સીતા શુચિસ્મિતા...

લહે

અંકમહી અવ પોતે સ્વર્ણમૂર્તિમતી
નહીં વ્યથા...
શેષ કશી કથા..!
પુત્રવતી,
સામ્યમૂર્તિ રામની સમીપ
સીતા, કુશલવનીતા.

આવી ઊભી રહે વાલ્મીકિની કને.
'વત્સે !
નિજ વૃત્તે લોકગણ કરો નિ:સંશય' ઋષિ કહે.

પવિત્ર જલનું આચમન કરી વદે ભૂમિસુતા
'નહી, નહીં સિંહાસનસ્પૃહા
વાણીમનકર્મે યદિ ધર્મસ્ખલિત ન હું, તો
હે ધરતીમાતા !
દિયો હૃદયની ગુહા
રા મ
રા...મ'

## સુજાતા પ્રિયંવદા

### ઉર્વશી

નિરભ્ર આકાશ
પૂર્ણિમાની માદક ચંદ્રિકા
સુરભિનો સોન્માદ મધુસંચાર
    દિશા દિશામાં...
નિશીથની શાંત નીરવતા
    ધરાની ગોદમહીં નિદ્રિત...

એવે મુહૂર્ત
કુંદશુભ્ર- સ્વચ્છ કાંતિ
અનંતયૌવના
અનુપમા સુંદરી ઉર્વશી
    અર્ચનાનો સુમનસંભાર લઇ
    અલસ પલકોમાં મદિરા અને
    સઘન અલકોમાં પરાગને પૂરી
    અમલ-કમલ-દલ નમ્ર નેત્રપાતથી
    ચટુલ ચરણે
        અર્જુનની પર્ણકુટીને બારણે આવી
    સહસા ઊભી રહી નિઃસ્તબ્ધ...

સામે બારણાં બંધ !
મન દ્વિધા-આકુલ !
વિશ્વમોહિનીએ દ્વાર પર કીધ કરાઘાત
    શંકા-સુકોમલ...

મધ્યમ પાણ્ડવ હતા સમાધિમાં લીન..
ધ્યાનભંગ આશંકાથી બોલી ઊઠે
‘કોણ ?
કોણ ?’ પૂછે મધ્યમ પાણ્ડવ.
‘ખોલો બંધ દ્વાર...!’
મધ્યરાત્રીના નિઃસ્તબ્ધ પ્રહરે
જાણે રણકી રહી વીણા.
નારીકંઠે વિસ્મિત
સવ્યસાચી !

ખૂલે દ્વાર
નજરની સાથે જ કરે નત શિર ધનુર્ધર
કરે સાદર પ્રણામ–
‘આદેશ દો દેવી ધરું માથે
અસમય એવું તે શું પડ્યું પ્રયોજન ?
કોઈ તે વિપદ ?
નિશાચરનો નથી નડ્યો ઉપદ્રવ ?
શો છે અભિલાષ ?
આજ્ઞા કરો દેવી
સદ્ય પૂર્ણ થશે આશ...’

‘હે અર્જુન !
નવ-જલધર કાંતિ
હે નરપુંગવ !
આ પૂર્ણ યૌવન
અપૂર્વ સૌન્દર્ય
વિલસિત ચિત્ત-માદકતા

તપોમય જીવનના કઠોર સંયમમાં
સંકુચિત કરો છો શાને ?'

'ક્ષમા કરો, દેવિ !
સ્પષ્ટ કહો
મનમહીં શી છે અભિલાષા ?'

'એક જ છે વાંછા
ચિરકાલથકી ધરી રહી છું જે
આતુર હૃદયે
પૂર્ણ કરી શકો યદિ
એ અમૂલ્ય ધને થશે સભર જીવન.
મળે જેમ રંકને રતન ..
    કામના છે
    તમારા સ્વરૂપકેરી
    રૂપ ગુણ બલ અને તેજમાં
    તમારી ખરોખર જ
    હું એક ચહું પુત્ર...
ગર્ભમાં ધારણ કરી એને જન્મ આપી શકું
એની બની શકું માતા..
જુગ જુગથી મેં જાળવી છે માત્ર એક આ કામના...'

ક્ષણભર છાઈ રહ્યું મૌન !
કંપી ઊઠે પાર્થ !
નિમેષને કાજ નેત્ર બંધ...
ધીરે ધીરે
સંકપ હોઠથી ફૂટે વાણી

'હે સુરવદિતા
અનિદિતા જનનીસ્વરૂપા
    પુત્રેષણા આટલી પ્રબલ તો
    ક્ષોભ શાને ? શાને કશી ચિતા ?
તમારા અલક્તકે સુદર ચરણો પર
હુ મને જ સમર્પિત કરુ છુ
    પુત્રના સ્વરૂપે
સ્વીકારો હે માતા ધરો શિર પર હાથ
ટકાર કરી કહીશ
    ત્રણે ય ભુવનમા
પૂજનીયા માતા મારી
ત્રિલોકમા રૂપની છે અધીશ્વરી
સૌન્દર્યની સાકાર પ્રતિમા !'



## એ રેખ

કોઈ અજાણ્યે મુખ ઊઘડી, લો, પાછી પરિચિત રેખ!
નહીં કરવા દે અમને ક્યાંયે અધૂરા વિધિના લેખ;
દિદારનું આછું ય ર દરશન,
ત્યાં તો તરસ તરસ ને તલસન,
સિંહાસનથી ઊતરી જીવન લઈ લે પાછો ભેખ;
ફકીર જે ભવ-સાદડી ભરતો,
રેખ-ચીપો નીચે'પર કરતો,
લુપ્ત કરી દે જુગ જુગ, ક્ષણ વળી દાખે રૂપ-આલેખ
લેણદાર ચલી આવે રેખા
ગુપચુપ; કો મુખ દેતી દેખા,
અલપઝલપ તે તરસ તરસ થૈ ઝૂરે કો વિશ્લેખ!
કોઈ અજાણ્યે મુખ ઊઘડી લો, પાછી પરિચિત રેખ!

## ચાર હાઇકુ

૧ સીલ

જીર્ણ ખેરાડું,
બંધ બારણું જાળું:
કાળનું સીલ.

## ૨ તકતી

ખરી પોપડી,
કાળે વિસર્જનની
તકતી મઢી !

## ૩ શરદ

દૂધે ભરાઇ
શાળમંજરી ક્ષેત્ર
ને વ્યોમે બીજ.

## ૪ ચાળણી

પર્ણચાળણી
તેમા હવા નજર
ચળાઇ શુદ્ધ

## ધીરુબેન પટેલ

---

### આકાશ

શૈશવ સુરભિત
એ આંખોમાં
રોજ રોજ જે શાંત પરોઢે
પથરાતું ચોમેર
અમાપ એ આકાશ...
સમસ્ત એની રંગલીલા લઈ
મેઘવીજની સરગમ સાથે
પ્રકાશ આખો લૂછી લઇને
થયું અચિંતું લુપ્ત : રુદ્ધ આ શ્વાસ...
અનાધાર એ આંખ
લથડતે પાય ઘૂમે ચોપાસ !



## સુધાંશુ

---

### તૃપ્તિ

પીધું બધું ભરપૂર રે,
કંઈ નહીં મારે અધૂર !

આંખોની આ અંજલિ
એમાં વ્યોમનું વહ્યું પૂર;
નવલખ મારે એમાં કુંભ ભરે
જે જગને જનમ-નૂર;
પીધું બધું ભરપૂર રે !

ચરણ વામન વિરાટ ચડે
જીવન'નું કેસૂ-ઘેનૂર;
તૃણ-મેરુ છાવે છાયડી
જ્યાં ભવને ભવોભવની ભૂર
પીધું બધું ભરપૂર રે !

પ્રેમનો રંગ નવ-લાલ ગુલાલ
આ તો ન્યોચ્છાવર-જામસિંદૂર
ફટક્યો પ્યાલો હતો ફૂટી ગયો
હું તો અખંડ રસનો છું શૂર;
પીધું બધું ભરપૂર રે !

# 'શિલ્પ'ની કવિતા

## ભોળાભાઇ પટેલ

'શિલ્પ' દિનેશ કોઠારીનો કાવ્યસંગ્રહ છે. ૩૧ જેટલી નાની મોટી રચનાઓ લઈને આવતો આ સંગ્રહ આજકાલ ગુજરાતી કવિતાક્ષેત્રે નાના સંગ્રહોના પ્રકાશનના વલણનું નિર્દેશન છે.

'શિલ્પ'નો કવિ સજગ શબ્દશિલ્પી છે. શબ્દ અર્થગર્ભ હોય તેટલું જ પર્યાપ્ત નથી. દિનેશ શબ્દના નાદતત્ત્વ પાસેથી પણ ઘણું કામ લે છે. ગીતોમાંથી બે ઉદાહરણ લઇએ:

દઢ આસનબદ્ધ બપોર
નગ્ન તપે તપ જોગી એનું રૂપ ઉગ્રતમ ઘોર

બપોરના આ ચિત્ર સાથે ઊતરતી સાંજનું આ ચિત્ર જુઓ:

ઝરમર તિમિર ઝરે
લયલોલિત મૃદુ મુગ્ધ ગગન આ કલકલ વિહગ સ્વરે.

પ્રથમ ઉદાહરણની ઓજસ્‌ગુણ પ્રધાન શબ્દયોજના એનો વર્ણવિન્યાસ બપોરની ચંડ ઉગ્રતાનો સંસ્પર્શ કરાવી દે છે, જયારે બીજા ઉદાહરણમાં પ્રસાદગુણાન્વિત લલિત પદાવલિ હળુ હળુ ઢળતી સાંજના વાતાવરણથી આપણા ઇંદ્રિયજગતને સભર કરી રહે છે.

કવિતામાં શબ્દોનો સભાન વિનિયોગ કવિને છંદોની

---

શિલ્પ : દિનેશ કોઠારી–પ્રાપ્તિસ્થાન: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય: મૂલ્ય બે રૂપિઆ

# સુધાંશુ

---

## તૃપ્તિ

પીધું બધું ભરપૂર રે,
કંઈ નહીં મારે અધૂર !

આંખોની આ અંજલિ
એમાં વ્યોમનું વહ્યું પૂર,
નવલખ મારે એમાં કુંભ ભરે
જે જગને જનમ-હૂર;
પીધું બધું ભરપૂર રે !

ચરણ વામન વિરાટ ચડે
જીવનનું કેમૂ-ઘેઘૂર,
તૃણ-મેરુ છાવે છાયડી
જ્યાં ભવને ભવોભવની ભૂર
પીધું બધું ભરપૂર રે !

પ્રેમનો રંગ નવ-લાલ ગુલાલ
આ તો ન્યોચ્છાવર-જામનિરૂ
ફટક્યો પ્યાલો હતો ફૂટી ગયો
હું તો અખંડ રસનો છું શૂર;
પીધું બધું ભરપૂર રે !

# 'શિલ્પ'ની કવિતા

## ભોળાભાઇ પટેલ

'શિલ્પ' દિનેશ કોઠારીનો કાવ્યસંગ્રહ છે. ૩૧ જેટલી નાની મોટી રચનાઓ લઈને આવતો આ સંગ્રહ આજકાલ ગુજરાતી કવિતાક્ષેત્રે નાના સંગ્રહોના પ્રકાશનના વલણનું નિર્દેશન છે.

'શિલ્પ'નો કવિ સજગ શબ્દશિલ્પી છે. શબ્દ અર્થગર્ભ હોય તેટલું જ પર્યાપ્ત નથી. દિનેશ શબ્દના નાદતત્ત્વ પાસેથી પણ ઘણું કામ લે છે. ગીતોમાંથી બે ઉદાહરણ લઇએ:

દૃઢ આસનબદ્ધ બપોર
નગ્ન તપે તપ જોગી એનું રૂપ ઉગ્રતમ ઘોર

બપોરના આ ચિત્ર સાથે ઊતરતી સાંજનું આ ચિત્ર જુઓ:

ઝરમર તિમિર ઝરે
લયલોલિત મૃદુ મુગ્ધ ગગન આ કલકલ વિહગ સ્વરે.

પ્રથમ ઉદાહરણની ઓજસ્‌ગુણ પ્રધાન શબ્દયોજના એનો વર્ણવિન્યાસ બપોરની ચંડ ઉગ્રતાનો સંસ્પર્શ કરાવી દે છે, જ્યારે બીજા ઉદાહરણમાં પ્રસાદગુણાન્વિત લલિત પદાવલિ હળુ હળુ ઢળતી સાંજના વાતાવરણથી આપણા ઇંદ્રિયજગતને સભર કરી રહે છે.

કવિતામાં શબ્દોનો સભાન વિનિયોગ કવિને છંદોની

શિલ્પ : દિનેશ કોઠારી–પ્રાપ્તિસ્થાનઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયઃ મૂલ્ય બે રૂપિયા

# સુધાંશુ

## તૃપ્તિ

પીધું બધું ભરપૂર રે,
કંઈ નહીં મારે અધૂર !

આંખોની આ અંજલિ
એમા વ્યોમનું વર્ષ્યું પૂર;
નવલખ મારે એમા કુંભ ભરે
જે જગને જનમ–દૂર;
પીધું બધું ભરપૂર રે !

ચરણ વામન વિરાટ ચડે
જીવન'તુ કેસૂ–ઘેઘૂર;
તૃણ–મેરુ છાવે છાયડી
જ્યા ભવને ભવોભવની ભૂર
પીધું બધું ભરપૂર રે !

પ્રેમનો રંગ નવ–લાલ ગુલાલ.
આ તો ન્યોચ્છાવર–જામસિંદૂર
ફટક્યો પ્યાલો હતો ફૂટી ગયો
હું તો અખંડ રસનો છું શહૂર;
પીધું બધું ભરપૂર રે !

# 'શિલ્પ'ની કવિતા

## ભોળાભાઇ પટેલ

'શિલ્પ' દિનેશ કોઠારીનો કાવ્યસંગ્રહ છે. ૩૧ જેટલી નાની મોટી રચનાઓ લઈને આવતો આ સંગ્રહ આજકાલ ગુજરાતી કવિતાક્ષેત્રે નાના સંગ્રહોના પ્રકાશનના વલણનું નિર્દેશન છે.

'શિલ્પ'નો કવિ સજગ શબ્દશિલ્પી છે. શબ્દ અર્થગર્ભ હોય તેટલું જ પર્યાપ્ત નથી. દિનેશ શબ્દના નાદતત્ત્વ પાસેથી પણ ઘણું કામ લે છે. ગીતોમાંથી બે ઉદાહરણ લઇએ:

દૃઢ આસનબદ્ધ બપોર
નગ્ન તપે તપ જોગી એનું રૂપ ઉગ્રતમ ઘોર

બપોરના આ ચિત્ર સાથે ઊતરતી સાંજનું આ ચિત્ર જુઓ:

ઝરમર તિમિર ઝરે
લયલોલિત મૃદુ મુગ્ધ ગગન આ કલકલ વિહગ સ્વરે.

પ્રથમ ઉદાહરણની ઓજસ્‌ગુણ પ્રધાન શબ્દયોજના એનો વર્ણવિન્યાસ બપોરની ચંડ ઉગ્રતાનો સંસ્પર્શ કરાવી દે છે, જ્યારે બીજા ઉદાહરણમાં પ્રસાદગુણાન્વિત લલિત પદાવલિ હળુ હળુ ઢળતી સાંજના વાતાવરણથી આપણા ઇંદ્રિયજગતને સભર કરી રહે છે.

કવિતામાં શબ્દોનો સભાન વિનિયોગ કવિને છંદોની

---

શિલ્પ : દિનેશ કોઠારી–પ્રાપ્તિસ્થાન: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય: મૂલ્ય બે રૂપિઆ

વિવિધ ભંગિઓ યોજવા પ્રેરે છે. અક્ષરમેળ છંદોની ખંડ અને મિશ્ર પંક્તિઓની આ લીલા જુઓ:

મિલની ચીમનીમાં
ડૂબી ગયો સૂરજ..
એક ચીસ.
આઘાતથી આભ થતું પડું પડું!
નિયોનના લેમ્પસથી ત્યાં પ્રદીપ્ત,
તોળી રહ્યાં બિલ્ડિંગ સ્કાય સ્ક્રેપર!

આધુનિક નગરસંસ્કૃતિનું આ ચિત્ર શબ્દ અને છંદની યોજનાને કારણે આસ્વાદ્ય બની રહે છે.

હરિગીત અને વનવેલીના ખંડકોનું આ લઘુ સંગ્રહમાં પણ ઠીક પ્રમાણ છે. આ છંદયોજના કવિએ પોતે પ્રમાણેલા શબ્દોના વિનિયોગમાં સહાય કરે છે. પરિણામે અનેક રચનાઓ કંડારેલી શિલ્પાકૃતિઓ જેવી સ્વચ્છ લાગે છે.

અપર પક્ષે આવી રચનાઓ કાવ્યની ધબકતી ઉષ્મા આપવાને બદલે સંગેમરમરના શૈત્યનો જ અનુભવ કરાવે એ પણ સંભવિત છે; ફ્રેન્ચ પાર્નેશિયન યુગની કવિતાની જેમ–જેમાં રચનાકૌશલ્ય પૂર્ણતાની સીમાએ પહોંચતું હોય ભલે, પણ કવિતાની ઉષ્મા અનુભવવી મુશ્કેલ. દિનેશની આ સંગ્રહની કવિતા વાંચતાં કવચિત્ આવો અનુભવ થાય તો નવાઈ નહિ.

આ સંગ્રહમાં એક તૃતીયાંશ જેટલાં એટલે કે ૧૦ ગીતો છે. માત્ર બે અંતરાવાળાં આ ગીતોમાં કવિનો આગ્રહ તો કાવ્ય સિદ્ધ થાય તેમાં જ છે. કેટલાંક ગીતોની 'લયલોલિત' પંક્તિઓ

ગુંજ્યા કરે તેવી છે, તો ક્વચિત્ એકાદ બે પંક્તિઓ વધારે પડતી મુખરિત બની જતી જોવા મળે છે. 'કૈં ના બોલી' ગીતની અંતિમ પંક્તિ કે 'આષાઢી રાત' ગીતમાં બીજા અંતરાની પંક્તિઓ આ કારણે સમગ્ર ગીતબંધમાં શૈથિલ્ય લાવે છે.

'ભર્યાં ભર્યાં નીતર્યાં જળે એક ઝબોળો' ગીત એના લયહિલ્લોલને કારણે, એમાં આવતી ક્રિયાઓની લીલાને લીધે એક 'નિતર્યાં' ગીતનો આસ્વાદ અર્પી રહે છે. 'અઢળક ઢળિયો રે શામળિયો' પણ એવું જ વિશદ ગીત છે.

સંગ્રહનાં ગીતો અને અન્ય છંદોબદ્ધ રચનાઓ જોતાં કવિ દિનેશનાં બે વિભિન્ન moodવાળાં વ્યક્તિત્વ જોવા મળે છે. તેમનાં ગીતો તેમનામાં રહેલી રોમાન્ટિકતાનો ખ્યાલ આપે છે, જ્યારે તેમની અન્ય રચનાઓ આજના સમયની અભિજ્ઞતા અને આધુનિકતા પ્રત્યેનું કવિનું વલણ પ્રગટ કરે છે. 'શમણાં લ્યો રે કોઈ શમણાં લ્યો' ગીત ગાનાર કવિ 'હમિચલ ડોશો' કે 'ટન્ ટન્ ટકોરા સાત' જેવી રચનાઓ લખે છે. પરન્તુ મૂલતઃ દિનેશનું કાવ્યવ્યક્તિત્વ રોમાન્ટિક જ છે. એમની કવિતામાં આવતી આધુનિકતા ય જાણે પેલા રોમાટિન્ક ભાવજગતની જ નીપજ ન હોય! ગીતો દિનેશની સહજ અભિવ્યક્તિ છે, તે પછીનાં કાવ્યો આધુનિકતા પ્રગટ કરવાના સભાન પ્રયત્નો રૂપે છે, એવું લાગે છે.

સર્જાતી ગુજરાતી કવિતાનું વલણ 'ટન્ ટન્ ટકોરા સાત'– 'ચિત્ત–શૂન્ય–ખાલીખમ' જેવી રચનાઓમાં છે. કવિતામાં આવતો પ્રચ્છન્ન વ્યંગ્ય આખરે તો આધુનિક માનવજીવનની કરુણતા છતી કરે છે. આજની કવિતામાં સૂર્ય અને ચંદ્ર, પ્રકાશ અને અંધકાર જુદા જ સંદર્ભમાં આવે છે. અહીં દિનેશમાં જુઓઃ

ભલે પ્રગટતી નગ્ન સૂર્યની કાયા
ભલે પ્રગટતો પરુ દદડતો ચંદ્ર
ભલે પ્રગટતું તસતસતું અંધારું–

સૂર્ય ચંદ્ર વિષેનાં આ કલ્પનો સાથે ડાકણ, ખપ્પર, ઘુવડ, મસાણ, ભૂત વગેરે શબ્દો કવિના વલણનાં સૂચક બની રહે છે. એક કવિતામાં–

વાસી વાસી અંધારું
તૂરું તીખું અંધારું,
ખરબચડું કાંટાળું ખૂંચે અંધારું,
અંધારું પડઘાય,...

ઇન્દ્રિયવ્યત્યય (synesthesia)નો પ્રયોગ છે. અંધારાના તૂરું તીખું કે ખરબચડું કહી વિભિન્ન ઇન્દ્રિયબોધનો વ્યત્યય સાધવાનો અહીં પ્રયત્ન છે. પ્રશ્ન એ છે કે આજની કવિતામાં આવતા આ ઇન્દ્રિયવ્યત્યયના પ્રયોગમાં અનુભૂતિના સ્તર પર વ્યત્યય સધાય છે ખરો?

દિનેશની આ રચનાઓની એક લાક્ષણિકતા એ પણ છે કે તે કોઈ કશા વિચારને કવિતાના આલંબન રૂપે ભાગ્યે જ લે છે. ક્ષણ કે ક્ષણાર્ધના સૌન્દર્યાનુભવને શબ્દ દ્વારા વ્યક્ત કરવાની લીલા એ આ રચનાઓનું જાણે પ્રયોજન છે.*

*આકાશવાણી પરથી પ્રસારિત.

# યોસેફ મેકવાન

---

## પરોઢે અગાશીમાં

પરોઢ થાતાં, થયું સ્હેજ આજે
અગાશીમાં લાવ જરા લટારું !

હવા મહીં આભ ભીનાશ વેર્યું
સ્પર્શે, હવે પર્ણ સરીખું હૈયું
હર્ષે, પણ તેજ મઢેલ ઘાસે
દૃષ્ટિ ફરે, શીતલ શાંતિ ચિત્તે;
આનંદની આ ક્ષણ...વીજળીના
આ તાર વચ્ચે રણકે રહી રહી...

રસ્તા પરે બ્રેક...હવા ચિરાઈ
ને ચક્ર જેવો દિન ચિત્તમાંહીં
ઘુમી વળ્યો.. સાંજ થઈ..
પરોઢઆ

ખરી પડયું કયાંક પરોઢમાં...

o

"ગુજરાત સાહિત્ય સભા" તરફથી દર વર્ષે કરવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષ (સને ૧૯૬૬) માટે બે વિભાગમાં વહેંચી નીચેના સમીક્ષ'ને સોંપવામાં આવ્યું છે.

## વિભાગ પહેલો

કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ–તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ વગેરે.

## વિભાગ બીજો

વિજ્ઞાન–ભૌતિકવિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીર-વિજ્ઞાન, રસાયણ શાસ્ત્ર, શાસ્ત્રીય સાહિત્ય વગેરે

## સમીક્ષક

પ્રા. ચંદ્રકાન્ત મહેતા
૨/૫૨, રૂપનગર દિલ્હી-૭

તો પ્રકાશકોને આગ્રહપૂર્વક વિનંતી કરવાની કે એમના તરફથી પ્રકટ થતાં પ્રકાશનો પ્રકટ થાય કે તુરત ઉપર જણાવેલા સરનામે તે સમીક્ષકને મોકલી આભારી કરશો; જેથી સમીક્ષકને સમીક્ષાના કાર્યમાં સરળતા થાય.

# કવિલોક

તંત્રી મંડળ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

ગ્રંથાવલોકન

ભોળાભાઈ પટેલ

રઘુવીર ચૌધરી

કવિતાના વિશ્વપ્રવાહો

નલિન રાવળ

વ્યવસ્થા

મહેન્દ્ર ભગત

મનુભાઈ ત્રિવેદી

સહાયક

પ્રબોધ પરીખ

કવિલોક : ત્રૈમાસિક          તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા          લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.
(૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર મારકેટ, રતનપોળ. અમદાવાદ. (૪) શિવકુમાર જોષી. સુદર્શન અન્ડ કંપની, ૧૦ આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) મનહરભાઇ શાહ, વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન ૧ માળે, ૧ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

## આ અંકમાં

રાજેન્દ્ર શાહ
સુજાતા પ્રિયંવદા
કમલ વૈદ્ય
પ્રબોધ પરીખ
અન્તોનિયો માચાદો

નલિન રાવળ

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિના પ્રિન્ટરી. ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

# કવિલોક

## ૫૪

વર્ષ ૯ : અંક ૬ નવેમ્બર-ડિસેમ્બર : ૧૯૬૬



રાજેન્દ્ર શાહ


### તપોભંગ

મને હું જોઉં છું ત્યહીં એકાન્ત અરણ્યે
પુરાણા વડની જટાજાળમહીં સ્થિત
સિદ્ધાસને, ઇંદ્રિયના બોધથી અલિપ્ત,
વિશાળ વલ્મીકનો આધાર; સ્તરે સ્તરે

અહોરાત્રિવત કલ્પ-કાલ. વન ઘોર,
હિંસ્ર પશુતણી ક્રુદ્ધ ત્રાડ, વ્યાલપાશ
થકી દિશા કંપમાન, ધ્વસ્ત;-ખરે માત્ર
કિંચિત અંગની રજ; હું અચ્યુત કઠોર.

નેપુરની કિંકિણીને મૃદુતમ સ્પર્શ
આંદોલિત પ્રાણ શૂન્ય કંદરામાં સુપ્ત
મને અડે; નેત્ર ખૂલે, વહે રોમેરોમ હર્ષ.

સ્પંદહીન કેવલ વિવિક્તિથકી મુક્ત
કરી મને, હે રાગિણી, દીપ્તિમય પર્વ
ક્ષણ ક્ષણની શાશ્વતીથી કરે તું યુક્ત!

## સુજાતા પ્રિયંવદા

### દિગ્ભ્રાન્ત

મહાકાશ-
છે પ્રાર્થનાનું મંદિર.
વૃક્ષ
લતા, તૃણ
સ્તંભની જેમ
સ્વીય આત્મનિવેદમા
છે અચલ
હું જ છું એક કોલાહલ
મારા હૃદયમા
મારા મનમા
એકાન્તમાં
ફૂલ ક્યારેય ખીલતુ નથી
આકાશની દિશામાં
એકાન્તમા
ફૂલ ક્યારેય લાગતું નથી.

મારો ઉદ્ધત અહંકાર
વિદીર્ણ કરે છે
આકાશને.
ને એ તો છે
નીલ સ્ફટિક ઉજ્જવલ

ને...
સંભાષણ કરે છે મારી સાથે
મુક્ત સમીરણ.
સર્વત્ર લહી રહું છું ભદ્રતા
મારી અસ્થાએ
પોતાનું આસન જમાવ્યું છે
તથાગતની પાસ

તથાપિ
ધરિત્રીના
આ હરિત સમારોહમાં
હું ખોઇ બેઠી છું
જીવનનો અર્થ !

## આશાવાદી

ચોમેર
છવાઈ રહી કેવલ શૂન્યતા.
પોકાર
મારો
અથડાઈ પડઘાઇ
પાછો ફરે છે વાર વાર.
તો ય તે હું–
સોપાનશ્રેણીને અંતિમ પગથિયે
ઊભી છતાં

અંધની જેમ શું
મંદિર ઢૂંઢતી રહીશ ?
નહીં.
આતંક આશાવાદી છું હું.
પ્રલયંકર તોફાનની વચ્ચે
રચ્યું છું મારું નીડ...
શું હું ભગ્નપંખ ?
કોઈ ઉત્તર મળે
ન મળે
તો ય સ્વયં મને
સંપૂર્ણ સમર્પિત કરવાની
રાખું છું વાંછના.
ચહુગમ '
હજી ય ન કેમ આઓ પ્રચંડ હો રૌદ્ર
નિર્વિષ્ટ મનથી દગ્ધ થતી હું રહીશ.
ભલે જ્વાલામય શિખા
ઘેરી લઈ મને
કરે ઉદ્દામ ઉત્કટ નૃત્ય;
યાતનાવિદ્ધ થઈને પણ
રક્તાક્ત હૃદયમાં
એ પરમ સુંદરને
અર્ઘ અર્પતી રહીશ.

## માયા

એવું બને વિવશ અંતર કે ફરી ફરી
પાછી વળે નજર, ને અનિમેષ દૂરના
સૌંદર્યનું કરતી પાન બધું ય વિસ્મરી.
તંદ્રાથી જાગી કંઈ, સદ્ય સરંત સ્વપ્નમાં.

હું મારી સૈયર સમી કંઈ ટોકતી મને:
સંકોચ-ભીતિમય રોધનને ય પામતી.
સંવેગનું બલ ન બંધનને ગણે ક્ષણે:
રે આભ ઠેકી જતી વીજ ન હાથ આવતી.

મારી હતી ગતિ અનાગતની ભણી; હવે
એ તો બની અતીત પાછળથી પ્રકર્ષતો!
એનો અતીન્દ્રિય લહું ઋજુ સ્પર્શ, જે શિરે,
હા, પારિજાત દ્યુતિઝર્મર હર્ષ વર્ષતો!

મારે વ્યતીત ભવિતવ્યતણી ન ભિન્નતા:
જ્યાં હું ધરું ચરણ ત્યાં નરવી પ્રસન્નતા.

## પ્રબોધ પરીખ

---

### નેપાલીમાં ત્રણ કાવ્યો

મીનાને

૧

ધોળા બરફથી આચ્છાદિત ટેબલો
પાસે ગોળ ગોળ ફરે છે
તારી આંખના સમુદ્રો.
ભીંત પર
કૉફીના સ્થગિત ડૂસકાં.
મિત્રોના ફરે છે ઘોડેસ્વાર અવાજો.
રંગેલી લાલ છત પર
પથ્થરનાં ગીત.
સ્વપ્નમાં જ પીઉં છું સળીથી તને.

૨

દરવાજો ખૂલે છે ભીંતની આરપાર છે સૂરજ તેમા.
સાંભળું છું લાકડાની ખુરશીની પાંખોના ફફડાટ.
લોખંડી છત પર
હવામા ઊડી રહ્યાં છે અદ્રશ્ય પંખીઓ.
સ્તબ્ધ થઈ ગયા છે લોકો,
પુલ,
સ્ટેશનો.

લાંબી ગોળ યાત્રાઓ પછી ફરીથી
ગોળ સમુદ્ર,
ગોળ કાચની ડીશો,
ગોળ મારી બળતી આંગળીઓ,
અને તારી આસપાસ જન્મતું લીલું ઘાસ.
અહીં અવાજ
કાચની કોફીનો.

૩

હવે આપણી વચ્ચે શહેર.
અને મારો આ ખાલી હાથ.
મને અહીંથી તારા સુધી સાંકળે છે તે
કાબરચીતરા શબ્દો
પ્રસરતા, ટકરાતા
હથેળીમાં સંતાતા
લાખ લાખ પડઘાઓ.
મારો કાગળનો અવાજ
ને ટેબલ પર, સમુદ્રમાં
ફરે છે હોડીઓ.

## પ્રબોધ પરીખ

---

### નેપાળીમાં ત્રણ કાવ્યો

મીનાને

૧

ધોળા બરફથી આચ્છાદિત ટેબલો
પાસે ગોળ ગોળ ફરે છે
તારી આંખના સમુદ્રો.
ભીંત પર
કૉફીના સ્થગિત ડૂસકાં.
મિત્રોના ફરે છે ઘોડેસ્વાર અવાજો.
રંગેલી લાલ છત પર
પથ્થરનાં ગીત.
સ્વપ્નમાં જ પીઉં છું સખીથી તને.

૨

દરવાજો ખૂલે છે ભીંતની આરપાર છે સૂરજ તેમાં.
સાંભળું છું લાકડાની ખુરશીની પાંખોના ફફડાટ.
લોખંડી છત પર
હવામાં ઊડી રહ્યાં છે અદૃશ્ય પંખીઓ.
સ્તબ્ધ થઈ ગયા છે સોકો,
પુલ,
સ્ટેશનો.

લાંબી ગોળ યાત્રાઓ પછી ફરીથી
ગોળ સમુદ્ર,
ગોળ કાચની ડીશો,
ગોળ મારી બળતી આંગળીઓ,
અને તારી આસપાસ જન્મતું લીલું ઘાસ.
અહીં અવાજ
કાચની કોફીનો.

૩

હવે આપણી વચ્ચે શહેર.
અને મારો આ ખાલી હાથ.
મને અહીંથી તારા સુધી સાંકળે છે તે
કાબરચીતરા શબ્દો
પ્રસરતા, ટકરાતા
હથેળીમાં સંતાતા
લાખ લાખ પડઘાઓ.
મારો કાગળનો અવાજ
ને ટેબલ પર, સમુદ્રમાં
ફરે છે હોડીઓ.

# આન્તોનિયો માચાદો

(૧૮૭૫-૧૯૩૯)

---

'કવિતા શબ્દનો ધ્વનિ, વર્ણ, પદવિન્યાસ, કે જટિલ ઇન્દ્રિયબોધ નથી પણ અંતરનો ઊંડો ધબકાર છે...કાલમાં ઉચ્ચારાતો તાત્ત્વિક શબ્દ...કાલની સાથેનો માનવનો સંવાદ. પોતાના સમયની સાથે જેનો અંતરાત્મા સંલગ્ન છે, જીવનના ગહન અનુભવોમાંથી જે પ્રેરણા પામે છે, અને જે સાહજિકતાથી નિજી પાર્થિવતાની ઉપર આરોહણ કરે છે,-શબ્દના સાધનથી એટલે કે આધ્યાત્મિક અનુભવની વાઙ્મય અભિવ્યક્તિથી તે સાચો કવિ છે'. ઉપરોક્ત વિચારો ધરાવતો, આન્તોનિયો માચાદો સ્પેનના આન્દાલુઝિયામાં જનમ્યો હોવા છતાં 'કાસ્તિલિયન ગિરિપ્રદેશનો કવિ થવાનું ભાગ્ય લાવ્યો હતો. બાલ્યાવ્યસ્થામાં જ સંજોગવસાત્ એને મેદ્રિદ જવું પડ્યું હતું ને ત્યાંથી પ્રૌઢ ઉંમરે ફ્રેન્ચ શિક્ષક તરીકે વેરાન કાસ્તિલના દુઅરો નદીના પશ્ચિમ કાંઠે વસેલા સોરિયા શહેરમાં. અહીં શરૂઆતમાં એને ખૂબ એકલવાયું લાગતું. આથી સમય વ્યતીત કરવા એ લુખા પહાડોમાં એકલો દૂર દૂર રખડવા નીકળી પડતો. સમય જતાં આ શીતળ ખડકાળ નગ્ન પ્રદેશ, નિત્યના પરિચયે એનો આત્મીય બની રહ્યો. ઉત્તરાવસ્થામાં આ પ્રદેશ છોડી સ્પેનમાં જ અન્યત્ર એને રહેવું પડ્યું હતું. પણ આ સ્થળની લગની એને મન જીવન પર્યંત રહી. સ્થળ અને સમય સાથેનું એનુ સાહચર્ય મહદંશે એની બધી રચનાઓમાં વ્યક્ત થતું જણાય છે.

## કાલે રાત્રે

ગત રાત્રિની ઘેરી ઊંઘમાં
લહ્યું મેં સ્વપ્નઃ શું ધન્ય દર્શન!
ઝરણું વહી જાય હૃદ્ભૂમિ
કરતું ઉચ્છલ છોળથી ભીની.

જલ, નિભૃત માર્ગથી કયા
વહી આવો ભણી મારી ખેલતાં?—
નવ જીવનઝંકૃતિ ભર્યાં
નહિ જેને કદિ પોશથી પીધાં!

ગત રાત્રિની ઘેરી ઊંઘમાં
લહ્યું મેં સ્વપ્નઃ શું ધન્ય દર્શન!
મુજ અંતરની રવેશમાં
રવથી સ્ફીત સકંપ છત્રક.

કંઇ કેટલી હૈમમક્ષિકા
મળી ત્યાં સંચિત તિક્તને રસ
રચતી જતી શ્વેત સિક્થક
વળી મીઠું પરિતોષતું મધુ.

ગત રાત્રિની શાન્ત સુપ્તિમાં
લહ્યું મેં સ્વપ્નઃ શું ધન્ય દર્શન!
અતિ ઉજ્જ્વલ રક્ત રશ્મએ.
હૃદયે, સૂર્ય પ્રચંડ આંચ શો.

# આન્તોનિયો માચાદો

(૧૮૭૫-૧૯૩૯)

---

'કવિતા શબ્દનો ધ્વનિ, વર્ણ, પદવિન્યાસ, કે જટિલ ઇન્દ્રિયબોધ નથી પણ અંતરનો ઊંડો ધબકાર છે...કાલમાં ઉચ્ચારાતો તાત્ત્વિક શબ્દ...કાલની સાથેનો માનવનો સંવાદ. પોતાના સમયની સાથે જેનો અંતરાત્મા સંલગ્ન છે, જીવનના ગહન અનુભવોમાંથી જે પ્રેરણા પામે છે, અને જે સાહજિકતાથી નિજી પાર્થિવતાની ઉપર આરોહણ કરે છે,-શબ્દના સાધનથી એટલે કે આધ્યાત્મિક અનુભવની વાઙ્મય અભિવ્યક્તિથી તે સાચો કવિ છે'. ઉપરોક્ત વિચારો ધરાવતો, આન્તોનિયો માચાદો સ્પેનના આન્દાલુસિયામાં જનમ્યો હોવા છતાં 'કાસ્તિલિયન ગિરિપ્રદેશનો કવિ થવાનું ભાગ્ય લાવ્યો હતો. બાલ્યાવસ્થામાં જ સંજોગવસાત્ એને મેદ્રિદ જવું પડ્યું હતું ને ત્યાંથી પ્રૌઢ ઉંમરે ફ્રેન્ચ શિક્ષક તરીકે વેરાન કાસ્તિલના દુએરો નદીના પશ્ચિમ કાંઠે વસેલા સોરિયા શહેરમાં. અહીં શરૂઆતમાં એને ખૂબ એકલવાયું લાગતું. આથી સમય વ્યતીત કરવા એ લુખા પહાડોમાં એકલો દૂર દૂર રખડવા નીકળી પડતો. સમય જતાં આ શીતળ ખડકાળ નગ્ન પ્રદેશ, નિત્યના પરિચયે એનો આત્મીય બની રહ્યો. ઉત્તરાવસ્થામા આ પ્રદેશ છોડી સ્પેનમાં જ અન્યત્ર એને રહેવું પડ્યું હતું. પણ આ સ્થળની લગની એને મન જીવન પર્યંત રહી. સ્થળ અને સમય સાથેનું એનુ સાહચર્ય મહદંશે એની બધી રચનાઓમા વ્યક્ત થતું જણાય છે.

# કાલે રાત્રે

ગત રાત્રિની ઘેરી ઊંઘમાં
લહ્યું મેં સ્વપ્નઃ શું ધન્ય દર્શન !
ઝરણું વહી જાય હૃદ્ભૂમિ
કરતું ઉચ્છલ છોળથી ભીની.

જલ, નિભૃત માર્ગથી કયા
વહી આવો ભણી મારી ખેલતાં ?–
નવ જીવનઅંકૃતિ ભર્યાં
નહિ જેને કદિ પોશથી પીધાં !

ગત રાત્રિની ઘેરી ઊંઘમાં
લહ્યું મેં સ્વપ્નઃ શું ધન્ય દર્શન !
મુજ અંતરની રવેશમાં
રવથી સ્ફીત સકંપ છત્રક.

કંઇ કેટલી હૈમમક્ષિકા
મળી ત્યાં સંચિત તિક્તને રસ
રચતી જતી શ્વેત સિક્થક
વળી મીઠું પરિતોષતું મધુ.

ગત રાત્રિની શાન્ત સુપ્તિમાં
લહ્યું મેં સ્વપ્નઃ શું ધન્ય દર્શન !
અતિ ઉજ્જ્વલ રક્ત રશ્મિએ.
હૃદયે, સુર્ય પ્રચંડ આંચ શો.

જ્વલતો સ્વીય રુદ્ર આતપે
ખડુ જ્વાલામય અંગીઠીસમ.
પણ ભાનુ વરેણ્ય ભર્ગનો
ધરતો તેજનું નેત્ર-અંજન.

ગત રાતની ઘેરી ઊંઘમાં
લહ્યું મેં સ્વપ્ન: શું ધન્ય દર્શન!
ઉરને અવકાશ જે ધર્યું,
ધર્યું તે અન્ય ન, એ જ ઈશ્વર.

( આધાર ગ્રંથ **The Poem Itself** *by Stanley Burnshaw*)

•

# વિલિયમ બટલર યેટ્સ

( ૧૩ જૂન ૧૮૬૫ : ૨૮ જાન્યુઆરી ૧૯૩૯ )

(“Maturing as a Poet means maturing as the whole man”
–T. S. Elliot.)

કવિ તરીકે નીવડવું એટલે આખાય મનુષ્ય તરીકે નીવડવું –યેટ્સની કવિતાના અનુલક્ષમાં આપેલા વ્યાખ્યાનમાં એલિયટે ઉચ્ચારેલું આ સત્ય એલિયટમાં પણ અનુભવાય. એલિયટની એ વિશેષતા રહેલી છે કે એ જયારે અન્ય સર્જકોનો પરિચય આપે છે ત્યારે સહજપણે પોતાનો પરિચય પણ એમાં વણી લે છે.

યેટ્સ વિશેના વ્યાખ્યાનમાં એમણે એક અગત્યની વાત એ કહી છે કે કવિકર્મ, સાચું કવિકર્મ, સતત ચૈતસિક પરિમાણોમાંથી પસાર થતું રહે છે. સમર્થ કવિ સદા સમકાલીન હોય છે. યેટ્સ આવા એક સમર્થ કવિ છે. જીવનના–અનેક પ્રશ્નોના અનુસંધાનમાં મુકાએલા જીવનના જે જે પ્રવાહોમાં થઈ એમની કવિતા વહી ને તે પ્રવાહોમાં પ્રવાહમય થઈ તે વહી. કવિતામાં જાત અનુકરણ એ મૃત્યુ છે. એમણે કદી આંકેલુ ઘૂંટયું– આખોય જન્મારો આંકેલુ નથી. સુદીર્ઘ જીવનમાં જૂદે જૂદે સમયે અભિવ્યકિતના અતિ સંકુલ પ્રશ્નોને એમની આત્મચેતનાએ પડકારેલ છે. કવિ વૃદ્ધ થતા ગયા તેમ તેમ એમની કવિતા –એમના સમૃદ્ધ સંવેદન તંત્રમાંથી જન્મેલી કવિતા આંતર બાહ્ય વિશ્વના નિગૂઢ સ્તરો આવરતી ઊંડે અને ઊંડે એક સુનિયંત્રિત ગતિથી વહી રહી.

એક વિવેચકે એમની કવિતાને નવપલ્લવિત થએલા પ્રાચીન વૃક્ષ સાથે સરખાવી છે. વૃક્ષ એમનું પ્રિય પ્રતીક છે. એમની કવિતાનાં મૂળ ચોફેર પથરાએલાં છે પણ ઊંડે સુધી ગએલાં આ મૂળે સત્ત્વ ખેંચ્યાં છે આયર્લૅન્ડની પ્રાચીન લોકકથાઓ

અને પુરાણુ કથાઓમાથી ૨૪ની વયે એમણે જે કૃતિ –The Wanderings of Oisin રચી તે એમની એક માત્ર સુદીર્ઘ રચના હોવા ઉપરાત આયરિશ પુરાણકલ્પનનો એમણે કવિતામા સિદ્ધ કરેલો પ્રથમ પ્રયોગ છે. કથાનાયક ઓઇસીનના સ્વમુખે કહેવાએલી કથા અનુભૂતિના ત્રણ મુખ્ય સ્તરોમાથી પસાર થાય છે. ઓઈસીન ત્રણ ટાપુઓમાથી પસાર થતો થતો અંતે પોતામા પ્રવેશી જ્યોતિર્મય અવકાશનો અનુભવ કરે છે. કથા કાવ્યમા રૂપક વણાએલું છે. પ્રથમ સ્તરમા 'સ્લીગો' અને 'ઇનીસફ્રી'ની સ્વપ્નિલ આબોહવા પમરે છે. શિશુવયમા માણેલી પ્રકૃતિનુ પુનઃ અનુસંધાન યેટ્સ અહીં પામે છે. (જો કે યેટ્સની કવિતામા આવતી પ્રકૃતિ મર્યાદિત છે એક મિત્રે નોંધ્યું છે કે યેટ્સ ચાલતી વેળાએ ભાગ્યેજ આજુબાજુ નિહાળતા, એકધારી અને નીચી નજર નોંધતા એ ચાલ્યા જતા.) પ્રેમ અને યૌવન પ્રથમ સ્તરનો અનુભવ છે બીજા સ્તરમા અંધકાર અને સંઘર્ષનુ પ્રાબલ્ય વિશેષ છે. આયર્લેંડ અને ઇંગ્લેંડ વચ્ચેના વિગ્રહનુ તેમજ જાતીય સંવેગોનુ એક સંકુલ કલ્પન બીજા સ્તરમા અનુભવાય કવિ કવિતા અને વૃદ્ધત્વ ત્રીજા સ્તરનો વિષય છે. 'બાઇઝેન્ટીઅમ' કાવ્યોમા પ્રતીક તરીકે સ્થિર થતુ પંખી સૌ પ્રથમ અહીં દેખા દે છે આમ પહેલી જ મુખ્ય રચનામા યેટસ જીવનભર ગાએલા બધાજ વિષયોની માંડણી કરે છે

એકવીસની વયે એમણે પોથીમા નોંધેલુ બુદ્ધિ પ્રભેદો જૂએ છે. પ્રતા ઐક્ય Talent perceives differences, Genius unity કવિ થવા માટે આરંભમા જ એ કેની સજ્જતા કેળવી ચૂકયા છે! યેટ્સનુ સમગ્ર સર્જન એક અખંડ કાવ્ય છે એવી પ્રતીતિ થતી હોય તો તેનું રહસ્ય એમની જીવનભાવના અને

કાવ્ય ભાવના વ્યકત કરતા આવા સહજ ઉદ્દગારોમાંથી જડી આવે.

અનેક પરિબળોની અસર તળે યેટ્સના કવિ-માનસનું ઘડતર થયું છે. અનેક એકમેકથી વિરુદ્ધ એવા સંસર્ગોના સીધા પરિચયમાં યેટ્સ મુકાયા છે.

અનેક સામસામા છેડાના પદાર્થો યેટ્સમાં મળે છે. એક સાથે અહીં સંવાદી અને વિસંવાદી તત્ત્વોનું સાંનિધ્ય અનુભવાય છે. માતૃપક્ષ અને પિતૃપક્ષ તરફથી જે સંસ્કારો યેટ્સે મેળવ્યા તે પણ કેટલા વિભિન્ન! માતૃપક્ષ–પોલેક્ષફેન્સ–તરફથી યેટ્સે મેળવી અગમ્ય એકલતા Curious Soliteriness પિતૃપક્ષ તરફથી એમણે મેળવી મુખરતા Eagerness to Communicate. પુત્રની પહેલી રચના વાંચી પિતા બોલી ઊઠેલા:

'Behold I have given a tongue to the Sea-Cliffs' પિતા સ્વયં એક સારા ચિત્રકાર અને સાહિત્યના અભ્યાસી હતા. ભોજન સમયે એ શેકસપિયરના નાટકોમાંથી એમને ગમતા ફકરાઓનું પઠન પુત્ર સમક્ષ કરતા. સ્પેન્સર, શેલી, કીટ્સ અને પેટર પ્રત્યેનો પિતાનો પ્રેમ પુત્રમાં પણ ઉતરેલો. ચિત્રકારો ચિંતકો અને સાહિત્યકારોનો પરિચય યેટ્સને કિશોર વયથીજ ઘરમાં મળી રહેતો. એક સારા ચિત્રકાર થવાની શકયતા યેટ્સમાં આરંભમાં જણાએલી. પ્રથમ મિલને–૨૪ની વયે –એમના સમગ્ર મનસ્ તંત્રને અંકૃત કરી જનાર અને એમની કેટલીક ઉત્તમ કૃતિઓનું પ્રેરણા બળ બનનાર અપૂર્વ સુંદરી મૉડ ગૉનનો પરિચય અહીં પિતાના આવાસ-બેડફોર્ડ પાર્ક-માં થયેલો. એમનાં કેટલાંક કાવ્યો વ્યકિત પ્રત્યેના પ્રેમમાંથી સ્ફૂર્યાં છે. એમના જીવનમાં પ્રવેશેલા મિત્રોમાં એમણે મૈત્રિ ઉપરાંત

જે ભાન કલ્પનો-રાષ્ટ્ર, ધર્મ સમાજ, કવિતા અને અન્ય સૌંદર્યલક્ષી પદાર્થો વિશે દોરેલા તે બધા ભાવ કલ્પનો સાકાર થતા જોયા. "The Municipal Gallery Revisited" નામની એમની રચનામા આત્મ ગૌરવની પ્રતિષ્ઠા એમણે મિત્રોમા કરી છે.

Do not judge alone
This book or that, Come to this hallowed place
Where my friends' portraits hang and look
there on,
Ireland's history in their Line ments trace,
Think where man's glory most begins and ends,
And say my glory was I had such friends

"નિકટના મિત્રને પત્ર લખવામા આપણી જે આત્મિયતા પ્રગટ થાય છે તે આત્મિયતા આપણે આપણા વિચારો ભાષામા પ્રગટ કરીએ ત્યારે પણ આવવી જ જોઇ" વ્યકિતલક્ષી કાવ્યો અત્યંત સફળતાપૂર્વક લખનાર કવિનો ઉક્ત ઉદ્ગાર કવિ માત્ર પહેલી વીસીમાથી પસાર થતા હતા ત્યારે ભાષાબધ્ધ થએલો. આપ્તજનોમા પિતા અને કાકા જ્યોર્જ પોલેક્ષફેન, મિત્રોમા લાયોનલ જ્હોનસન, અર્નેસ્ટ ડાઉસન, ઓસ્કાર વાઈલ્ડ, જ્યોર્જ રસેલ, મેકગ્રેગોર અને જ્હોન ઓ'લીઅરી જેવી વિવિધ પ્રતિભા ધરાવતી વ્યકિતઓમા એમને રસ હતો (જોકે અંતે એમની શ્રધ્ધા એક માત્ર મિત્ર-જ્હોન સિંજમા પ્રતિષ્ઠિત થએલી જ્હોન સિંજમા એમણે કલ્પેલી સાહિત્યની 'મૂર્તિ' છેક લગી અચલ રહેલી.) એમના જીવનમા પ્રવેશેલા કેટલાક સ્ત્રી મિત્રો

મૉડ ગૉન, ઑગસ્ટા ગ્રેગરી, ઑલિવીઆ શેક્સપિયર, કેથરાઈન ટાયનાન, ડૉરોથી વૅલ્સલી, ફ્લોરૈન્સ ફાર-એ યેટ્સના સાહિત્ય વિષયક વલણો સ્પષ્ટ કરવામાં મોટી અસર કરેલી 'ફ્રેન્ડઝ' નામના કાવ્યમાં મૉડ ગૉન, ઑગસ્ટા ગ્રેગરી અને ઑલિવિઆ શેક્સપિયરનું સ્મરણ કર્યું છે.

"Three women that have wrought
what joy is in my days".

યેટ્સની અનેકવિધ સાહિત્યિક પ્રવૃત્તિ ઉત્તમ સ્વરૂપે પાંગરી હોય તો તે આ ત્રણ વિલક્ષણ સ્ત્રી મિત્રોની આત્મહૂંફને કારણે. આ સહુ આપ્તજનો અને પ્રતિભાવંત મિત્રોના સંદર્ભમાં યેટ્સ સ્વસ્વરૂપની પુનઃ પુનઃ વ્યાખ્યા બાંધતા. આત્માની અખિલાઈને અન્યના અને પોતાના વિવિધ સ્વરૂપો વચ્ચે અનુભવી, અભિન્ન એવું કાવ્યસત્ય સિદ્ધ કરવાનો કવિપ્રયત્ન યેટ્સે છેક લગી જારી રાખ્યો.

"ધર્મ વગર હું મારી જાતને જીવતી નથી કલ્પી શકતો" યેટ્સે એકરાર કર્યો છે. પ્રાણી માત્રના અસ્તિત્ત્વમાં એ પ્રભુ સ્પર્શ પામે છે.

Whatever stands in field or flood,
Bird, beast, fish or man,
Mare or stallion, cock or hen,
Stands in God's unchanging eye
In all the vigour of its blood;
In that faith & live or die.

કવિશ્રધ્ધા અંતે સ્થિર થાય છે કર્મમા–કવિકર્મમા "words alone are certain good" કહેનાર કવિ માટે અંતે કવિકર્મ એ જ કવિ ધર્મ નિશ્ચિત બને છે. એમણે આ સ્પષ્ટ કર્યું જ છે।

"I had made a new religion, almost an infallible Church of Poetic tradition, of a fardel of stories, and of personages, and of emotions, inseparable from their first expression, passed on from generation to generation by poets and painters with some help from philosophers and theologians I wished for a world, where I could discover this tradition perpetually, and not in pictures and in poems only, but in tiles round the chimney piece and in hangings that kept out the draft."

સમગ્ર કાવ્ય પરંપરા અને સમગ્ર જીવન–વ્યક્તિ, સમાજ, રાષ્ટ્ર, ધર્મ, સંસ્કૃતિ અને વિશ્વના સંદર્ભમા મુકાએલા સમગ્ર જીવનના પ્રકાશમા યેટ્સ કવિતાને જૂએ છે. જેમની કવિતાના તાર હૃદયના એકે એક પરિસ્પંદમાથી નીકળી બાહ્ય વિશ્વ તેમજ આંતર વિશ્વને આવરી લેતી એક એવી રમણીય તંતુજાળ રચે છે જેને સર્વથા સમજવી–સમજાવવી અશક્ય. એમનુ કવિકર્મ અથાગ પરિશ્રમ અને અગમ્ય ભાવાવેશથી સિધ્ધ થયેલી કેટલીક પધ્ધતિઓ પર નિર્ભર છે. કવિતામા આશ્ચર્યકારક પરિણામો લાવનાર યેટ્સના સિધ્ધાંતો જેના પર આધારિત છે તે માસ્ક, મેજીક અને ઑકલ્ટ કદાચ બુધ્ધિની ભૂમિકાએ સર્વગ્રાહ્ય ન

બને પણ યેટ્સની કવિતાનું રહસ્ય માસ્ક મૅજીક અને ઑકલ્ટનો એમણે કરેલો અર્થ સમજતાં જડી આવે. મૅજીકમાં શ્રદ્ધા વગર એ કાવ્ય ન કરી શકત એમ એમણે નોંધ્યું છે પણ એમને અભિપ્રેત અર્થ આ છેઃ

I believe....

(1) That the borders of our minds are ever shifting, and that many minds can flow into one another, as it where, and create or reveal a single mind, a single energy.

(2) That the borders of our memories are as shifting, and that our memories are a part of one great memory, the memory of Nature herself.

(3) That this great mind and great memory can be evoked by symbols.

જે વિશ્વ સ્મૃતિનો જ અંશ છે એવી મહાસ્મૃતિ અને મહામાનસ, પ્રતીકો દ્વારા અર્થબદ્ધ લયબદ્ધ થાય છે. મેજીક ઉપરના નિબંધમાં યેટ્સે મેજીકનો જે અર્થ તારવ્યો છે તેનું વિશ્લેષણ માવસશાસ્ત્રની દષ્ટિએ પણ ઘણું રસપ્રદ થઈ પડે તેમ છે. માસ્કના અનુસંધાનમાં એમણે વ્યકિત રાષ્ટ્ર, ઇતિહાસ અને સંસ્કૃતિનો પણ વિચાર કર્યો છે. દરેક વ્યકિત મ્હોરું બદલે છે. સાચું મ્હોરું કયારેક જ હાથ લાગે. બહુશઃ મ્હોરું જાતછેતરામણીથી વિશેષ નથી. મ્હોરાં સાચાં અને જૂઠાં બંને

એકાગ્ના હોય છે વિકાસના જૂદા જૂદા તબક્કે કવિ આત્મ-પ્રકૃતિને અનુરૂપ સાચુ મ્હોરું શોધતો રહે છે કાવ્ય–વાસ્તવની નોંધ લેતી કવિદૃષ્ટિ અનેક સ્તરો વીંધતી ધ્રુવ સત્ય પર વિરમે છે જે પોતે નથી તે થવા સર્જક સતત આત્મ સંઘર્ષ અનુભવે છે. યથાર્થ મ્હોરુ પ્રાપ્ત થતા આ સંઘર્ષ શમે છે Personal utterance અને objective truth એટલે કે વ્યષ્ટિ સમષ્ટિ વચ્ચેની કડી Mask છે. 'I take pleasure alone in those verses where it seems to me I have found something hard and cold, some articulation of the im ige, which is the opposite of all that I am in my daily life, and all that my country is'

શૈલી અને વ્યકિતત્વના પર્યાય તરીકે પણ મ્હોરાને ગણે છે "style, personality—deliberately adopted and therefore a mask"

અખંડ જીવન unity of Being
અખંડ ઈમેઈજ unity of Image
અખડ સંસ્કૃતિ unity of culture સિદ્ધ કરવામા યેટ્સનો પુરુષાર્થ છે. 'કબાલિસ્ટીક સ્ટડીઝ'ના ઊંડા સસ્કાર યેટ્સની કવિતામા છે. અનંત સ્વરૂપ શ્રેણી અને વૈશ્વિક સંવાદ કબાલિસ્ટીક ઇમેઇજરીઝ દ્વારા વ્યકત થાય છે. "all occult symbols linked ultimately to a universal harmony' ભૌતિકસ્તર Primary Gyre અને આધિ-ભૌતિક સ્તર Antithetical Gyre વચ્ચે સંવાદી રેખા યેટ્સને સિદ્ધ કરવી છે બને સ્તરોની વ્યકિતઓ આસમ

મ્હોરાં શોધે છે. મહાચક્ર The Great Wheelની યેટ્સની વિભાવના દ્વારા સાચું મ્હોરું True Mask પ્રાપ્ત કરવાના કવિ પ્રત્યનો જ મહાન રચનાઓનું બળ બની રહે છે. યેટ્સ ચંદ્રની ૨૮ કળાઓ પાડે છે. વ્યકિતત્ત્વની ૨૮ કક્ષાઓ સાથે આ કળાઓ જોડાએલી છે. વ્યકિતનો પુરુષાર્થ આ બધી કક્ષાઓને અતિક્રમી જવામાં છે. કવિ એક એવી ક્ષણુ ઝડપી લે છે જે દ્વારા એ પૂર્ણ સંવાદ, પૂર્ણ સ્વરૂપની અનુભુતિને શબ્દબદ્ધ-કાવ્યબધ્ધ કરી શકે છે. આખું વિશ્વ સુવ્યવસ્થિત છે અને તેના જડ ચેતન પદાર્થો પૂર્ણ સંવાદ પ્રતિ ગતિ કરતા જ રહે છે. કબાલા પ્રતીકોની પાછળ આ સત્ય રહેલું છે. A vision, Leda and the Swan, The Second Coming જેવી રચનાઓમાં યેટ્સે અપનાવેલી આ પધ્ધતિઓનો વિનિયોગ કાવ્યાત્મક થયો છે. જીવન વૃક્ષ Tree of Life અને Birds પંખીઓ–કબાલા ઇમેઈજીસ યેટ્સે કાવ્યમાં વારંવાર પ્રયોજી છે. કવિતામાં અંતિમ પ્રમાણુ તો કવિતા જ આમ છતાં યેટ્સના ઓકલ્ટ, મેજીક અને માસ્ક અંગેના અભ્યાસે એક એવી ટેકનીક શોધી આપી જે દ્વારા કવિ એકાત્મભાવે અનુભૂતિ અને દર્શનને કાવ્યમાં પ્રમાણિ: "holding a single: thought reality and justice".

ગૂઢ વિદ્યા પતિ યેટ્સને આરંભથી જ રસ હતો 'સ્લીગો'ના નિસર્ગ રમણીય સ્થળો, અભેદ્ય જંગલો, ગુહા કંદરાઓ અને નીરવ એકાંતોમાં યેટ્સ આધિભૌતિક તત્ત્વોની ખોજમાં સતત પ્રવૃત્ત રહેતા. ગુપ્ત બેઠકો Seances માં પણ હાજરી આપતા વીસની વયે જે કલબ જયોર્જ રસેલ (AE) અને અન્ય મિત્રોના સહકારથી સ્થાપી તેનો ઉદ્દેશ રહસ્યમય તત્ત્વોના અભ્યાસનો હતો. માર્થસ દ્વારા જ યેટ્સ કબાલા વિદ્યાનો પરિચય પામી

શકયા. સદ્ અને અસદ્‌ને વણી લેતા જીવન વૃક્ષ Tree Lifeની ઇમેઈજ યેટસને ઘણી સુગ્રથિત લાગી " The Two Trees "મા યેટ્સે કબાલા ઇમેઈજનો સીધો ઉપયોગ કર્યો છે થીઓસોફી અને ભારતીય દર્શનશાસ્ત્રના અભ્યાસે પણ એમની કાવ્યભાવના પર અસર પાડી છે

અ તિમ પ્રમાણ કવિતા છે એટલે કે કાવ્યાતર્ગત તત્ત્વમા જે એક અખ ડ ત ત્રનુ વિસ્મયપ્રેરક સ ચલન અનુભવાય છે તે છે કાવ્ય–લયમા એક નહીં અન ત સ્વરૂપાવર્તિઓની ગતિ સાગરના મોજાઓની જેમ સતત ઊઠતી અને શમતી રહે છે એક એવુ નાદ–અનુરણન ગુ જયા કરે છે જે પ્રગટયુ છે પ્રગટયા કરે છે સમસ્ત વિશ્વમા વહી રહેલા મહાનાદમાથી યેટસની કવિ તરીકેની મહત્તા એમણે અદ્‌ભુત સામર્થ્યથી અને અપૂર્વ લય સૂઝથી સિદ્ધ કરેલા કાવ્ય સ્વરૂપ પર નિર્ભર છે કવિતામા ચિ તનનુ મૂલ્ય છે જ પણ અદકુ મૂલ્ય, કદાચ એકમાત્ર મૂલ્ય સ્વય કાવ્યસ્વરૂપમા રમી રહેલા અવિરામ રમી રહેલા લયમા નિબધ્ધ છે યેટ્સ ભાર મૂકે છે પોતે સિદ્ધ કરેલા વિચાર જગત પર નહીં પણ પોતે સિધ્ધ કરેલા દૃષ્ટિ ગમ્ય, શ્રવણ ગમ્ય એવા નાદ જગતમા એટલે કે કા ય સ્વરૂપમા યેટ્સ કાવ્ય સ્વય ને એક અખ ડ પ્રતીક ગણે છે કાવ્યમા પ્રતીક નહીં પણ કાવ્ય પોતેજ સુનાગ પ્રતીક એ સ્પષ્ટ કરે છે, પ્રતીક એ મ ત્ર ય ક્તિનિર્ભર નથી, સમગ્ર કા ય પર પરામાથી પ્રતીક ઉપસી આવે છે

The Symbolism of Poetry નામના એમના નિબ ધમા પ્રતીક વિશેની વિભાવના એમણે સ્પષ્ટ કરી છે

All sounds, all colours, all forms, either because of their pre-ordained energies or because of long association, evoke indefinable and yet pricise emotions . . . . and when sound, and colour, and form are in a musical relation, a beautiful relation to one another, they become as it were one sound, one colour, one form. and evoke an emotion that is made out of their distinct evocations and yet is one emotion. The same relation exists between all portions of every work of art whether it be an epic or a song, and the more perfect it is, and the more various and numerous the elements that have flowed into its perfection, the more powerful will be the emotion, the power the God it calls among us. . ." યેટ્સની પ્રતીક વિશેની વિચારણા અત્યંત તાત્વિક અને સૂક્ષ્મ છે. ફ્રેન્ચ સીમ્બોલીસ્ટીક કવિતાનો યેટ્સે રસપૂર્વક અભ્યાસ કરેલો. તદુપરાંત માલાર્મેની સાથે પેરીસમાં સાહિત્ય ચર્ચા કરેલી. આર્થર સાયમન્સે માલાર્મેની પ્રતીક વિચારણા અંગેના લેખનનો અંગ્રેજીમાં કરેલો અનુવાદ પણ યેટ્સ જોઈ ગયેલા. આમ છતાં યેટ્સ પ્રતીક અને પ્રતિરૂપ વિશેની તે સમયે અત્યંત પ્રબળ એવી ફ્રેન્ચ અસરથી મુકત રહેલા. (તત્કાલીન અંગ્રેજી કવિતામાં પણ આ અસર નહીવત્ છે. અંગ્રેજી કવિતામાં પ્રતીક અને ઈમેઈજ જૂદા જ સંદર્ભોમાં તપાસવામાં આવે છે. જો કે એલિયટે પોતાને વિશે બોલતાં એમ કહ્યું છે કે પોતાને જે પ્રકારની કવિતાની જરૂર રહે છે તેનું અંગ્રેજીમાં

નો અસ્તિત્વ જ નથી પોતાના અવાજનો વિનિયોગ- કવિતામા -કરતા શીખવે એવી કવિતા ફ્રેન્ચમાથી એમને જડી )

સ્વીડનબૉર્ગની રહસ્યગર્ભ ફિલસૂફી અને બ્લેઈકની રહસ્યગર્ભ કવિતાની ઘેરી અસર એમની પ્રતીક વિચારણા પર જરૂર પડી છે. (બ્લેઈકના કાવ્યોનુ સંપાદન એમણે કર્યું છે.) યેટ્સ અખંડ કલાસ્વરૂપને જ પ્રતીક ગણે છે સંપૂર્ણ કલાત્મક પ્રતીક કલાના સઘળા આતર-બાહ્ય તત્ત્વોને સાફળી રચનામા બદ્ધ થતા સંગીતાત્મક સંયોજનોમાથી ઉપસી આવે છે. પ્રાપ્ત સ્વરૂપ કે જે પ્રતીક છે તે અન્યથા કશુંય નહીં પણ સ્વય પર્યાપ્ત કાવ્ય અખંડ નાદ, અખંડ સ્વરૂપ અને અખંડ વર્ણ કાવ્યના સર્વાંગમા વ્યાપી વળેલી અનુભૂતિને આવરી અંતે કાવ્યના આત્મમા લય પામે છે—આ ત્યારે બને જ્યારે અનન્ય સાધના શબ્દે શબ્દનું ધારક બળ હોય અપૂર્વ કવિ-સાધના સુરમ્ય શબ્દ સ્વરૂપે વિલસે છે

A line will take us hours may be,
Yet if it does not seem a moment's thought,
Our stitching and unstitching has been nought.

અન્ય એક પંક્તિ પણ આજ સત્ય પ્રકટ કરે છે.

That we must labour to be beautiful.

કવિતાનો આત્મ સર્વવ્યાપ્ત વૈશ્વિક લયના કેન્દ્ર સાથે એકતાર થયેલો છે યેટ્સના બે મુખ્ય પ્રતીકો–Dancer અને Tree–અહી યેટ્સની મુખ્ય કાવ્યભાવના સંદર્ભમા જોવા જેવા છે સર્વ ભાષાઓની જનની નૃત્ય છે–કોલિંગવુડ નૃત્ય અને નૃત્યકાર

અભિન્ન છે. નર્તનાવસ્થામાં દેહ એ જ આત્મા જેમ કાવ્યમાં તેમ નૃત્યાંગનામાં પણ પ્રાકટ્ય એના પૂર્ણ સ્વરૂપે ખીલે છે. યેટ્સ કાવ્યને કન્યા સાથે સરખાવે છે–બંનેના આંતરતંત્રમાં પ્રકટીકરણની પૂર્ણ શકયતા રહેલી છે, બંને સર્જનનું પ્રતીક છે. ગતિશીલ નારીનું સૌંદર્ય કલા-પદાર્થનું પ્રતીક છે. નરીનો મુખરિત દેહ અને અંતર્મુખ ચ્હેરો યેટ્સની કવિતાના સંદર્ભમાં અત્યંત અર્થપ્રદ છે. સમગ્રદેહ અને અને આત્માના ઐકયનું પ્રતીક નૃત્યાંગના છે. યેટ્સે જે ચંદ્રકળાઓ Phases of Moon પાડી છે તેમાંની પૂર્ણ કળા–૧૫મી–નૃત્યાંગનાના અનુલક્ષમાં છે. "All thought becomes an image, and the soul becomes a body.."

"All dreams of the soul end in a beautiful man's or woman's body." અદ્‌ભુત દેહ સંતુલનમાં આત્મસંવાદ વિલસે છે. બુદ્ધિ કે વિચારના સઘળા સ્તરોનું અહીં નારીદેહના અપૂર્વ લાલિત્યમાં વિગલન થાય છે. She has outdanced thought. માલાર્મેમાં નૃત્યાંગનાં અવ્યક્ત એવા સૌંદર્યલક્ષી આદર્શનું પ્રતીક છે. યેટ્સમાં દેહ અને આત્માનું અવિભાજ્ય લાલિત્ય પ્રકટ કરતી નૃત્યાંગના વિશ્વ–લયનું પ્રતીક છે.

O body swayed to music, o brightening glance,/How can we know the dancer from the dance ?

'બાઇઝેન્ટીઅમ' અને 'એમોન્ગ સ્કૂલ ચીલ્ડ્રન'માં ડાન્સર ઇમેઇજનો સમર્થ ઉપયોગ થયો છે. નૃત્ય અને નૃત્યાંગના એક અને અભેદ છે તેમ કલાસર્જન અને કલાકાર વચ્ચે પણ કોઇ

પ્રભેદ નથી. કવિતાનુ આંતર તંત્ર સંતુલિત ગતિથી વહે છે તેમ નૃત્યાગનાનુ નૃત્ય પણ સંતુલિત ગતિથી આત્માના અમૂર્ત એવા તંત્રની સાથે સંવાદ સાધી વહે છે. યેટ્સમા આમ નૃત્યાંગનાનું પ્રતીક પૂર્ણ સૌંદર્ય, પૂર્ણ સર્જન અને પૂર્ણ સર્જકનું ઘોતક છે.

વિશ્વ કવિતાનું એક પ્રિય પ્રતીક વૃક્ષ છે. યેટસમાં વૃક્ષ સર્જન-વિસર્જન, જન્મ મૃત્યુ અને સદ્-અસદ્‌ના પ્રતીક તરીકે આવે છે બ્લેઇકનું વિધાન-Art is the tree of Life. God is Jesus Science is the tree of Death તેમજ વૃક્ષ અને પંખીઓ વિશેની કેબાલિસ્ટીક ઇમેઇજરીઝનું અધ્યયન યેટસની પ્રતીક વિચારણામા પૂરક તરીકે જોવા મળે છે. વૃક્ષને પર્ણ ફૂટે તેમ જો કવિને કાવ્ય આવવાનુ હોય તો આવે નહીં તો બહેતર છે ન આવે. કીટ્સની આ પ્રસિદ્ધ ઉક્તિ વૃક્ષ અને કાવ્ય-સ્વરૂપના આંતર તંત્રનું રચના સામ્ય જુએ છે કોલરિજે વૃક્ષના મૂળથી લઈ પર્ણની ટીશી સુધી ચાલતી આતર રસ પ્રક્રિયાનું વર્ણન કર્યું છે. કોલરિજથી માડી એક વર્ગના બધા જ કવિ, વિવેચકોએ કલાસ્વરૂપના સંદર્ભમા વૃક્ષની આતર પ્રક્રિયાને મૂકી છે.

યેટ્સની રચના-The Two Trees બ્લેઇકની રચના સાથે સામ્ય ધરાવે છે પણ યેટ્સની રચનાનો અર્થવ્યાપ મોટો છે.

The Two Trees

Beloved, gaze in thine own heart,
The holy tree is growing there;
From joy the holy branches start,
and all the trembling flowers they bear.

The changing colours of its fruit
Have lowered the stars with merry light;
The surity of its hidden root
Has planted quiet in the right;
The shaking of its leafy head
Has given the waves their melody,
And made my lips and music wed,
Murmuring a wizard song for thee.
There the loves a circle go,
The flaming circles of our days,
Gyring, spiring to and fro
In those great ignorent leafy ways;
Remembering all that shaken hair
And how the winged sandals dart,
Thine eyes grow full of tender care
Beloved, gaze in thine own heart.

Gaze no more in the bitter glass
The demons, with their subttle guile,
Lift up before us when they pass,
Or only gaze a little while;
For there a fatal image grows
That the stormy night receives,
Roots half hidden under snows,
Broken boughs and blackened leaves.
For all things turn to barrenness
In the dim glass the demons hold,

The glass of outer weariness,
Made when God slept in times of old,
There, through the broken branches, go
The ravens of unresting thought;
Flying, crying, to and fro,
Cruel claw and hungry throat,
Or else they stand and sniff the wind
And shake their ragged wings; alas!
Thy tender eyes grow all unkind
Gaze no more in the bitter glass

બે વૃક્ષમાનું એક જીવન વૃક્ષ છે–કલ્પવૃક્ષ છે. એ ઊગ્યુ છે સ્નેહમયીના હૃદયમા છે. બીજું વૃક્ષ લટકે છે દાનવોના દર્પણમા –તૂટેલ ડાળા ડાળીવાળું, કાળા કહોવાએલા પાદડાવાળુ, બરફમા ખૂરાએલ મૂળિયાવાળુ વગડે કાગડાઓની–અજંપાભર્યા વિચારોની ચીસાચીસ અને ઉડાઉડથી અને ભૂખ્યા ગીધોના ક્રૂર ન્હોરો અને વિંઝાતી જાડુલ પાખોથી હલબલી ઊઠેલુ રુખડવૃક્ષ દાનવોના દર્પણમા ઉલાળા લે છે–ત્યા ન જો! વ્હાલી ત્યા વધુ ન જો! સત્વહીન કઠોર વાસ્તવ જગત કે જે નર્યું દુરિતનું છે, ક્ષણજીવી છે, મૃત્યુથી ગ્રસાએલુ છે તે અહી દાનવોના દર્પણમાં ઉન્મૂલન થયેલા વૃક્ષના પ્રતીક વડે સૂચવાય છે. આ નર્યા જડ જરઠ દુરિત સભર જગ ભણી નૃત્યાગના નજર ન વાળે તે કાજ કવિ વિનવે છે–અહીં અસદ્નુ લાસ્ય છે.

પ્રથમ વૃક્ષ ઉગ્યુ છે–સ્નેહમયીના હૃદયમા એ જીવન વૃક્ષ છે–કલ્પવૃક્ષ છે. સર્જન–સત્ય–જીવનનુ એ શાશ્વત પ્રતીક છે. આનદમાથી પવિત્ર ડાળીઓ ફૂટી છે.–એ પવિત્ર વૃક્ષ છે. એના

અવનવીન રંગોથી ઉભરાતા ફળમાંથી તેજ ગ્રહીને તારકો ઝળહળે છે પ્રશાંત રાત્રિમાં ગયા છે. એ વૃક્ષનાં મૂળ છેકકે ઊંડાં ડોલતાં એનાં પર્ણ-શીર્ષના તાલે વહેતા વાયુને સાંપડયો છે લય અને એ વૃક્ષને સંબોધી સ્ફૂરેલા કવિના ગાનને સાંપડયું છે એનું સંગીત. પાંખાળો પ્રેમ એ વૃક્ષની ચગેલી ડાળીઓમાંથી વહે છે. પ્રાણ સ્ફૂલ્લિંગો પ્રસ્ફૂપ્તિ થયા કરે છે. વૃક્ષને વિંટળાઇ વહેતા લાસ્યમાં જે ક્ષણિક છે, જે દુરિત છે, જે કુરૂપ છે, જે અસત્ય છે તે સઘળું વિલોપન પામ્યું છે, આ લાસ્ય નિરખતી સ્નેહમયીના નેત્રમાં શાતાભર્યો કોમળ ભાવ તરવરવા માંડયો છે.

તારા હૃદયમાં નિહાળ વ્હાલી! ત્યાં પવિત્ર વૃક્ષ ઊગ્યું છે. આ કાવ્ય સર્જન પ્રક્રિયાનું કાવ્ય છે-કલા માત્રની જીવન માત્રની, આનંદ માત્રની, સત્ય માત્રની સર્જન પ્રક્રિયાનું. વૈશ્વિક ચેતના સાથે એક તાર થયેલી કવિની આત્મ ચેતનાનું આ કાવ્ય માત્ર વ્યક્તિનિર્ભર એવા પ્રતીકમાંથી નથી જન્મેલું. યેટ્સ માત્ર વ્યક્તિનિર્ભર પ્રતીકનું અસ્તિત્વ જ નથી કલ્પતા. સમગ્ર કાવ્ય પરંપરામાંથી ઊગેલા પ્રતીક પર આ કૃતિનું આંતરતંત્ર નિર્ભર છે.

Among School Children માં યેટ્સે ફરી એક વાર વૃક્ષ અને નૃત્યાંગનાની પરસ્પરાવલંબી તેમ જ પરસ્પરથી ભિન્ન એવી ઇમેઇજ દ્વારા જીવનનું સાર્થક્ય સ્પષ્ટ કર્યું છે. આત્મા અને દેહનું એકત્વ કલા કર્મ અને સૌંદર્ય દ્વારા પ્રકટેલા સ્વરૂપમાં વૃક્ષની જેમ ખીલી ઊઠે છે, નૃત્યાંગનાની જેમ નર્તી ઊઠે છે.

O Chestnut-tree, great rooted blossomer,
Are you the leaf, the blossom or the bole?

O body swayed to music, o brightening glance,
How can we know the dancer from the dance ?

યેટ્સે જીવન સમગ્રના આદરમાં જ પ્રેમનો આદર થતો જોયો છે. જીવનને ઉવેખીને ચાલતો પ્રેમ અલ્પજીવી નીવડે છે. વિફલ પ્રેમનું ( પ્રેમ–ઉતમ પ્રેમ યેટ્સમાં ક્યારેય વિફલતા સૂચક નથી ) કારુણ્ય જીવનના અનાદરમાંથી નીપજ્યું છે એ વાત પ્રેમીને સમજાય છે પણ કેટલી મોડી !

Down By The Salley Gardens

Down by the Salley gardens my love and I did meet ;
She passed the Salley gardens with little snow-white feet.
She bid me take love easy, as the leaves grow on the tree,
But I being young and foolish, with her would not agree.

In a field by the river my love and I did stand.
And on my leaning shoulder she laid her snow-white hand.
She bid me take life easy, as the grass grows on the weirs;
But I was young and foolish, and now am full of tears.

યેટ્સની આરંભની અનેક રચનાઓ પ્રેમની ગતિ-વિધિનું અનુભૂતિનાં અનેક સ્તરો પરથી વર્ણન કરે છે. આમ છતાં સ્નેહનું કારુણ્ય જે કૃતિઓમાં પ્રગટ થાય છે તે કૃતિઓ કદાચ યેટ્સની ઉત્તમ કૃતિઓ છે. વિશ્વ માધુર્ય કન્યાના આંસુમાં કેવું વિગલિત થાય છે તેનું નિદર્શન અહીં છેઃ–

## The Sorrow of Love

The brawling of a sparrow in the eaves,
The brilliant moon and all the milky sky,
And all that famous harmony of leaves,
Had blotted out man's image and his cry.

A girl arose that had red mournful lips
And seemed the greatness of the world in tears,
Doomed like odysseus and the labouring ships
And proud as Priam murdered with his peers;

Arose, and on the instant clamorous eaves,
A climbing moon upon an empty sky,
And all that lamentation of the leaves
Could but compose man's image and his cry.

પરી પ્રદેશનું કલ્પન-તીવ્ર કલ્પન એમણે હાડોહાડ અનુભવ્યું છે. સૌંદર્યની સુક્ષ્માતીત છટાઓ એમણે કાવ્યોમાં છલાવી છે. આમ છતાં સૌંદર્ય લુબ્ધ કવિ યેટ્સે સૌંદર્યની

ક્ષણભંગુરતા પણ પ્રમાણી છે અનિત્ય સૌંદર્યને એમણે અહીં કવિતાના સૌંદર્યમા બદ્ધ કર્યું છે.

"All that's beautiful drifts away
Like the waters"

( વૃદ્ધત્વ પણ ઉત્તમ કાવ્યો રચનાર કવિનું દેહ સૌંદર્ય ચિત્તાકર્ષક હતુ. પોતાના સુંદર ચહેરાને વય જતા વિલાતો જતો જોઈ કવિ બોલી ઉઠેલા

Fifteen apparitions have I seen
The worst a coat upon a coat-hanger )

The Stolen Child અને Man who Dreamed of Fairy Land આ બે રચનાઓ યેટ્સનું રંગદર્શી વલણ પ્રકટ કરતી રચનાઓનું પ્રતિનિધિત્વ ધરાવે છે આ રચનાઓના કવિ વાસ્તવ પ્રત્યે કેટલા સજાગ છે તેનું જ અંતે તો દર્શન કરાવરાવે છે. પૂર્ણ કલ્પનાને સિદ્ધ ન કરી શકવામા રહેલી કરુણ અને જગતની કઠોર વાસ્તવિકતાના સ્વીકારમાથી નીપજતી કરુણાની આ રચનાઓ છે બને રચનાઓ પૂર્ણત્વને સિદ્ધ કરવાના મનુષ્યના નિષ્ફળ પ્રયત્નોમા રહેલી વેદના પ્રત્યે વધુ તો ભાવકને અભિમુખ કરે છે

Come away, O human child!
To the waters and the wild
With a Fairy, hand in hand,
For the world's more full of veeping than
you can understand

કાવ્યની આ ધ્રુવ કંડિકા છે. દર પુનરાવર્તને 'તું સમજે એ કરતાં જગત વધુ દુઃખ ભર્યું છે' એ ભાવ જ દૃઢ થતો રહે છે.

('The Lake Isle of Innisfree' જેવા ઉત્તમ ઊર્મિકાવ્યમાં પણ ધ્વનિ કારુણ્ય સૂચક છે. નગરપથની પર ઊભો એ બોલી ઊઠે છે:

I will arise and go now, and go to Innisfree.
કેવું સ્વપ્ન રમ્ય સ્વર્ગીય વાતાવરણ! કેવી ઝરમર ઝરમર વરસતી શાંતિ! કેવી આગિઆની પાંખોથી ઉભરાતી સાંજ! કાંઠાને અફળાઈ ધીમા રવે બોલતાં સરવરનાં જળ એ સાંભળે છે અહીં પગથી પર ઊભો ઊભો એ...સાંભળે છે એના અંતરમાંથી ઉઠતા રવને.

હું જાગું અને જાઉં હવે જાઉં ઈનિસફ્રી–આ પંક્તિ પહેલા શ્લોકની પહેલી અને અંતિમ શ્લોકની પહેલી પંક્તિ છે. આ બે પંક્તિઓ વચ્ચે કેવું કરુણ સુંદર નાટક ભજવાઈ ગયું. આ નાટચોર્મિ કાવ્ય છે. અંતિમ શ્લોકની આ પ્રથમ પંક્તિ માત્ર પુનરાવર્તન નથી. જાગીને કયાં જવાનો છે એ ઈનિસફ્રી? એ તો અહીં વરવા અને નર્યા અવાજોથી ખખડતા નગરોની ભૂખરી પગથી Pavements Grey પર ઊભો છે. તીવ્ર સ્મૃતિ જે ક્ષણે એને સૌંદર્યલોકનું અમી પાય છે તે જ ક્ષણે એ સૌંદર્યલોકનો લોપ થાય છે, અને રહી જાય છે એ અટૂલો ગત સૌંદર્યના માધૂર્યને સ્મરતો...While I stand on the road way, or on the pavements grey I hear it in the deep heart's core.

કાવ્ય કરુણ સુંદર છે-એ રચાયું છે ધન્ય ક્ષણોમા. એવી ધન્ય ક્ષણો કે પોતે તો ધન્ય બને છે પણ જે જે એ જૂવે છે તે તે પણ ધન્ય બની જાય છે. જીવનમાં આવી ક્ષણો જૂજ આવે છે.

Twenty minutes more or less
It seemed so great my happiness
That I was blessed and could bless.

ગ્લાનિમુક્ત મન સર્વત્ર મહા આનંદ સાથે ઐક્ય અનુભવે છે. A Dialogue of Self and Soulમાં પણ આ જ ભાવ વધુ પ્રતીતિપૂર્વક કવિએ આલેખ્યો છે.

When such I cast out remorse
So great a sweetness flows into the breast
We must laugh and we must sing,
We are blest by everything,
Everything we look upon is blest.

જે કાવ્યોનું મુખ્ય પ્રેરક બળ-Spur-તેને યેટ્સે નર્યા સચ્ચાઇભર્યા રણકાથી અહીં મૂક્યું છે.

The Spur

You think it horrible that lust and rage
Should dance attention upon my old age;
They were not such a plague when I was young;

What else have I to spur me into song?

આ એકરાર 'અન્યત્ર' આ પંક્તિઓમાં પણ મળે છે.

All things can tempt me from this craft of verse:

One time it was a woman's face, or worse
The seeming needs of my fool-driven land.

આયર્લેંડના સ્વાતંત્ર્ય સંગ્રામમાં એ સક્રિય રીતે જોડાએલા હતા. પણ મુકત આયર્લેંડમાં એમણે જોયું કે પોતે સેવેલું સ્વતંત્રતાનું સ્વપ્નું નર્યું ઠગારું નીવડયું. 'રાજકારણ'માંથી એમનો રસ ઊડી ગયો. રાજકારણમાં રત લોકોની પોકળતા એમને સમજાઈ, ઘણી રચનાઓમાં મુકત આયર્લેંડમાં પ્રવર્તતી છિન્નભિન્નતાથી વ્યથિત થયેલા કવિએ મૂલ્યશૂન્ય પ્રજા પર તીવ્ર કટાક્ષ કર્યા છે.

The Great Day

Hurrah for revolution and more cannon-shot!
A beggar upon horseback lashes a beggar on foot!
Hurrah for revolution and cannon come again!
The beggars have changed places, but the lash goes on.

Church and State નામના કાવ્યમાં સાંપ્રત રાજકારણ અને ધર્મના પ્રશ્નો એમણે મૂકયા છે. સાંપ્રદાયિક ધર્મ

અને રાષ્ટ્રત્વની સંકુચિત ભાવનાને એમણે પડકારી છે was it needless death રાજકીય સ્વપ્નોને સિદ્ધ કરવામાં મૃત્યુ અનિવાર્ય છે? રાજ્ય અને ધર્મ બંનેમાંથી એમની આસ્થા છેલ્લે ચળી ગઈ છે.

એમના એક કાવ્ય-Politics-માં યેટ્સની શ્રદ્ધા શેની ઉપર ટકે છે તેનું સૂચન રહેલું છે

Politics

In our time the destiny of man presents its meaning in political terms' –Thomas Mann

How can I, that girl standing there,
My alteration fix
On Roman or on Russian
Or on Spanish Politics?
Yet here's a travelled man that knows
What he talks about,
And there's a politician
That has read and thought,
And may be what they say is true
Of war and war's alrams,
But O that I were young again
And held her in my arms!

કાવ્યની અંતિમ પંક્તિઓમાં વૃદ્ધત્વનું કારુણ્ય ઉપસી આવે છે પણ અહીં કાવ્ય યેટ્સની એક ચોક્કસ વિચાર ધારાના સંદર્ભમાં એવું સરળ પડશે. કાવ્યના આરંભે કવિએ

ટાંકેલું ટોમસ માનનું વિધાન કવિને અસ્વીકાર્ય છે, એટલું જ નહીં આ વિધાનના તીવ્ર પ્રતિકાર લેખે કાવ્ય રચ્યું છે. રાજકીય વિચાર સરણીઓ દ્વારા આજના માનવીનું ભાવિ એનો અર્થ પ્રગટ કરે છે એવા ટોમસ માનના મંતવ્ય સાથે યેટ્સ સંમત નથી. યેટ્સ મનુષ્યનું ભાવિ 'જાતીય રહસ્ય' પર નિર્ભર છે એવો સંકેત કાવ્યમાં મૂકે છે. સ્ત્રી પુરુષના જાતીય સંબંધોમાંથી જ ભાવિ વિશ્વનું નિર્માણ થાય છે. Leda And The Swan, The Second Coming, Baizentium અને અન્ય રચનાઓમાં જાતીય રહસ્ય Sexual Mystery પર પૂરો ભાર મૂકયો છે. ઇતિહાસ-સમાજ ધર્મ-સંસ્કૃતિ સાથે સંકળાએલી પ્રજાઓની અતિ સંકુલ મનોરેખાઓને સમજાવવા જે સંજ્ઞાઓ-Primary Gyres અને Antithetical Gyres યેટ્સે પ્રયોજી છે તેમાં પણ એકમેકને છેદતા Cones માં જાતીય રહસ્યને સ્ફૂટ કરતા સંકેતો રહેલા છે એમ કેટલાક વિવેચકો માને છે. Leda And The Swan પુરાણ કલ્પન દ્વારા આ રહસ્ય પ્રગટ કર્યું છે.

### Leda And The Swan

A sudden blow: the great wings beating still
Above the staggering girl, her thighs caressed
By the dark webs her nape caught in his bill,
He holds her helpless breast upon his breast.

How can those terrified vague fingers push
The feathered glory from her loosening thighs?
And how can body, laid in that white rush,
But feel the strange heart beating where it lies?
A shudder in the loins engenders there
The broken wall, the burning roof and tower
And Agamemnon dead

*Being so caught up,*
So mastered by the brute blood of the air,
Did she put on his knowledge with his power
Before the indifferent beak could let her drop?

સરોવરમા સ્નાન કરતી લીડા પર ઝીઅસ હંસનું સ્વરૂપ ધારણ કરી બળાત્કાર કરે છે. અવશ લીડા–Feathered glory મા જકડાય છે આખુય કાવ્ય જાતીય રહસ્યના નિરૂપણમાથી પ્રગટતા આનંદનું પ્રતીક છે. ગ્રીક પ્રજાના ભાવિમા ઘટનારી મહાન રાષ્ટ્રવ્યાપી ઘટનાઓનું નિર્માણ જે ક્ષણે ઝીઅસે લીડાના ગર્ભમા આત્મતેજ મૂક્યુ તે જ ક્ષણે થયુ.

The broken wall, the buring roof and tower/And Agamemnon dead. (અહીં છંદને જે ત્વરાથી યેટ્સે તોડયો એમા આ મહાન કવિની અપ્રતિમ કાવ્યકલાનુ અને એના અકળ લયસામર્થ્યનું દર્શન થાય છે.)

પ્રથમ આઠ પંક્તિઓમાં જાતીય સંવેગ-આવેગ પ્રવેગનું માર્દવ-યુક્ત મર્મભર્યું વર્ણન બલિષ્ઠ લયાવર્તનો દ્વારા કરી કવિ ગ્રિક સંસ્કૃતિ સાથે સંકળાએલી મહાન અવિસ્મરણીય ઘટનાઓનું સૂચન-હેલનનો જન્મ, ટ્રોયનું યુધ્ધ, એગેમેમ્નોનની હત્યા-And Agamemnon dead દ્વારા કરે છે. લીડાના ગર્ભમાં ભાવિનું બી મૂકનાર ઝીઅસે લીડાના માનસને પ્લાવિત-સ્વપ્નપ્લાવિત કર્યું? કવિ માત્ર પ્રશ્ન પૂછે છે. પેગન સંસ્કૃતિ જે જાતીય સંબંધ દ્વારા આવી તે સંબંધ દરેક સંસ્કૃતિનું નિર્ણાયક ભાવિ છે. યેટ્સને મન શુધ્ધ દર્શન પણ ભૌતિક મૂળથી અવિચ્છિન્ન નથી.

> Pure vision is inseparable from its Physical Origin.

The Second Comingમાં પણ અફાટ રણમાં પથરાએલી રાત્રિમાં સાથળોથી સરતા સ્ફિંકસના પ્રતીક દ્વારા યેટ્સે પુનઃ પ્રજનનની શકયતાઓને પ્રકટ કરી છે. કાવ્યાંતે પારણામાં ઝૂલતા ક્રાઇસ્ટના સંદર્ભથી આખોય અર્થ પ્રકટે છે. અનેક દૃષ્ટિએ આ કાવ્ય મહત્ત્વનું છે. આગમનાં એંધાણ એમણે આ કાવ્યમાં ભાખેલાં. તત્કાલીન વિશ્વ રાજકારણના પ્રવાહોથી યેટ્સ ઘણા વ્યથિત હતા. આવતા વિશ્વ યુધ્ધે એમને નવા રહસ્યનું દર્શન કરાવ્યું. યુધ્ધમાં-આવતા યુધ્ધમાં એમણે સઘળી પરંપરાઓ, માનવ મૂલ્યો, સુંદર પ્રાચીન ભાવનાઓ અને જીવન સંસ્કૃતિનો વિનિપાત થતો નિહાળ્યો.

> Turing and turning in the widening gyre
> The falcon cannot hear the falconer;
> Things fall apart; the centre cannot hold;
> Mere anarchy is loosed upon the world,

The blood-dimmed tide is loosed, and every where
The ceremony of innocence is drowned;
The best lack all conviction, while the worst
Are full of passionate intensity.

સ્વયંકેન્દ્રની ધારણ શક્તિ નાશ પામતા પદાર્થો વિખૂટા પડી સર્વત્ર અરાજકતા પ્રસરાવે છે. મધ્ય-પ્રતીકો છિન્નભિન્ન કેન્દ્રવિહીન ખરતા પદાર્થોનું સૂચન કરે છે. આ અરાજકતામાં ગ્રસ્ત વિશ્વ એક નવા પ્રકાશ તરફ ગતિ કરશે પણ તે પહેલાં પૂર્વ ક્રિસ્ટઅનયુગની કાળરાત્રિ ને હલબલાવતો, કાળા પડછાયા પાથરતો અને ચીંકાટા નાખતો આકાર-Sphinx-રણ પંખીઓની ક્રુદ્ધ અફળાતી-ઘુમરાતી છાયાઓમાંથી ધસમસ્યો આવશે.

Somewhere in sands of the desert
A shape with lion body and the head of a man,
A gaze blank and pitiless as the sun,
Is moving its slow thighs, while all about it
Reel shadows of the indignant desert birds.
The darkness drops again; but now I know
That twenty centuries of stony sleep
Were vexed to nightmare by a rocking cradle,
And what rough beast, its hour come round and at last,
Slouches towards Bethlehem to be born?

કાવ્યનો અંત દુઃસ્વપ્નના અંતે પ્રકાશતી મહાન આશા, મહાન શ્રદ્ધા અને મહાન શાતાનું સૂચન કરે છે.

શબ્દ, લય અને વિશેષ તો કાવ્યાત્મક પ્રતીકો દ્વારા જ માનવનું ભાવિ એનો અર્થ પ્રકટ કરે છે એમ યેટ્સ માને છે. યેટ્સને આમ કલાની શક્તિમાં અટલ શ્રધ્ધા છે, કલાના ધર્મમાં અચલ આસ્થા છે પણ કવિકર્મ કેવું કપરું છે. એક શુધ્ધ ઇમેઇજ કાવ્યમાં સિદ્ધ કરવી, એક પૂર્ણ પ્રતીક સમગ્ર કવિતામાં પ્રસ્થાપિત કરવું એ કેવી અથાક સાધના માગી લે છે તેનો નિર્દેશ આ પંક્તિઓમાં જણાય છે:

Those masterful images because complete
Grew in pure mind, but out of what began?
A mound of refuse or the sweetings of a street,
Old kettles, old bottles, and a broken can,
Old iron, old bones, old rags that raving slut
Who keeps the till. Now that my laddder's gone,
I must lie down where all the ladders start,
In the foul rang-and-bone shop of the heart.

નર્યા કડુ કઠોર વાસ્તવને ભેદીને જનારને જ પરિશુધ્ધ એવા કાવ્ય–વાસ્તવનો મર્મ સમજાય છે એને જ આત્માની અમૃત કલા સિદ્ધ થાય છે.

'જ્યાંથી સર્વ સોપાનનો આરંભ થાય છે ત્યાં હું હવે વિરમું' કહેનાર કવિ સૂચન તો અહીં વિરામમાં અવિરામ કર્તવ્યનું જ મૂકે છે. કવિની ઇચ્છા અંતે 'અક્રિયોદધિ'માં

સહેલવાની જ છે. એમણે સતત રહસ્યમય પ્રતીકોની ખોજ દ્વારા બાહ્ય વિશ્વના સઘળા પદાર્થો સાથે સંવાદ સાધવાનો કવિપ્રયત્ન કર્યે રાખ્યો છે.

આતર-બાહ્ય વિશ્વની બધી રેખાઓ જે પ્રતીકમાં જે ઇમેઇજમાં એકાકાર થઇ જાય ને પ્રતીક તે ઇમેઇજની ખોજમાં જ એ અદ્‌ભુત પ્રાણશક્તિથી ઝૂઝયા કારણ કે એમને મન કાવ્યખોજ એ જ આત્મખોજ.

By the help of an image
I call to my own opposite, summon all
That I have handled least, least looked
upon.

કવિએ ઉત્તર અવસ્થામા એમની એક મહાન કૃતિ A Vision-ની પ્રસ્તાવના લખતા અનન્ય વિનમ્રતાથી લખેલું: આ કૃતિનો અન્યને મન શો અર્થ હશે તે હું જાણુતો નથી. કદાચ કંઇ નહીં પણ મારે મન તો વિશ્વમા પ્રવર્તતી અરાજકતા સામેના પ્રતિકારનું એ અંતિમ કૃત્ય છે. I don't know what my book will mean to others-nothing perhaps. To me it means a last act of defence against the chaos of the world. એમણે અન્યત્ર નોંધ્યુ છે: જો અરાજકતા સમજાય તો પૂર્ણ સંવાદ પ્રતિ, પૂર્ણ ઋત પ્રતિ ગતિ થઇ શકે. એ અરાજકતા જ પછી પૂર્ણ સંવાદની, પૂર્ણ ઋતની એક સુંદર ભાત બની ઊઠે.

કવિકર્મ દ્વારા યેટસે અરાજકતાને અતિક્રમી; વૈશ્વિક સંવાદને આત્મસાત કરી; પૂર્ણ ચૈતન્યનો સાક્ષાત્કાર કર્યો, કાવ્ય દ્વારા કરાવરાવ્યો.

–નલિન રાવળ

## રોબર્ટ ફ્રોસ્ટ

### હિમાચ્છાદિત સંધ્યાએ અરણ્ય વિશ્રામ

અરણ્યો આ કોનાં? મનડું મુજ એ ધારતું રહે.
રહે એનો સ્વામી નિજ ઘર વિશે ગ્રામની મહીં,
છતાં તે ના જોશે અહીં અટકી રહેતાં કદી મને.
અરણ્યોને એનાં નિરખું હું હિમાચ્છાદિત બન્યાં.

દિસે સંધ્યા શ્યામા વરસભરમાં સૌથી ગહન!
અરણ્યો આ બાજુ, સરવર બીજે જામી જ ગયું.
વિસામાને માટે કુટિર નવ એકેય નિરખું.
લઘુ ઘોડો મારો મનમહીં રહ્યો વિસ્મિત બની:

હલાવે એ બંધો, રણકી ઉઠતી ઘંટડી બધી
પૂછે છે એ રીતે: "ભૂલ કશી તમારી થતી નથી?"
ફરાની વર્ષા ને પવનલહરી મંદ પ્રસરે.
ધ્વનિ ઊઠે તેથી નીરવ વનમાં એ ફરી વળે.

અરણ્યો છે ઘેરાં, ગહન, મનને મોહિત કરે
છતાં મેં આપેલાં વચન કરવાં પાલન પડે.
અને નિદ્રા પૂર્વે
જવાનું છે મારે. પથ મુજ રહ્યો દીર્ઘતમ છે:
અને નિદ્રા પૂર્વે
જવાનું છે મારે, પથ મુજ રહ્યો દીર્ઘતમ છે.

અનુ: શાન્તિકુમાર જ. ભટ્ટ

---

